# અનુક્રમ

મોટી કરી દેખાડવામાં આવી હતી, પણ જે નેતાજીએ પૂર્વ એશિયાની ૨૫ લાખની હિંદી પ્રજા ઉપર અને હિંદી ફોજ ઉપર અજબ જાદુ ફેલાવ્યું હતું એ નેતાજીના નામથી મંત્રમુગ્ધ બની ગયેલી હિંદી પ્રજા અનેક બનાવટોને સાચી માની લ્યે એમાં નવાઈ પણ શી? પછી તો નેતાજી કે સુભાષબાબુના નામ માત્રથી ગમે તે પુસ્તકો વેચાવા માંડ્યા હતાં. એને કોઈ રૂક જાઓ કહેનારું ન હતું. તેમ સાચ જૂઠ તારવવાનું કોઈ સાધન પણ ન હતું.

આવાં બિલાડીના ટોપની જેમ નેતાજીના નામે બહાર પડી જતાં પુસ્તકો, ઊડતી વાતો કે તમનમતા અખબારી અહેવાલોમાંથી આ ત્રણ જુવાન સૈનિકોની સાચી મહત્તા સમજવી ભારે મુશ્કેલ હતી.

એ દિવસોમાં નેતાજીના અમરકાન્તિનાદની એક નવલકથા લખવાનું અમે વિચારી રહ્યા હતા, એ માટે મલાયાની ધરતી અંગે લખાયેલાં પુસ્તકો ફેંદી રહ્યા હતા. ત્યાંના હિંદીઓની રહન સહન અંગે શક્ય એટલું સાહિત્ય ઉથામી રહ્યા હતા. બની શકે એટલા સીંગાપોર-વાસીઓ પાસેથી ત્યાંનું હિંદી જીવન જાણવા પ્રયાસ કરી રહ્યા હતા, એમ કરતાં કરતાં આઝાદ હિંદ ફોજની રચના સુધી આવી લાગ્યા.

સીંગાપોર અને રંગૂનમાંથી આઝાદ હિંદ ફોજ અંગે જે કાંઈ સાહિત્ય બહાર પડયું હતું એમાંથી મળ્યું એટલું જોઈ ગયા. હિંદી, અંગ્રેજી અને ગુજરાતી અખબારોમાં એ અંગે બહાર પડતાં નિવેદનો અને અહેવાલોની નોંધ કરતા ગયા. એ ત્રણે ભાષામાં બહાર પડેલાં બધાં પુસ્તકો વાંચતા ગયા. છતાં સાચ જૂઠનો અસંતોષ તો એવો ને એવો ઊભો રહ્યો, એથી આઝાદ હિંદ ફોજના સૈનિકોને મળવાનું શરૂ કર્યું.

મુબઈ આવતા અને આવીને ચાલ્યા જતા આઝાદ હિંદ ફોજના સૈનિકો, સેકન્ડ લેફ્ટેનન્ટો અને લેફ્ટેનન્ટો પાસેથી જાત માહિતી

મેળવવા કલાકો સુધી ચર્ચાઓ કરી, અમે એકઠી કરેલ વિગતોને એ ચર્ચાની કસોટીએ ચડાવી, અને ત્યાર બાદ બધી માહિતીના સરવાળા બાદબાકી કર્યા.

આ રીતે નવલકથા માટે જ બની શકે એટલી સાચી માહિતી મેળવવા જતાં આઝાદ હિંદ ફોજના આ ત્રણ લાડકવાયાઓનું સૈનિક-જીવન અમારી સામે આકાર લેતુ ગયુ. એમની વીરતાએ અમને આકર્ષી લીધા. એમની ધીરતાએ અમારામાં આદર ઉત્પન્ન કર્યો. એમની શિસ્ત અમને બેનમૂન લાગી. યુદ્ધની એમની કુનેહ, કળા, મોરચાઓથી લશ્કરી ચાલ, ત્વરિત નિર્ણયશક્તિ, ખેલદિલી, અનુપમ જુસ્સો, અથાગ પુરુષાર્થ અને એમનામાં પેદા થયેલી જ્વલંત દેશભાવના યુદ્ધના મેદાનો ઉપર લડતા જગતના કોઈ પણ સૈનિકને, વીરને, યોદ્ધાને જેમ આપે તેવી લાગી. આ શૌર્ય, આ સાહસ, આ પરાક્રમ અને આ શિસ્ત જે દેશમાં હોય એ પરાધીન રહી જ કેમ શકે! આવા મહારથીઓ પેદા કરનારા દેશને ગુલામીની જંજીરોમાં જકડી રાખનારી જગતમાં કોઈ તાકાત હોઈ શકે ખરી!

આ સૈનિકોની ભવ્ય કુરબાનીએ હિંદના થીજી ગયેલા લોહીમાં ગરમી પેદા કરી. કલકત્તા અને મુંબઈમાં બળવા, હડતાલ, સરઘસ અને મશીનગનો સામે લોહી સીના ફુલાવી ઝુલાવીને દોડ્યા. આ સૈનિકોની જ્વલંત દેશભાવનાએ વફાદારી-ભર્યા હિંદી પાયદળ, સમુદ્ર અને હવાઈ દળોમાં વિપ્લવનો કાળો કોપ જગાવ્યો, એવા અદ્દીક અને અકલ્પ્ય ઝડપી બનાવોની સાંકળ બ્રિટિશ પ્રધાનમંડળના મીશન સુધી સંકળાઈ જાય છે.

ખરી રીતે તો સૈનિકજીવન એજ એમનું જીવન છે, એથી જુદું કોઈ ઉદાત્ત જીવન, કોઈ મનોરમ આશાઓ, કોઈ સુંવાળાં સ્વપ્નાંઓ, કોઈ વૈભવી મહત્ત્વાકાંક્ષા સાચા સૈનિકને નથી હોતી. સંભવ છે કે એવા સૈનિકોમાં મુત્સદ્દીગીરી નહિ હોય, રાજકારણના જટિલ કોયડા ઉકેલવાની આવડત એનામાં નહિ હોય, સમાજજીવનના ફૂટપ્રશ્નો ચર્ચવાનું જ્ઞાન એનામાં નહિ હોય, જેને આપણે વિદ્વાન કહીએ છીએ તે વિદ્વાનની સાથોસાથ એ નહિ રહી શકતો હોય, ક્યારેક મુત્સદ્દીઓના મેલા દાવમાં ફસાઈને નિષ્ફળ લોહી પણ વહેવડાવતો હશે છતાં—

—સમાજના અન્ય તમામ વર્ગો-વિભાગોમાં જે નથી હોતું એવું લોહ આ સૈનિકવર્ગમાં હોય છે. સાચા સિપાહીને પોતાની ફરજોનું એટલું સખત ભાન હોય છે કે એમાં જરા જેટલી ચૂકને મોટી નામોશી માને છે. જાગ્રત મુમુક્ષુ જેમ પોતાની પળે પળનો હિસાબ રાખે છે, તેમ આ સિપાહી કર્તવ્ય કર્મની પલે પલે નોંધ પોતાની ડાયરીમાં ટપકાવતો હોય છે, ગોળીઓના વરસાદ વચ્ચે કે-ગોળીથી ખતમ થતાં પહેલાં યે આખરી આંક પોતાની ડાયરીમાં નોંધે જવાની કરાળ સ્થિતપ્રજ્ઞતા દાખવે છે, એ ડાયરીમાં એકાદ કાળો લીટો એના સૈનિકજીવનની આશાઓ ઉપર ભારે આઘાતો કરી જાય છે. આગગાડીના સીગ્નલની જેમ આ સૈનિકના ફરજભંગ ઉપર દેશના લાખો-અને કરોડો લોકોનું ભાવિ અવલંબતું હોય છે, એ જેટલું સ્પષ્ટ નથી દેખાતું એટલું એ ગંભીર છે. આ ગંભીરતાનો ખ્યાલ ચૂકવો સૈનિકને પોસાતો નથી.

આથી કરીને એ સૈનિક પોતાની ફરજોની બાબત પરત્વે ચલાવી લેતાં નથી શીખ્યો. જગતના ડાહ્યા માણસોની જેમ વહેવારપટુતાના ઓઠાં હેઠળ સૈનિકજીવનમાં નિર્બળતાઓ સંઘરવાનું એને પાલવતું નથી. અસીધારા ઉપર ચાલતા સૈનિકને નજરચૂક શે પાલવે?

- સમાજના ધૂસવાડાઓમાં જરા જેટલી નબળાઈ જોઈ જતાં એની

સામે નજર રાખીને ચાલતા સામાન્ય માનવીઓ ઠેઠ તળિયે જઈને બેસે છે એ સત્ય જેટલું સમાજજીવનમાં સાચું છે તેટલું જ સૈનિક-જીવનમાં સાચું છે. સૈનિકજીવનનું ખમીર એ જ કોઈ પણ લશ્કરની કરોડરજ્જુ છે. જેનું ખમીર તૂટ્યું એનો પરાજય નિશ્ચિત હોય છે. આટલા માટે જ યુદ્ધે ચડેલાં રાષ્ટ્રો એક બીજાનાં લશ્કરોનું ખમીર તોડવાના આદિથી અંત સુધી પ્રયાસો કરતાં હોય છે.

સૈનિકને સખત શિસ્ત પાળવી પડે છે, એટલા માટેજ કોઈ પણ સિપાહીનો જરા જેટલો યે વિરોધ બળવામાં ખપે છે ને એને સખત સજા ભોગવવી પડે છે. શિસ્તનું ખમીર આટલું ઊંચું રાખવામાં ન આવે તો કોઈ પણ રાષ્ટ્રની સલામતી હાલતાં જોખમમાં આવી પડે. પણ લશ્કરી તાલીમ, લશ્કરી શિસ્ત અને લશ્કરી દિમાગથી તદ્દન વીછોડાઈ ગયેલા આપણા જેવા ગુલામ દેશોની પ્રજા એ ખમીરનું જોઈએ તેવું મૂલ્યાંકન ન કરી શકે. ઘણા તો સમજી જ ન શકે.

હિંદ જેવા ગુલામ દેશોની પ્રજા માટે અનેક યુદ્ધો અનિવાર્ય હોય છે. ક્યારેક તો તમામ સ્ત્રીપુરુષોને સૈનિક બનવુ પડે છે, પણ ખમીરના ઉચ્ચાભિમાન વગર સૈનિક બની શકાતું નથી. ગાંધીજી આટલા માટે જ શિસ્તનો ભારે આગ્રહ રાખે છે.

જેમ ખમીરને નીચું ઊતરતું સૈનિક જોઈ શકતો નથી તેમ પરાજયને પણ એ સહી શકતો નથી. જર્મની ને જાપાનના પ્રજાજનો, સૈનિકો ને સેનાપતિઓએ આટલા સારુજ આપઘાતો કર્યા ને કર્યે જાય છે. સૈનિક સમજે છે કે પરાજય પછી શરૂ થાય છે, અપમાન, સ્વમાન-ભંગ, હીણપત, અવગણના વગેરે. એવાં લાંછન સહિત કે માનભંગ સહિત સૈનિક જીવી શકતો નથી. 'ઉચ્ચ તોખમનો સિપાહી માનભંગ' જીરવી શકતો જ નથી, એવી કેટલીક અસહ્ય માનહાનિ કે હીણપત-ભરી સ્થિતિ વચ્ચે ગાંધીજીએ પણ આપઘાત કરવાની સલાહ આપી છે.

મેંકડો વર્ષની ગુલામીને કારણે સૈનિકના ઉચ્ચ તોખમ અને ઉમદા ખમીર, માનભંગ અને હીણપતભરી સ્થિતિ વચ્ચેની ભેદલીટી આપણા સામાન્ય માનવીની આંખ સામેથી ભુંસાતી ચાલી. લડાયક વર્ગનું ગૌરવ કરવાનું આપણે વીસરતા ગયા. તાકાત જડતામાં ખપી, નિર્બળતા ડહાપણમાં ખપી તે એટલે સુધી કે દેશને ખાતર માથાં દેનાર માણસોનું સન્માન કરવા માટે પણ ગાંધીજીને ભારે મથામણ કરવી પડી છે. એ પછી પણ મધ્યમ વર્ગના સત્યાગ્રહી સૈનિક અને આમ વર્ગમાંથી ભરતી થયેલ આઝાદ હિંદ ફોજના સૈનિક વચ્ચેના સન્માન ખ્યાલો વચ્ચે ઘણું મોટું અંતર ઊભું છે.

ગમે તેમ પણ લડાયક પ્રણાલિકા ગુમાવી બેઠા પછી આજે સેંકડો વર્ષ બાદ સૈનિકોનું ઊંચું તોખમ અને ઉમદા ખમીર પહેલ-વહેલું આપણે આઝાદ હિંદ ફોજના સૈનિકોમાં જોયું, એ તોખમને, ખમીરને કારણે જ આઝાદ હિંદ ફોજ ઘાસ ખાઈને લડેલી ને ઇમ્ફાલથી જ્યારે પીછેહઠ કરવી પડી ત્યારે અનેક ફોજી અફસરો ને સૈનિકો આપઘાત કરી કરીને મરી ગયા. ખુદ શાહનવાઝખાંએ પણ આખરે અંગ્રેજોના હાથમાં પડવા કરતાં આપઘાત કરવાનો નિર્ણય કરેલો. પણ ઢીલોં તથા અન્ય સાથીદારોની સમજાવટને કારણે અટકી ગયા.

સાચદિલ સત્યાગ્રહીઓને બાદ કરતાં એ પારે ચડી ગયેલા સામાન્ય જીવો માટે મોતના આવા નિર્ણયો સમજવા ઘણા અઘરા છે. કારણકે સ્વાત્માર્પણની પ્રણાલિકા આપણે વીસરી ગયા છીએ. એટલે સાચી ફનાગીરી માટે જે લાવામાં શેકાવું પડે છે એની કલ્પના આપણે નથી કરી શકતા. બીજી રીતે ય ગાંધીજીએ આપણને ઘરમાંથી ખેંચી ખેંચીને મેદાનમાં મૂક્યા ત્યારે જ આપણે ભૂલી ગયેલા શબ્દો યુદ્ધ, લડત, રણજંગ, રણભેરી વગેરે ગોખતાં શીખ્યા. પ્રજાને તૈયાર કરવા યુવકોને પલોટવા ગાંધીજીએ જે લડતો આપી એમાં હજી તો આપણને ઉઝરડા જ થયા છે. શિર સાટેનાં યુદ્ધો ખેલવાં તો હજી બાકી છે. એ યુદ્ધો અધૂરાં પણ આઝાદ હિંદ ફોજે ખેલ્યાં.

નેતાજીના હીપ્નોટીઝમને દૂર રાખીને જોતાં વતનપરસ્તી માટે ફેલાયેલા એ ખૂનખાર અવસ્થિત જંગના ગુણો ગાંધીજીએ પરખી લીધા, અને લોકોનું ધ્યાન એ તરફ ખેંચ્યું. મૂઠીભર ભાત માટે લશ્કર-ભરતી થયેલો એક અદનો સિપાહી આઝાદ હિંદ ફોજમાં જોડાઈને પૂરા રાજકીય ભાનવાળો, દેશભાવનાથી સળગતો અને માથું હાથમાં લઈને ઝૂઝતો આપણે જોયો, આ હિં. ફો માં ફના ફાતિહો થઈને ચારચાર વર્ષ સુધી બ્રિટિશ તુરંગોમા હેરાન પરેશાન થઈને એ સિપાહી છૂટે છે ત્યારે સર્વ પ્રથમ પોતાના દેશને યાદ કરે છે આઝાદી માટે આખર દમ તક ઝૂઝવાની એણે લીધેલી પ્રતિજ્ઞાનો પુનરોચ્ચાર કરે છે ને પોતાની સેવાને દેશને ચરણે ધરી દે છે.

મૂઠીભર ભાત ખાતર સરકારી લશ્કરમા ભરતી થયેલો આ મૂઢ ગામડિયો જે છડે ચોક દેશવાસીઓનું અપમાન કરી રહ્યો હતો તે આજે અંગ્રેજ સરકારનો હાડ વિરોધી કાં બની ગયો? લશ્કરી તુરંગોમાં ગોરા ચોકીદારોની અંકુશના કુંદાઓ અને સંગીનોના એક-ધાર માગ્થી પોતાના હાડ માસના ચૂર થવા દેતો છતાં એ 'જય-હિંદ'નું સૂત્ર પડતું શા માટે નથી મેલતો? કઈ પ્રેરણા એમાં જાગી ગયેલી ભાવનાને અદમ્ય બનાવી રહી છે? કઈ પ્રેરણા એના ગર્વોન્નત મસ્તકને અણનમ બનાવી રહી છે!

એ પ્રેરણા નેતાજીની ઊંડી સમજ અને વ્યવસ્થાશક્તિમાં પડી છે. ગાંધીજીએ આ મૂઢ ને પામર પ્રજાને ઢંઢોળવા જે સિદ્ધિ આપી એણે સમગ્ર ભારત વર્ષને જગાડી દીધો. પણ એની સૈનિક ભરતી તો મધ્યમ વર્ગમાથી જ થઈ મધ્યમ વર્ગનો માનવી સ્વભાવે, સંસ્કારે, વારસાથી ને વિચારથી સૈનિક નથી હોતો. એના લોહીમા લડાયક ખમીર નથી હોતું. એનામાં જે કાંઈ લડાયક તાકાત જન્મી તે તો ગાંધીજીના ભગીરથ પ્રયાસો અને કાળબળને આભારી છે.

આ બુદ્ધિજીવી વર્ગના માનવીઓ ઘણી ઝડપથી, સૈનિક મટીને

સરકારમાં ફેરવાઈ જાય છે. ઘણા એટલી જ ઝડપથી જાત સલામતીનાં શોધમાં પડી જાય છે, પણ નેતાજીની આઝાદ હિંદ ફોજનો મોટો ભાગ તો આમ વર્ગમાંથીજ આવેલા હતો. એના અફસરો પણ લડાયક જાતિઓમાંથીજ આવેલા

મધ્યમ વર્ગના લોકોમાં સમજ પડી હોય છે. આમ વર્ગના આ લડાયક વર્ગમાં તાકાત પડી હતી. મધ્યમ વર્ગના એ સૈનિકોમાં બે વસ્તુની ખામી હોય છે. તાકાતની અને શિસ્તની. આ બન્ને વસ્તુ જેટલા પ્રમાણમાં આવી એ બધુ ગાંધીજીને જ આભારી છે. ૧૯૨૧થી માંડીને ૧૯૪૨ સુધીની તમામ નાની મોટી લડતોમાં લડાયક જુસ્સો જોઈએ તેવો નથી દેખાતો તે ઉપરના કારણે જ.

પણ નેતાજીની ફોજમાં એ જુસ્સો જોઈએ તે કરતાં વધારે દેખાતો હતો. આમવર્ગના લડાયક કુટુંબોમાંથી ભરતી થયેલા ફોજીઓમાં તાકાત તો ભરી પડી હતી. નેતાજીએ એમાં દેશભાવનાની ચીનગારી મૂકીને સમજ પેદા કરી. આ સમજ અને તાકાત એકાબૂ ન બને એ માટે શિસ્તની કડક મર્યાદામાં એને બાંધી લીધી અને તાકાતને યુદ્ધના મેદાનોમાં જોતરી લીધી. ગાંધીજી કહે છે તેમ હજારો મણ જ્ઞાન કરતાં મુઠીભર ચારિત્ર વધુ કિંમતી છે. આઝાદ હિંદ ફોજનાં સૈનિકો કદાચ કોઈ બુધ્ધિજીવીની મશ્કરીને પાત્ર જરૂર બન્યા હશે પણ એની સાદીસમજ અને મર્દાનગી સામે સેંકડો બુદ્ધિજીવીઓને પણ ન તોળી શકાય. આખર તો નેતાજીએ પથ્થરોમાં પ્રાણ પેદા કર્યો હતો.

આજ આપણે ભારે કટોકટીની ઘડીઓ વિતાવી રહ્યા છીએ. રાષ્ટ્રપતિ મૌ. અબુલ કલામ આઝાદ કહે છે કે "એક માલિક રાષ્ટ્ર ગુલામ રાષ્ટ્રને માત્ર વાટાઘાટો દ્વારા અને શાંતિથી એક હાથમાંથી બીજા હાથમાં સ્વાધીનતા સોંપે એ જગતનો અભૂતપૂર્વ બનાવ બનશે."

એવી અભૂતપૂર્વ રીતે સ્વાધીનતા આપણને મળશે તોપણ એમાં એક ભારે મોટું ભયસ્થાન રહી જશે. કારણ કે સ્વાધીનતા માટેની

આપણી વાટાઘાટો માત્ર આપણા બળને જ આભારી નથી. એટલું બળ હજી આપણે પ્રાપ્ત નથી કર્યું. ત્યારે જે પ્રજા સ્વબળે સ્વાધીનતા નથી મેળવી શકતી એ સ્વાધીનતાને પચાવી યે નથી શકતી અને સાચવી પણ નથી શકતી. આપણી સ્વાધીનતા જીરવવા અને સંરક્ષવા આપણને તાકાતની જરૂર પડશે. ઉમદા ખમીરની જરૂર પડશે. આવડા મોટા દેશની અંદરની અને બહારની રક્ષણ હરોળો ચીન અને રશિયાને બાદ કરતાં કદાચ જગતમાં સૌથી મોટી હશે.

એ લશ્કરી તાકાતની છાયા નીચે જ આપણા દેશની નવરચના શક્ય બનશે. એ નવરચનાની ખીલવણી માટે અંદરનાં અને બહારનાં આક્રમક તત્ત્વો ખાળવા જ રહ્યાં, જગતની પ્રજાઓમાંથી તો ઠીક પણ માનવીની પ્રકૃતિમાંથી હજી આક્રમક તત્ત્વો નાશ નથી પામ્યાં. હાલ તુરત તો એવો સંભવ પણ નથી દેખાતો એટલે એની ગણના કર્યે જ છૂટકો, અને શુદ્ધ અહિંસક રીતે એકએક હિંદી પોતાના પ્રાણ પાથરી દઈને આવાં આક્રમણને ખાળી રાખે એની યે સંભાવના કદાચ એટલી જ દૂર છે.

રાષ્ટ્રપતિની ધારણા મુજબ સ્વાધીનતા નહિ સાંપડે તો તો આવતી કાલે જ એ રણજંગ ખેલાશે. એ રણજંગની રગત જ જુદી હશે. સંભવ છે, કદાચ નાગરિકો અને સરકારી પોલીસો વચ્ચેની એ લડાઈ મટીને સામસામાં લશ્કરો ત્યારે આફળતાં હશે.

એ બધા માટે ભાડુતી લશ્કરો નહિ પાલવે; બુદ્ધિજીવી-પામરો નહિ પાલવે, એમાં જોશે નવલોહિયા, ઊંચાં તોખમના અને ઉમદા ખમીરનાં. એ લશ્કર હિંસક હોય કે અહિંસક પણ આઝાદ હિંદ ફોજના આ ત્રણ જંગ બહાદુરો જે ગુણોથી મહાન બન્યા એ બધા ગુણો એ લશ્કરો માટે અનિવાર્ય બનશે. એ ગુણોથી નેતાજી શોભ્યા, નેતાજીથી આ જંગબહાદુરો શોભ્યા અને આ જંગબહાદુરોથી નેતાજી શોભ્યા.

એટલે આ પુસ્તક સીલસીલાબંધ હકીકતો કે પ્રસંગોનો, શૌર્ય કે સાહસનો માત્ર ઈતિહાસ જ નથી પણ કોઈ પણ દેશના જુવાનોને જરૂરી એવા પ્રેરણાવંત પ્રાણવાન ખમીર ધરાવનાર જંગબહાદુરોનું જીવન ચરિત્ર છે.

યોદ્ધાઓ તરીકેની એમની કારકિર્દી તો ઉજ્જવલ છે જ, પણ લાલ કિલ્લાનો મુકદ્દમો ખતમ થયા બાદ લોકોની ફાટફાટ પ્રશંસા અને માનપાનના ભવ્ય સમારંભો વચ્ચે ય એમણે કદી વિવેક નથી ગુમાવ્યો. કોમીકલહનાં વિષારી વાતાવરણ વચ્ચે ય નિર્લેપ રહીને આઝાદ હિંદ ફોજના પોતાના સિદ્ધાંતોને વળગી રહેવાની અને આરંભેલા કાર્યને આગળ વધારવાની જે ધગશ અને ઊંડી સમજ એમણે બતાવી છે તે કોઈ પણ માણસનું માન મુકાવે એવી છે. એ વિવેક, એ સમજ અને એ કાર્ય ભોગ માગી લે છે. એ ભોગ આપતા કદમ પર કદમ ત્રણેય બહાદરો આઝાદીના પથ પર આગે બઢતા જાય છે. અહીંથી એમના જીવનનો બીજો તબક્કો શરૂ થાય છે.

આ પુસ્તક તો એમના સૈનિક જીવન પૂરતું જ મર્યાદિત છે. કેટલીક વસ્તુને ભાષાનો રંગ આપવાની જરૂર હોય છે. કેટલીક વસ્તુ પોતે ભાષાને રંગ આપે છે. એ પોતે જ એટલું બોલતી હોય છે કે એને બોલતી કરવા માટે ભાષાનાં વાજાં વગાડવાં નથી પડતાં. એ માટે આ પુસ્તકમાં મૂળ વસ્તુને જ બોલવા દીધી છે. અંતમાં આપણે આપણા જંગબહાદુરોનું, વીરોનું, લશ્કરીઓનું સન્માન કરતાં, ગૌરવ કરતાં શીખ્યા છીએ એ જ મોટી વાત છે.

નિરંજન વર્મા
જયમલ્લ પરમાર

# સુભાષના સેનાનીઓ

શાહ નવાઝખાં
પ્રેમકુમાર સહગલ
ગુરુબક્ષસિંઘ ઢીલોં

## નેતાજી
## સુભાષચંદ્ર બોઝ



જી.ઓ.સી., કલકત્તા કોંગ્રેસ, ૧૯૨૮



સિપેહ-સાલાર
આઝાદ હિંદ ફોજ, ૧૯૪૩

'તુમ મુઝકો ખૂન દો, મૈં તુમકો આઝાદી -'

# આઝાદ હિંદ ફોજનાં તાલીમ કેન્દ્ર

મલાયા
મલાયા
જોહોર બારુ
ક્રાંજી
નૌકા મથક
રીવર વેલી
માન્ડી
રબ્બરનું વાવેતર
નેસૂન
સેલેટાર
તેલ ભંડાર
વિમાની મથક
બિદાદરી
બુકીટ પંજાંગ
જલ ભંડાર
૧૬ ઇંચની તોપો
સિંગાપુર ટાપુ
રેલ્વે
જંગલ વિસ્તાર
બુલર
વિમાની મથક
તુઆસ
પાસિર પંજાંગ
સિંગાપુર શહેર
તાલીમ કેન્દ્ર

મેજર જનરલ

**શાહ નવાઝખાં**




'ખાકે વતનકા મુઝકો હરઝર્રા દેવતા હૈ–'

# પૂર્વ એશિયાનો જાગ્રતિ વિસ્તાર

બર્મા
રંગુન
મુલમિન
થાઇલેંડ
યે
તવોય
બેન્કોક
હિંદી ચીન
શહીદ ટાપુ
મર્ગુઇ
પુંપન
સ્વરાજ ટાપુ
કેદા
જીત્રા
પિનાંગ
ટૈપિંગ
મલાયા
કોટાભારુ
ઇપો
કુઆલા લિપિસ
કુઆલાલંપુર
કવાન્તાન
પોર્ટ સ્વીટનહામ
સેરેમ્બાન
પોર્ટ ડીક્સન
મલાક્કા
મર્સિંગ
જોહોરબારુ
સિંગાપુર
સુ મા ત્રા

▲ છાવણી

હિંદ ફોજની આગેકૂચ
પગ રસ્તે
ટ્રેનમાં
હોડીમાં



પ્રથમ યુદ્ધ
હિંદ
દિમાપુર
કોહિમા
આસામ
ઇમ્ફાલ
વિશનપુર
તામુ
સિતાંગ
તિરવાન
માવલેક
બર્મા
હોમાલીન
ટીડીમ
ફોર્ટવ્હાઇટ
કાલેમ્યો
ફાલમ
હાકા
ચીન ટેકરીઓ
કાન્ની
મોનિવા
આરાકાન-વિજય
હિંદ-પ્રવેશ
આઝાદ હિંદ ફોજે કબજે કરેલો હિંદનો પ્રદેશ
આઝાદ હિંદ ફોજે મુક્ત કરેલો બર્માનો પ્રદેશ

કર્નલ

## ગુરુબક્ષસિંગ ઢીલોં




કભી ભૂખે કભી પ્યાસે, કભી બીમાર બેબીસ્તર,
ફિકર ફિર્ ભી નહિ દિલ પર, નઝર આયેં બહારોંમેં.


આખરી યુદ્ધ
હિંદ
બર્મા
હિંદ બર્મા સરહદ
ચીતાગોંગ
માંદોક
પાલેટવા
કાલાદાન
નાફ
બુથીડોંગ
અક્યાબ
મેજ.શાહનવાઝ અને ક.ઢીલોં પાછા હટે છે
કાની
મોનીવા
પેકોકુ
મિંગયાન
માંડલે
બ્રિટીશ હરોળ
પોપા વિસ્તાર
થાઝી
મિટીલા
ક.સહગલ પાછા હટે છે
મીન્બુ
માગવે
ટુંગડવીંગી
પીમના
આલેનમ્યો
ટાંગુપ
પ્રોમ
ટુંગુ
લેપેડાઉ
પેગુ
રંગુન
પોપા વિસ્તાર છોડયો તા. ૧૨-૪-૪૫
૧ મે.જ.શાહનવાઝ પકડાયા.તા.૧૮-૫-૪૫
૨ ક. ઢીલોં પકડાયા તા. ૧૮-૫-૪૫
૩ ક.સહગલ પકડાયા તા. ૨૮-૪-૪૫
સેનાનો છટકી જવાનો વિચાર
કાલાદાન-વિજય

# ૧

## સંસ્કાર અને તાલીમ

શાહ નવાઝખાનો જન્મ ઈ. સ. ૧૯૧૪ના જાન્યુઆરી માસની ૧૪મી તારીખે પંજાબ પ્રાંતની ઉત્તર સરહદે આવેલ રાવલપીંડી મુકામે જુંજુઆ રજપૂત કુળમાં થયો હતો.

સૌ કોઈ જાણે છે એ પ્રમાણે શાહ નવાઝખાં મુસ્લિમ છે. એટલે એમનો જન્મ રજપૂત કુળમાં થયો છે એમ જાણીને કોઈને પણ નવાઈ થાય એવું છે. પણ કાઠિયાવાડમાં હિંદુ ગરાસિયા રજપૂતોમાંથી થોડાક સૈકા પહેલાં જ મુસ્લિમ ધર્મ અંગીકાર કરેલ મોલેસલામ ગરાસિયા રજપૂતો છે, એ પ્રમાણે પંજાબમાં પણ ડોગરા, જાટ, ભટ્ટી, વરાળા જુંજુઆ એવા કેટલી યે જાતિના રજપૂતો છે, જેઓ અસલ હિંદુ રજપૂતો હતા, પણ થોડાક સૈકા થયા એમણે મુસ્લિમ ધર્મ સ્વીકારેલો છે.

આમા જુંજુઆ રજપૂતોની જાતિ મુખ્યત્વે પંજાબના રાવલપીંડી પરગણામાં જ વસે છે અને ઈ. સ. ૧૮૪૯માં શીખોએ —

આખરે રાવલપીંડી મુકામે અંગ્રેજોને તાબે થયા ત્યારથી અંગ્રેજ સરકારને વફાદાર રહેવામાં અભિમાન અનુભવે છે. વંશપરંપરાગત વ્યવસાય તરીકે એ આખી જાતિ હિંદી લશ્કરમાં વરસોથી નોકરી કરે છે અને જ્યારે જ્યારે સમય મળે ત્યારે અંગ્રેજ સરકાર માટે જાનફેસાની કરવામાં કૃતકૃત્યતા અનુભવે છે.

શાહ નવાઝખાના પિતા આ લડાયક અને ખમીરવંત જાતિના માનવંતા સરદાર હતા. એમનાં કુળાભિમાન અનુસાર તેઓ હિંદી લશ્કરમાં ભરતી થયા હતા અને ત્રીસ વરસ સુધી લશ્કરમાં વફાદારીપૂર્વક નોકરી કરી હતી. ૧૯૧૪ ના પ્રથમ વિશ્વયુદ્ધમાં તેમ જ હમણાં જ ખતમ થયેલા બીજા વિશ્વયુદ્ધમાં એમના કુટુંબમાં એકેએક સશક્ત સભ્ય સલ્તનતની સેવા કરવા માટે હિંદી લશ્કરમાં જોડાયા હતા અને યુદ્ધ દરમ્યાન જુદે જુદે મોરચે બહાદુરીપૂર્વક લડ્યા હતા. આજે પણ એમના કુટુંબના ૮૦ કરતાં યે વધારે સભ્યો હિંદી લશ્કરમાં માનભર્યો હોદ્દો ધરાવે છે અને સલ્તનતની સેવા બજાવે છે.

આ પ્રમાણે જેમની જાતિ, જેમનું કુટુંબ અને જેમના ઘરમાં વંશપરંપરાગત સલ્તનતની વફાદારી અને લડાયક ખમીર ઊતર્યાં આવે છે એવા વાતાવરણમાં શાહ નવાઝખાંનો જન્મ થયો અને મોટા થયા. વધારામાં રાવલપીંડી એ તો હિંદની વાયવ્ય સરહદ પર સામ્રાજ્યની સંરક્ષક-હરોળનું અગત્યનું સ્થાન હોઈ હિંદનાં અગ્રણી લશ્કરી મથકોમાંનું એક લશ્કરી મથક છે. એ શહેરના વાતાવરણમાં જ લશ્કરી ખુમારી ધમધમે છે. આવા વાતાવરણમાં ઊછરીને મોટા થતાં પ્રાથમિક શિક્ષણ પૂરું કર્યું ત્યાં સુધીમાં શાહ નવાઝખાંના દિલમાં પણ હિંદી લશ્કરમાં જોડાઈને નામના મેળવવાની તમન્ના જાગી.

એવી તમન્નાને મૂર્ત સ્વરૂપ આપવા માટે તેઓ દહેરાદૂનની 'પ્રિન્સ ઑફ વેલ્સ રોયલ ઇન્ડિયન મિલિટરી કૉલેજ'માં જોડાયા.

અહીં ૧૯૩૩માં ઇન્ડિયન મિલિટરી એકેડેમીનો અભ્યાસક્રમ ખંતથી પૂરો કર્યો અને પોતાની સુંદર કારકિર્દીના બદલામાં કિંગ એમ્પરર્સ કેડેટશીપ તેમ જ સર પ્રતાપસિંહ મેમોરીઅલ પ્રાઇઝ–એવી બે સ્કોલરશીપ મેળવી. આમાંની બીજી સ્કોલરશીપ એમને એમની સાથે અભ્યાસ કરતા સૌ ઉમેદવારોમાં ઉત્તમ ઉમેદવાર તરીકે તેમ જ જે કુટુંબને ફાળે ઉત્તમ લશ્કરી સેવાઓ જમા થઈ હતી એના સભ્ય તરીકે એમને મળી હતી.

આ રીતે અન્ડર-ઑફિસર તરીકેનો અભ્યાસ પૂરો કર્યા બાદ ૧૯૩૬માં બાર માસ માટે એમને 'બ્રિટિશ બટેલિયન રોયલ નોરફોક રેજિમેન્ટ'માં જોડવામાં આવ્યા અને એ સમય પૂરો થયા બાદ ૧૯૩૭માં ૧૪મી પંજાબ રેજિમેન્ટમાં એમને મૂકવામાં આવ્યા. બે વરસ બાદ ૧૯૩૯માં એમને બે વરસ માટે પ્લેટૂન કમાન્ડર તરીકે પંજાબ રેજિમેન્ટના અન્ય વિભાગમાં મૂકવામાં આવ્યા અને ૧૯૪૦માં પાછા પોતાની રેજિમેન્ટમાં આવતા રહ્યા.

આ રીતે ઉત્તરોત્તર લશ્કરી ગુણવત્તામાં આગળ વધે જતા શાહ નવાઝખાની સામે એક જ આદર્શ હતો અને તે અંગ્રેજોનો. એમની રહેણી પ્રમાણે રહેવું, એમની કરણી પ્રમાણે કરવું અને લશ્કરમાં આગળ વધે જવું એ જ માત્ર એક જ હતો અને તે રમત-ગમતનો. ખડતલ શરીર ધરાવતા શાહ નવાઝ લશ્કરના રમતવિભાગમાં હમેશાં મોખરે રહેતા અને અન્યને પણ એમાં ખેંચી જતા.

આ રીતે લશ્કરી કારકિર્દી અને રમતમાં જ શાહ નવાઝ નિમગ્ન હતા, ત્યાં બીજું વિશ્વયુદ્ધ હિંદની પૂર્વ દિશાએ સળગી ઊઠ્યું અને ૧૯૪૧ના માર્ચમાં એમનું બટાલિયન સાગર–રસ્તે મલાયા જવાને રસ્તે ઊપડ્યું પણ એમના આખા બટાલિયનમાંથી એમના ઉપરી અફસરે એકલા શાહ નવાઝખાનને જુદા તારવી લીધા અને ફિરોઝપુર મુકામે ટ્રેઇનિંગ સેન્ટરના વડા તરીકે મૂકી દીધા.

પણ માત્ર લશ્કરી દ્રષ્ટિને લક્ષમાં રાખીને આગળ વધ્યા જતા શાહ નવાઝખામાં અન્ય ગુણો હતા અને એ ગુણો હતા મિલનસાર સ્વભાવના, એમના આખા બટાલિયન સાથે પ્રેમભર્યા વર્તાવના. એમના આ સ્વભાવને કારણે એમના બટાલિયને મલાયા પહોંચતા જ પોતાના કેપ્ટન શાહ નવાઝખાને મૃત્યુના ખેલ ખેલાય એવ સમયે મોખરે દોરવા માટે ત્યાંના ઉપરી અધિકારી તરફ માગણી કરી એ માગણી અનુસાર એમના બટાલિયનના કમાન્ડિંગ ઑફિસર લેફ. કર્નલ વી ફીટ્ઝપૅટ્રિક હિંદની મધ્યવર્તી લશ્કરી કચેરી પર શાહ નવાઝખાને મલાયા મોકલવા માટે ૧૯૪૧ના નવેમ્બરમાં લખ્યુ

પણ જેવી એમની મલાયામાં જરૂર હતી, એવી જ એમની ફિરોઝપુરમાં પણ જરૂર હતી ફિરોઝપુરના ટ્રેઇનિંગ સેન્ટરના કમાન્ડિંગ ઑફિસરે એમની ત્યાં ખાસ જરૂર હોવાનું જણાવી મલાયાની માગણી પાછી વાળી અને આ રીતે દરિયા પારથી એક જ માણસને બોલાવવામાં આવે એ વાંધો લક્ષમાં લઈને લશ્કરી કચેરીએ એક ખાસ હુકમ કાઢ્યો અને એ અનુસાર દરિયા પાર લડી રહેલા લશ્કરી દળોએ કોઈ ખાસ એક જ માણસને નામ દઈને આ રીતે બોલાવવામાં મનાઈ ફરમાવી

પણ આવા હુકમ નીકળ્યો તો યે શાહ નવાઝખાની માગણી એવી ને એવી જ રહી એમના ઉપરી અધિકારીએ મલાયા હાઈકમાન્ડ મારફત ફરીથી એમને મોકલવા માટે માગણી કરી અને એ માગણીને પણ અગાઉની જેમ જ નકારવામાં આવી .

પણ તો યે શાહ નવાઝખા માટેની માગણી એવી ને એવી જ રહી છેવટ એમના ઉપરી અધિકારીએ ફિરોઝપુરના ટ્રેઇનિંગ સેન્ટરના કમાન્ડિંગ ઑફિસરને ખાસ અંગત કાગળ લખ્યો કે બટાલિયનમાં જોશ પૂરવા તેમ જ બટાલિયનના હિત ખાતર જ શાહ નવાઝખાની

એમણે એ વેરવિખેર બટાલિયનને આનંદથી મળીને વ્યવસ્થિત કર્યું. બટાલિયનના એકેએક સિપાહીને ખૂનખાર લડાઈ લડવાનુ જોશ આવ્યુ અને ૭ કરોડ પોંડને ખર્ચે બાંધવામાં આવેલી વિશ્વ વિખ્યાત તરતી ગોદી આસપાસના નૌકામથકનો વિસ્તાર સભાળી લીધો

ખુદ સીંગાપુરની ધરતી પર લડાઈ આવી પહોચી અને ફેબ્રુઆરીની ૧૩, ૧૪, અને ૧૫ તારીખના રોજ શાહ નવાઝ જાપાનીઓ સાથે હાથોહાથની લડાઈ લડતા રહ્યા એમની બે બાજૂઓ બ્રિટિશ અધિકારીઓ સભાળતા હતા તેઓ જાપાનીઓના આક્રમણથી માર ખાઈને અલોપ થઈ ગયા તો યે શાહ નવાઝખા લડતા રહ્યા અને જાપાનીઓને સામનો આપતા રહ્યા છેવટ એમના જ કમાન્ડિંગ ઑફિસરે પાછા ફરવાનો હુકમ આપ્યો ત્યારે એ ત્યાથી પાછા ફર્યા.

## મહાન સ્વપ્નભંગ !

કેટકેટલી ઉમ્મેદથી એ લડવા કે હિંદથી થોડાક દિવસ પહેલાં જ સીંગાપુર આવી પહોચ્યા હતા, હજી એમણે જાપાનીઓને પોતાનો પૂરો હાથ બતાવ્યો પણ ન હતો, ત્યા તો ફેબ્રુઆરીની ૧૫મી તારીખે હથિયારો હેઠા મૂકીને શરણે થવાનો હુકમ મળ્યો. જાણે શરણે થવા માટે જ આટલો પથ ખેડયો કોઈ પણ સાચા સિપાહીને દુ ખ આપે એવી એ વાત હતી સિપાહીજીવનમા આવી માન-હાનિનુ દુ ખ સાચો સિપાહી જ સમજી શકે આવુ દુ ખ અનુભવતા શાહ નવાઝખા પોતાના લશ્કર સાથે સિંગાપુરી પાસે આવેલ કિડાક ગાર્ડનમા ગયા

પણ આટલેથી વાત ક્યા પૂરી થતી હતી ? ૧૫મી ફેબ્રુઆરીના રોજ હથિયાર મૂકીને તેઓ જાપાનીઓને શરણે થયા, ત્યા એ રાત્રે એમને હુકમ મળ્યો બધા હિંદી સિપાહીઓએ એમના અધિકારીઓ

સહિત બીજે દિવસે સિંગાપુરમાં આવેલ ફરાર પાર્કમાં ભેગા થવાનું છે અને બ્રિટિશ સિપાહીઓએ એમના અધિકારીઓ સહિત ચાંગી કેમ્પમાં એકઠા થવાનું છે.

આ વળી નવાઈની વાત. હિંદી સૈન્યમાં બ્રિટિશ સલ્તનત ભલે બ્રિટિશ અફસરો અને હિંદી અફસરો વચ્ચે ભેદ રાખે, પણ આંતરરાષ્ટ્રીય કાયદામાં એવા ભેદાભેદ હોતા નથી. આંતરરાષ્ટ્રીય કાયદા અનુસાર તો ગમે તેવા રંગની ચામડીના અધિકારી તરફ એના હોદ્દા અનુસાર વર્તન રાખવામાં આવે છે અને સૌ અધિકારીઓને એમના લશ્કરી સિપાહીઓથી જુદા એક સાથે જ રહેવા દેવામાં આવે છે.

આ હુકમ સાંભળીને હિંદી અધિકારીઓને નવાઈ થઈ. જાપાનીઓ કંઈ આંતરરાષ્ટ્રીય કાયદો પાળતા નથી અને યુદ્ધકેદીઓ પર જુલમો કરે છે એવી વાત હિંદી અધિકારીઓને જાણે પડી ચૂકી હતી. આ હુકમથી એમને ખાતરી થઈ કે એમના પર માલિકી ભોગવતા ગોરા અધિકારીઓ એમનાથી કોઈ જુદે સ્થળે ચાલ્યા જાય છે અને એમના હિંદી અધિકારીઓને એમના સિપાહીઓ સહિત જાપાનના ઘોર જુલમને હવાલે છોડી જાય છે. પણ હજી શાહનવાઝખાને આ બાબતમાં શંકા હતી.

ફેબ્રુઆરીની ૧૬મી તારીખની સવારે હિંદી સિપાહીઓ ફરાર પાર્ક તરફ ઊપડી જવા જમા થઈ ગયા હતા. એવે વખતે શાહનવાઝખાને એમના કમાન્ડિંગ ઑફિસર મેજર નાઇમ મળવા આવ્યા, શાહનવાઝ સાથે એમણે હાથ મિલાવ્યા અને બોલ્યા: 'મને લાગે છે કે આપણા રાહ અહીંથી જુદા પડે છે.' એમના આ વાક્યોએ શાહનવાઝખાને ખાતરી કરાવી દીધી કે સાચેસાચ ગોરા સાહેબો તેમને પોતાના ભાગ્ય પર છોડીને ચાલી નીકળ્યા છે. જે ગોરા માલિકોની એમણે જ નહિ, એમના કુટુંબે જ નહિ પણ એમની આખી જાતિએ વંશપરંપરાથી વફાદારીપૂર્વક સેવા કરી હતી, એમણે આ નણુ

અખત્યાર કરતા શાહ નવાઝખાને ચોટ લાગી પણ એ ચોટ મનની હતી અને તેમણે એને મનમાં જ શમાવી

હિંદી સિપાહીઓ ચ મના ફરર પાર્કમાં પહોંચ્યા વિશાળ વિસ્તારમ પથરાઈ ના આ પાર્કમાં આશરે ત્રીસેક હજાર જેટલા હિંદી સિપાહીઓ પોતપોતાની ટુકડીઓ સહિત જુદે જુદે સ્થળે ટોળે વળ્યા હતા અને ભાતભાતની ચર્ચાઓ કરી રહ્યા હતા હજી બીજી ટુકડીઓ પણ આવી રહી હતી અને ફાવે પડે ત્યાં સ્થાન લઈ રહી હતી ફરર પાર્કમ ચાર ગાઉ ધ્વનિવર્ધક ભૂંગળાઓ ગોઠવાઈ ગયા હતા

આ ગોઠવણ પૂરી થઈ ત્યાં બપોર બાદ ચાર વાગે એક બાજુ આવેલા મોટા મકાનના પહેલા માળના ઝરૂખા પર થોડાક જાપાની અફસર થોડા બ્રિટિશ અધિકારીઓ અને થોડા હિંદી અધિકારીઓ પણ દેખાયા થોડા હિંદી અધિકારીઓના પહેરણની બાંયો પર સફેદ રંગની 'ફે' (ફ) અક્ષર આલેખતી પટ્ટીઓ હતી શાહ નવાઝખાની નજરે આ પટ્ટીઓ ચડી એમને થયુ કે આનો અર્થ શો? એ સિવાય આગળ પડતા જાપાનીઝ ઇન્ટેલિજન્સ ડિપાર્ટમેન્ટના વડા મેજર ફુજીવારા હતા અને બ્રિટિશ સરકારના પ્રતિનિધિ કર્નલ હન્ટ હતા

•

થોડી વારે કર્નલ હન્ટ મંચ પર ગોઠવવામાં આવેલા માઇક પાસે આવ્યા સમગ્ર હિંદી લશ્કરને એમણે 'એટેન્શન હોશિયાર!' નો હુકમ આપ્યો આખુ હિંદી લશ્કર વાનો છોડી લશ્કરી શિસ્ત અનુસાર હોશિયાર– ઊભે ઊભુ રહ્યું અને કર્નલ હન્ટે એમને આદેશ આપ્યો 'આજે બ્રિટિશ સરકાર વતી તમને જાપાની સરકારને હવાલે સોંપુ છુ જેવી રીતે આજ સુધી તમે અમારા હુકમ માન્યા છે, તેમ આજથી તેમના હુકમ પાળજો, નહિ તો તમને સજા થશે'

આમ કહીને તેમણે ઈંડિ કાગળિયાં, મેજર ફુજીવારાના હાથમાં આપ્યાં, ફુજીવારાને સલામ કરી અને પાછા ચાલ્યા ગયા

એ પછી મેજર ફુજીવારા માઇક પાસે આવ્યા, એમણે હિંદી લશ્કરને 'હોશિયાર' નો હુકમ દીધો અને જાપાની ભાષામાં કહ્યું

'જાપાની લશ્કરે મિત્ર રાજ્યોના લશ્કરને હરાવ્યાં તેમજ સીંગાપુરમાં ભગાવી દીધાં છે અને બ્રહ્મામાં તરફ આગળ વધી રહ્યાં છે એશિયા એશિયાવાસીઓના હાથમાં રહે એવી જાપાનની નેમ છે અને પૂર્વ એશિયાના મુક્તિને જાપાન કો-પ્રોસ્પેરિટી સ્ફીઅર-સહ સમૃદ્ધ-પ્રદેશ ગણે છે જો હિંદ સ્વતંત્ર ન થાય તો આ પ્રદેશના વિકાસની સલામતી નથી, એથી જાપાન હિંદ સ્વતંત્ર થાય એમ ઇચ્છે છે અમારે હિંદ સ્વતંત્ર થાય એ સિવાય હિંદમાં કશી નેમ નથી અને એ માટે જાપાન સરકાર પોતા વતી બધી જ મદદ અને સહકાર આપવા તૈયાર રહેશે તમે સૌ હિંદીઓ છો અને તમારા હિંદના સ્વાતંત્ર્ય માટે તમારે કંઈ કરવું જોઈએ

જાપાની સરકારના પ્રતિનિધિ તરીકે હું તમને કબજામાં લઉં છું, પણ મારી સરકાર તમને યુદ્ધકેદીઓ તરીકે રાખવા ખુશી નથી. જ્યાં સુધી અમને લાગે ત્યાં સુધી તમે સ્વતંત્ર છો અમારી પાસે પૂરતું ભથ્થું નથી અને તમારે મજૂરી કરવી પડશે એ કરતાં હું તમને કેપ્ટન મોહનસિંગને હવાલે સુપરત કરું છું એ તમારા ઉપરી-અધિકારી રહેશે અને તમારે એમના હુકમ પાળવાના રહેશે. હું આશા રાખું છું કે તમે સૌ એમની આગેવાની નીચે ઇન્ડિયન નેશનલ આર્મી આઝાદ હિંદ ફોજની રચના કરશો અને તમારા વતન હિંદની આઝાદી માટે લડશો'

એમના આ ભાષણનો પ્રથમ અંગ્રેજીમાં અને ત્યાર બાદ હિંદીમાં અનુવાદ સંભળાવવામાં આવ્યો

આ પછી બે ફુજીવારાની પડખે ઊભેલા કેપ્ટન મોહનસિંહ માઇક પાસે આવ્યા અને બોલ્યા 'બ્રિટિશરોએ આપણને જાપાનીઓને હવાલે સોંપી દીધા છે, પણ તમની પાસે પૂરતુ ભથ્થું નથી. એ કરતા આપણે સ્વતંત્ર રીતે આઝાદ હિંદ ફોજની રચના કરીએ અને આપણા વતન હિંદના સ્વાતંત્ર્ય અર્થે લડીએ. બોલો, હિંદી આઝાદ સેનામા જોડાવા માટે તમે તૈયાર છો?'

આ સાંભળીને હિંદી સિપાહીઓ અતિ આનંદમા આવી ગયા. આનંદ વ્યક્ત કરવા એમણે હાથ ઊંચા કર્યા, માથેથી લઈને પાઘડીઓ ઉછાળી અને આનંદનો જયઘોષ ગજવ્યો.

પણ કે. મોહનસિંહે એમને શાંત રહેવા કહ્યુ અને બોલ્યા 'તમારો આવો આનંદ જોઈને હું ખુશી થાઉ છું, પણ લડાઈથી સ્વાતંત્ર્ય મળે નહિ. હવે હિંદીઓ માટે પોતાના મનના સ્વાતંત્ર્ય માટે લડવાનો વખત આવ્યો છે. અત્યાર સુધી હિંદ પાસે પોતાનુ સૈન્ય નથી, પણ હિંદના સ્વાતંત્ર્ય અર્થે એવુ સૈન્ય ઊભુ કરવાનો આ મોકો છે. હું હિંદી યુદ્ધકેદીઓમાથી આ સૈન્ય ઊભુ કરવા માગુ છુ. જ્યારે એ ઊભુ થશે ત્યારે જે જાપાનીઓએ આપણને આપણું સ્વાતંત્ર્ય મેળવવાના કામમા મદદ અને સહકાર આપવાનુ વચન દીધું છે એની સાથે ખભા મિલાવીને લડશે અને હિંદી સ્વાતંત્ર્ય મેળવવા લડી ખૂટશે. બ્રિટિશરોએ આપણા પર આક્ષેપ મૂક્યો છે કે મલાયામા આપણા હિંદી લશ્કરે બહાદુરી બતાવી નથી તેથી એમને હારવુ પડ્યુ છે, પણ તમે સૌ જાણો છો કે આપણને જૂની કોટિના હથિયાર આપવામા આવ્યા હતા, થોડી કેટલી ટેન્ક હતી, કાચા હવાઈજહાજ હતા અને ઘણા લશ્કરો હુકમ મળ્યા પહેલા સ્થાન છોડીને ભાગી છૂટ્યા હતા.'

આટલુ કહીને એમણે ગોરા લશ્કર માટે જાપાની ભાષામા નાનકડી મશ્કરી કરી અને ભાષણ પૂરુ કર્યુ. આ સાંભળીને વસ્ક્રે

ફરીથી આનંદનો કલશોર ગજવ્યો અને સમતિદર્શક હોય ઊંચા કરીનેહ્ન્ય ચૂપ થઈ ગયુ

આ ભાષણો સાંભળીને શાહ નવાઝખા પર જાણે બૉમ્બ પડયો! ગઈ કાલ સુધી જેઓ શત્રુ હતા તેમને આજથી મિત્રો માનવા, એમની સાથે હાથ મિલાવવા અને પોતાના જ ભાઈબાંધુ, જે લશ્કરમા હતા એમની સાથે લડવા જવુ ત્યા એમના મિત્રો સમા બીજા હિંદી અધિકારીઓ હતા, તેમની યે આવી જ મનોદશા હતી આ રીતે પશુની જેમ એક ટોળાની માફક જાપાનીઓને હવાલે સોંપાવુ, જાપાનીઓ તરફથી કૅપ્ટન મોહનસિંગને હવાલે સોંપાવુ અને કૅ મોહનસિંગને એમના જીવન-મરણના અવિનાશી માનવા—આ બધી વાતોએ એમના મનમા ઘમસાણ જગાવ્યા તેઓ સૌ ચર્ચાએ ચડયા અને જાપાનીઓના વલણમા શંકા પણ જાગી

કૅ મોહનસિંગ વગેરે અધિકારીઓની બાંયો પર અંગ્રેજી 'એફ'નુ નિશાન હતુ, તે વિષે એમને અહીં ખબર પડી કે જાપાનીઓએ સીંગાપુર પડયુ એ પહેલા જ મે ફુજીવારાની આગેવાની નીચે હિંદી લશ્કરને પોતાના પક્ષે લેવાનો પ્રચાર શરૂ કરી દીધો હતો અને જેઓ એ કાર્ય કરતા મે ફુજીવારાને પક્ષે થઈ ગયા હતા તેમની બાંયો પર મે. ફુજીવારાના નામના પહેલા અક્ષર 'એફ'નુ નિશાન મૂકવામા આવ્યુ હતુ. આંતરરાષ્ટ્રીય કાયદા પ્રમાણે શત્રુ પક્ષના જે સિપાહીઓ પકડાય તેમને યુદ્ધકેદી જ રખાય, એમને ભમ જાવીને પોતાને પક્ષે ન લઈ શકાય, પણ જાપાનીઓ એવા કાયદાને ક્યા પાળતા હતા? જેઓ આવા કાયદાનુ ઉલ્લંઘન કરે તેઓ આઝાદ હિંદ સેના હિંદની આઝાદી માટે જ ઊભી કરતા હોય એ બાબતમા શાહ નવાઝખાને શંકા થઈ

શંકાનુ એક કારણ કૅપ્ટન મોહનસિંગ પોતે હતા કૅપ્ટન મોહનસિંગને શાહ નવાઝખા તો કેટલા દસ દસ વરસથી ઓળખતા

હતા. તેઓ એક નાગ અધિકારી હતા અને પોતાનું સ્થાન કુશળતાથી શોભાવી રહ્યા હતા. પણ ગમે તેમ તો યે એમની શક્તિઓ પરિમિત હતી. અલબત્ત પાછળથી એમણે આગેવાન તરીકેની તાકાત તેમ જ સફળતા પુરવાર કરી બતાવ્યાં, પણ આ વખતે તો તેમની આ સ્થાન-સોંપણી માત્ર ગાઢ નવાઈભરી લાગી; કેમકે એ વખતે હિંદી લશ્કરમાં એમના કરતાં વિશેષ અનુભવ, શક્તિ તેમ જ સમજ-વાળા અન્ય અધિકારીઓ ઘણા હતા. જનરલ ગીલ અને જનરલ ભોંસલેને ફાળે લશ્કરમાં પચ્ચીસ ત્રીસ વરસની કારકિર્દી જમા થઈ હતી જ્યારે કૅ. મોહનસિંગને તો લશ્કરમાં માત્ર આઠ-નવ વરસ જ થયાં હતાં. એટલે કોઈને આ સ્થાને સ્થાપવાને બદલે કૅ. મોહનસિંગને સ્થાપવામાં આવ્યા, તેથી ખાસ નવાઈભરી જાપાનીઓના નેમ વિષે શંકા થઈ.

એમને થતું કે ગમે એમ, કૅપ્ટન મોહનસિંગ જાપાનીઓની સામે રાજકીય રમતોમાં ટકી નહિ શકે અને જાપાનીઓ એમને હાથો બનાવીને પોતાની મુરાદ અનુસાર હિંદી લશ્કરનો ઉપયોગ કર્યા કરશે.

આ ધ્યાન ઉપરાંત જે જાતિએ વરસોથી સલ્તનતની સેવા કરી હતી એ સરકારે જેર કર્યું. આવી અસહાય અને વેરવિખેર દશામાં યે વફાદારીના ગુણે એ સરકારને ટેકો આપ્યો અને આવા કોઈ દળમાં નહિ જોડાવાનો મક્કમ નિર્ણય કર્યો. પોતે તો આવા દળથી જુદા રહેવું, એટલું જ નહિ, પોતાની નીચેના માણસો, પોતાની જાતિના અન્ય માણસો તેમ જ પોતાના વિસ્તારમાંથી આવતા અન્ય માણસોને પણ આ દળથી દૂર રહેવાની સલાહ આપવાનો મક્કમ નિર્ણય કર્યો. એમણે પોતાની ટુકડીના માણસોને હુકમ આપ્યો: 'આવા દળમાં જોડાવા નહિ. જો કોઈને જોડાવા માટે બળજબરી કરવામાં આવે, તો તમારા હાથે એમને ગોળીએ દેવાનો હુકમ આપવામાં

આવે તો તમે એ હુકમ માનતા ના. પાછા ફરીને એવો હુકમ આપનારને જ ગોળીએ દેજો !

. એ રાત આખા હિંદી લશ્કરે ફરાર પાર્કમાં જ આવી ચર્ચાએ કરતાં ગાળી. તા. ૧૭મી ફેબ્રુઆરીની સવારે બધાં હિંદી લશ્કર સીંગાપુર શહેર બહાર આવેલ નેસૂન છાવણીએ લઈ જવામાં આવ્યાં. શાહ નવાઝખાં પણ એમના બટાલિયનને લઈને નેસૂન છાવણીએ પહોંચી ગયા. ત્યાં પહોંચ્યા બાદ બે–ત્રણ દિવસે મેજર ફુજીવારા અને કેપ્ટન મોહનસિંગ નેસૂન છાવણીએ આવ્યા અને ફરીથી એમણે લશ્કરી અધિકારીઓને મળીને આઝાદ હિંદ ફોજની યોજનાઓ સમજાવી. શાહ નવાઝખાંએ આજે એ વાતનો સ્પષ્ટ વિરોધ કર્યો.

૨

## વ્યવસ્થા અને સંચાલન

શાહ નવાઝખાંનો આટલો વિરોધ હોવા છતાં યે એમની વ્યવસ્થા-શક્તિનો અન્ય હિંદી લશ્કરી અધિકારીઓને ખ્યાલ હતો. એ ખ્યાલ અનુસાર એમને થોડા દિવસ પછી સમગ્ર નેસૂન છાવણીના ઉપરી-અધિકારી તરીકે નીમવામાં આવ્યા અને આખી છાવણીની વ્યવસ્થા એમને હસ્તક સોંપવામાં આવી. એ વખતે સમગ્ર હિંદી લશ્કર નેસૂન, બિદાવરી, સેલેટાર, બુલર તેમ જ ક્રાંજી વગેરે જુદી જુદી છાવણીઓમાં જુદું જુદું રાખવામાં આવ્યું હતું. આમાં સૌથી મોટી છાવણી નેસૂન હતી અને એમાં લગભગ ૨૦,૦૦૦ જેટલા સિપાહીઓ હતા.

આ છાવણીની સમગ્ર વ્યવસ્થા શાહ નવાઝખાને સોંપવામાં તો આવી, પણ વ્યવસ્થા માટે કશી સગવડ ન હતી. આ છાવણી મૂળ તો ૮ થી ૧૦ હજાર સિપાહીઓ માટે હતી એને બદલે ત્યાં ૨૦ હજાર જેટલા સિપાહીઓ રાખવામાં આવ્યા હતા. સફાઈ-ચોખ્ખાઈ માટે કશાં સાધન ન હતાં. પાણીનો જથ્થો હતો જ નહિ. દવાખાનાની

સગવડ નામની જ હતી અને દવા દારૂ તો હતી જ નહિ. સડતાં સડતાં સંગ્રહણીને પાત્ર ઠરેલા લશ્કરમાં આવી પરિસ્થિતિને કારણે ઝાડા, મરડા અને એવા રોગો ફેલાઈ ચૂક્યા હતા. વધારામાં હારેલા લશ્કરમાં વિચિત્ર ગોઠવણીને કારણે શિસ્ત કે વ્યવસ્થાનું નામ રહ્યું ન હતું.

આવી પરિસ્થિતિ હોવા છતાં યે શાહ નવાઝખાંએ તરત જ વ્યવસ્થા સંભાળી લીધી. એમના મિલનસાર સ્વભાવને કારણે અન્ય અધિકારીઓની મદદ એમને આસાનીથી મળી હતી. સૌથી પ્રથમ એમણે રોગનો સામનો કર્યો. છાવણીના વૈદકીય મંડળે એમને સારી પેઠે મદદ દીધી. ખાસ કરીને કર્નલ ચૌધરી, મેજર ફિરોઝી ભટ્ટ અને મેજર ગિલાણી રાત-દિવસ એમની પડખે ઊભા રહ્યા. દવાદારૂની કશી વ્યવસ્થા ન હતી એટલે એમણે અન્ય અધિકારીઓને સાથમાં લઈને એક ફંડ શરૂ કર્યું. એમાં સિપાહીઓ પાસેથી પણ શક્તિ મુજબ બબ્બે-પાંચપાંચ ડોલર લઈને કુલ ૨૫૦૦ ડોલરનું ફંડ કર્યું. એમાંથી દવાઓ લીધી; અને આઝાદ હિંદ સેનામાં જોડાનાર-ન જોડાનાર કશો યે ભેદભાવ રાખ્યા વગર સારવાર આપવી શરૂ કરી. થોડા જ વખતમાં છાવણીમાં રોગચાળાને કાબૂમાં લાઈ લેવામાં આવ્યો.

આ પછી એમણે સેપર્સ એન્ડ માઇનર્સ વિભાગની મદદ લીધી. આગળ વધતા લશ્કર માટે ખાઈઓ, મોરચા, કામચલાઉ પુલ બાંધી આપનાર તેમ જ પીછેહઠ કરતા લશ્કર પાછળ રોકાઈને પુલ, રસ્તા તેમ જ અન્ય અવરજવરનાં સાધનોનો નાશ કરવાની ખાસ તાલીમ આપવામાં આવતા આ ઇજનેરી વિભાગની મદદથી થોડા જ

એમના ખ્યાલ અસલ મુજબ જ હતા. વધારામાં એમણે આ છાવણીમાં આઝાદ હિંદ ફોજનો સફળ વિરોધ કરવા માટે અન્ય અધિકારીઓનો સાથ લઈને એક મજબૂત વિરોધ–પક્ષ ઊભો કરી લીધો.

પોતે તેમ જ પોતાનો પક્ષ આ રીતે વિરોધ કરી રહ્યા હતા છતાં એમણે પોતાના તરફથી કે સામા પક્ષ તરફથી કોઈ સિપાહી પર કશું દબાણ ન કરવામાં આવે એની ખાસ તકેદારી રાખી હતી. સૌને દબાણ વગર છૂટથી પોતાના વિચારો દર્શાવવાની એમણે પરવાનગી આપી હતી. આઝાદ હિંદ ફોજમાં જોડાવું કે નહિ એ સૌની પોતપોતાની મુનસફી પર છોડી દેવામાં આવ્યું હતું. અન્ય છાવણીઓમાં આઝાદ હિંદ ફોજમાં ભરતી માટે કાંઈક દબાણ થયું હશે, અથવા એનો વિરોધ કરનારાઓને નજરબંધ છાવણીઓમાં ફેરવવાના બનાવો બનવા પામ્યા હતા. પણ સૌથી મોટી આ નેસન છાવણીમાંથી એક ય માણસને નજરબંધ ફેરવવાનો બનાવ બનવા પામ્યો ન હતો.

આમ કરતાં ફેબ્રુઆરી માસ પૂરો થઈને માર્ચ માસ આવ્યો. આ મહિનામાં બિદાદરી છાવણીમાં બધી છાવણીઓના અધિકારીઓ એકઠા થયા અને એમણે આઝાદ હિંદ ફોજ ઊભી કરવાની વિચારણા બાદ ચાર ઠરાવો કર્યા કે (૧) આપણે સૌ હિંદી છીએ (૨) માટે આપણે સૌએ આપણા મુલકને આઝાદ કરવા લડવું જોઈએ (૩) એ માટે આપણામાંથી આઝાદ હિંદ ફોજ ઊભી કરવી જોઈએ અને (૪) સૌ હિંદી સિપાહીઓએ એમાં સાથ આપવો જોઈએ.

છાવણીમાંના સૌ સિપાહીઓની જાણ આપવા માટે છાવણીના ઉપરી–અધિકારી તરીકે આ ઠરાવો શાહ નવાઝખાં પાસે આવ્યા. એમનો આ સેના સામે વિરોધ હતો, તો યે એમણે આખી છાવણીના

આ વિચારણાઓમા શાહ નવાઝખાને લાગ્યુ કે એમના આટ-આટના વિરોધ છતા યે આઝાદ હિંદ ફોજ ઊભી થાય જ છે, ત્યારે સારો રસ્તો એ છે કે (૧) ઉપરી—અધિકારીઓએ આઝાદ હિંદ ફોજમા જોડાઈ જવુ (૨) ત્યા રહીને યુદ્ધકેદીઓની નભાગ ગખવી તેમ જ એમને બરાબર રક્ષણ આપતા રહેવુ (૩) જાપાનીઓ આઝાદ હિંદ ફોજનો અવળો ઉપયોગ કરે તો એમનો સામનો કરવો અને તેમને એમ કરતા અટકાવવા (૪) જો એમ લાગે કે આઝાદ હિંદ ફોજનો કોઈ વિભાગ જાપાનીઓના હાથમા ફસાઈ પડ્યો છે તો એને અગાઉથી જ વગવિખેર કરીને આઝાદ હિંદ ફોજને તોડી નાખવી

આ નિર્ણય કર્યો તે જ દિવસે બપોર બાદ શાહ નવાઝખાએ એમના મિત્રો સમા અન્ય મુસ્લિમ અધિકારીઓને એક મસ્જિદમા એકઠા કર્યા, પોતે શા માટે આઝાદ હિંદ ફોજમા જોડાય છે એનાં તેમની પાસે કારણો રજૂ કર્યાં અને કહ્યુ, કે 'તમારે આઝાદ હિંદ ફોજમા જોડાવુ કે નહિ એ તમારી પોતાની જ મુનસફી પર છોડુ છુ હવે આપણને સાથે રહેવા દેવામા નહિ આવે એટલે તમારી પાસેથી હુ ખાતરી માગુ છુ કે તમે જાપાનીઓના કોઈપણ દબાણ કે જુલમને તાબે થઈને તમારી મરજી વિરુદ્ધ આઝાદ હિંદ ફોજમા જોડાવાની હા પાડશો નહિ '

મસ્જિદમા એકઠા થયેલા સૌ મુસ્લિમોએ આ વાત કબૂલ કરી અને એ કબૂલાતના ચિહ્ન તરીકે મુસ્લિમ ધર્મવિધિના બોલ 'દુઆ—ખેર' પોકારીને સૌ જુદા પડ્યા

જૂન માસની શરૂઆતમા કૅપ્ટન મોહનસિંગે પોતાને મુકામે મોટા મોટા અધિકારીઓને હિંદી સ્વાતંત્ર્ય સંઘના સંમેલન અંગે વિચારવા માટે બોલાવ્યા શાહ નવાઝખા પણ ત્યા ગયા ત્યા કૅપ્ટન મોહનસિંગે યોજના મૂકી કે હિંદી યુદ્ધકેદીઓ તરફથી એ સંમેલનમા

કુલ ૯૦ પ્રતિનિધિઓનું પ્રતિનિધિત્વ રજૂ કરવું, એમાં ૩૦ પ્રતિનિધિઓ હાજર રહે અને ૬૦ પ્રતિનિધિઓના પ્રોક્સી મત રજૂ થાય.

શાહ નવાઝખાંને આ વિચારણામાં વાંધો લાગ્યો. તેઓ પોતે ફોજમાં જોડાવા તૈયાર થયા હતા, પણ એમને હજી જાપાનીઓના ઇરાદા વિષે એવીને એવી જ આશંકા ચાલુ હતી. એમને થયું કે બેન્કોક સંમેલનમાં જાપાનીઓ હિંદી યુદ્ધકેદીઓને વધારે વચનોથી બાંધી લેશે, માટે એમાં આપણે ભાગ ન લેવો, પણ સંમેલન ભરાઈ ગયા બાદ જાપાનીઓ એ સમેલનમાં કેવી નિષ્ઠા બતાવે છે એ જોયા બાદ આગળ વધવું.

આ મુદ્દો ઠીકઠીક ચર્ચાસ્પદ બની ગયો અને તેના પર ગરમાગરમ ચર્ચાઓ થઈ. પરિણામે દરેક છાવણીમાંથી કેટલા પ્રતિનિધિઓ પસંદ કરવા એ વાત પર ગેરસમજ ઊભી થઈ ગઈ અને કાંઈ માર્ગ ન નીકળતાં શાહ નવાઝખાં હસ્તકની આખા મલાયામાં સૌથી મોટી નેસન છાવણીમાંથી માત્ર એક જ પ્રતિનિધિ આપવામાં આવ્યો અને પ્રોક્સી મત આપવાની ચોખ્ખી ના પાડવામાં આવી.

બેન્કોક મુકામે જૂન માસની ૧૫–૧૬–૧૭ તારીખ દરમ્યાન પૂર્વ એશિયાના લગભગ દરેક પ્રદેશના પ્રતિનિધિઓનું સંમેલન મળ્યું. એ સંમેલનમાં હિંદી યુદ્ધ કેદીઓના પ્રતિનિધિઓ પણ હાજર રહ્યા અને ત્યાં હિંદી સ્વાતંત્ર્ય સંઘની સ્થાપના કરવામાં આવી.

આ સંમેલનમાં સંઘની કારોબારીની આગેવાની નીચે આઝાદ હિંદ ફોજની સ્થાપના કરવાનું નક્કી થયું, આ ફોજ હિંદની આઝાદી અર્થે જ લડે એમ સ્પષ્ટ કરવામાં આવ્યું. એ સમેલનમાં જાપાન પાસેથી વિધિપૂર્વકની ખોળાધરી માગવામાં આવી કે બ્રિટિશ સલ્તનતથી હિંદ જુદું પડે એ જ ક્ષણે જાપાની સરકારે હિંદના સાર્વ-

લૌમત્વનો સ્વીકાર કરવા, તેમ જ હિંદના તંત્રમાં કોઈ પણ જાતની રાજકીય, આર્થિક કે લશ્કરી દખલગીરી ન કરવી.

એનેકોક મુકામે આ બધું નક્કી થયું, પણ કૅપ્ટન મોહનસિંગને ત્યાં થયેલી ચર્ચાઓ તેમ જ ત્યાં શાહ નવાઝખાએ લીધેલા વલણને કારણે ગેરસમજ વધતી ચાલી આવી ગેરસમજ વચ્ચે શાહ નવાઝખાને નેસૂન છાવણીનું સંચાલન સંભાળવું ન ગમ્યું, આથી એમને એ કામમાંથી મુક્ત કરીને મનાયામાં આવેલ હિંદી યુદ્ધકેદીઓની બધી છાવણીઓની દેખરેખ રાખવાનું સોંપવામાં આવ્યું.

આ ગોઠવણ અનુસાર જૂન માસની શરૂઆતમાં જ શાહ નવાઝખાં એક ગુડ્ઝ ટ્રેઇનમાં બેસીને મલાયાના મધ્ય ભાગે આવેલ ક્વાલા લુમ્પુર આવ્યા અહીં આવતાંવેંત એમની વ્યવસ્થા-શક્તિને ખ્યાલમાં લઈને જાપાની અધિકારીઓએ શાહ નવાઝખાને મલાયામાં આવેલ હિંદી યુદ્ધ-કેદીઓની બધી છાવણીઓના કમાન્ડર-ઉપરી અધિકારી નીમ્યા એ સ્થાને રહીને એમણે મલાયામાં આવેલ બધી યુદ્ધકેદી છાવણીઓમાં ફરવાનું હતું અને યુદ્ધ-કેદીઓના વાંધાવિરોધો ક્વાલા લુમ્પુર મુકામે જાપાની મુખ્ય મથક રજૂ કરવાના હતા અહીં પણ પોતાના દેશભાઈઓની આ રીતે સેવા કરવાનો મોકો મળ્યો એથી શાહ નવાઝખા ખુશ થયા અને આનંદથી એ કામ ઉપાડી લીધું

પણ અહીં એમને જાપાનીઓ સાથે કામ કરવાનું હતું, જેમના વિચારો, વર્તન વગેરે તદ્દન જુદા હતા એમણે આ સ્થાન સંભાળ્યું એ પછી થોડાક જ દિવસોમાં એવો એક પ્રસંગ ઊભો થઈ ગયો.

શાહ નવાઝખા હજી ક્વાલા લુમ્પુર હતા ત્યાં જ જાપાની મુખ્ય મથક તરફથી એમને હુકમ મળ્યો કે તમારી છાવણીએ જાપાનીઝ ગેરીઝન કમાન્ડર આવે તે એમને નમન કરવા અર્થે સૌ યુદ્ધ-કેદીઓને એકઠા કરજો

આની તપાસ વખતોવખત થાય, એટલે નિયમ મુજબ શાહ નવાઝખાએ સૌ યુદ્ધકેદીઓને એકઠા કર્યા. જાપાનીઝ ગેરીઝન કમાન્ડર આવ્યા, એમણે યુદ્ધકેદીઓની તપાસ કરી અને નાનકડું ભાષણ કર્યું. શરૂઆતમાં સામાન્ય વાતો કહીને પાછળથી એમણે કહ્યું 'હું તમને સૌને આવકાર આપું છું અને તમે સૌ મારા સંચાલન નીચે આવ્યા છો એ જાણીને હું ખુશ થયો છું અમે જાપાનીઓ તમને યુદ્ધ-કેદીઓ માનતા નથી, પણ એશિયાવાસીઓ તરીકે ભાઈઓ જ માનીએ છીએ જાપાની પ્રજાની એવી તીવ્ર ઉમેદ છે કે તમે હિંદીઓ, તમારા મુલક હિંદની આઝાદી વહેલામાં વહેલી તકે પ્રાપ્ત કરો પણ આઝાદી પ્રાપ્ત કરવા માટે સૈન્ય જોઈએ અને સૈન્ય પાસે હથિયાર જોઈએ હથિયારો પૂરા પાડવા માટે અમે તમારા માટે ગોઠવણ કરી લીધી છે અને એ માટે તમને લશ્કરી શિક્ષણ આપવાની પણ વ્યવસ્થા કરી રાખી છે '

આ સાંભળીને શાહ નવાઝખા નવાઈ પામી ગયા એમને થયું કે આ તો યુદ્ધ-કેદીઓમાંથી સીધી યુદ્ધભરતી શરૂ કરવામાં આવી તરત જ એમણે જાપાનીઝ ગેરીઝન કમાન્ડર પાસે એમના આ ભાષણ બદલ વાંધો લીધો અને કહ્યું, કે 'હિંદની આઝાદી મેળવવી એ હિંદીઓનો પ્રશ્ન છે અને એ માટે પૂર્વ એશિયાના હિંદીઓ તેમ જ હિંદી લશ્કરમાંથી હિંદી અધિકારીઓ પ્રયત્ન કરી જ રહ્યા છે તમને જાપાનીઓને આ રીતે હિંદી યુદ્ધ-કેદીઓને હથિયાર ઉપાડવા માટે દબાણ કરવાનો કોઈ જ અધિકાર નથી '

જાપાનીઝ ગેરીઝન કમાન્ડર સાથે તીખી ચર્ચા થઈ પડી. ચર્ચાને અંતે જાપાની અફસર શાહ નવાઝખાનો મુદ્દો સમજ્યા, એમણે શાહ નવાઝખાની વાત સ્વીકારી અને હવે પછી આ રીતે હિંદી યુદ્ધ કેદીઓને કશી સમજાવટ ન કરવામાં આવે તેમ જ તેમની પાસેથી લેવામાં આવતી મજૂરી જ રાતવામ આવે એવું ફરમાવવામાં આવ્યું.

ક્વાલા લુમ્પુરમાં આ નિર્ણય લેવાયો, પણ એની છાપ બીજે સ્થળે જાણ થઈ ન હતી મલાયામાંના નેગ્રી સેમ્બિલાન વિભાગના સેરેમ્બાન શહેરની છાવણીમાં કોઈક જાપાની અફસરે આ રીતે જ યુદ્ધ-કેદીઓને હથિયાર આપવાની તેમ જ હથિયારોની કેળવણી આપવાની વાત કરી હતી ત્યાંના હિંદી યુદ્ધ-કેદીઓએ એની સામે વાંધો લીધો અને ખાસ કરીને કેમ્પના ઉપરી લેફ. ગુલામ મહમદે સબળ વિરોધ દર્શાવ્યો

જાપાનીઓ આવો વિરોધ સાંભળવાને ક્યાં ટેવાયા હતા? એમણે છાવણીની ચાર ફરતી મશીનગનો ગોઠવી દીધી કેમ્પના ઉપરી લેફ. ગુલામ મહમદને ઓરડીમાં પૂરી દીધા અને યુદ્ધ-કેદીઓને હુકમ સંભળાવી દીધો કે હથિયારો ઉપાડીને અમે આપીએ તે તાલીમ લેવી કે નહિ એનો નિર્ણય ૨૪ કલાકમાં આપી દેજો જો હા પાડો તો ઠીક છે, પણ એ પછી યે તમારો વિરોધ ચાલુ રહેશે તો એકએકને ગોળીએ દેવામાં આવશે

શાહ નવાઝખાને કુઆલા લુમ્પુરમાં આ બનાવની ખબર પડી. તરત જ એ કુઆલા લુમ્પુરના જાપાની વડા મથક તરફથી આ બાબતમાં કરવામાં આવેલો નિર્ણય પોતાની સાથે લઈને સેરેમ્બાન ઊપડ્યા. સેરેમ્બાનમાં કટોકટી બરાબર ટોચે પહોંચી ગઈ હતી એ વખતે શાહ નવાઝખાં ત્યાં આવી પહોંચ્યા ત્યાંની છાવણીના જાપાની અફસરોને મળ્યા અને આ સમયે સમજાવટ આખરી કુઆલા લુમ્પુરનો નિર્ણય સાથે હતો છતાં યે અહીંના જાપાની અફસરોને સમજાવવાની એટલી માથાકૂટ એમને કરવી પડી માંડ માંડ એ અફસરો માન્યા, છાવણી પરથી મશીનગનો ઉઠાવી લેવામાં આવી, લેફ. ગુલામ મહમદને ઓરડીમાંથી મુક્ત કરવામાં આવ્યા અને હવે પછી હિંદી યુદ્ધ-કેદીઓને લશ્કરી તાલીમ નહિ આપવામાં આવે એની બાંહેધરી આપવામાં આવી.

આ પછી શાહ નવાઝખાં મલાયામાં આવેલ હિંદી યુદ્ધ–કેદીઓની એકેએક છાવણીએ ફરી વળ્યા, ત્યાંના જાપાની અફસરોને સમજાવટ સહિત કુઆલા લુમ્પુરના નિર્ણયની જાણ કરી અને બન્નેથી હિંદી યુદ્ધ–કેદીઓને લશ્કરી તાલીમ નહિ આપવાના વચન મેળવ્યાં

લશ્કરી તાલીમનો પ્રશ્ન પત્યો ત્યાં કુઆલા લુમ્પુરની છાવણીમાં એક બીજો પ્રશ્ન ઊભો થયો. ત્યાંના જાપાની અફસરોએ હિંદી યુદ્ધ–કેદીઓને છાવણીની શિસ્ત જાળવવા માટે જાપાની ફૂટ–ડ્રીલ કરાવવાનો પ્રયત્ન આદર્યો. જાપાની ફૂટ–ડ્રીલમાં હુકમના શબ્દો જાપાની અને સલામ પણ જાપાની અદાથી ભરવાની.

શાહ નવાઝખાએ આની સામે પણ વાંધો નોંધાવ્યો અને હિંદી યુદ્ધ–કેદીઓ એ હુકમને નહિ અનુસરે એમ જણાવી દીધું. જાપાની અધિકારીઓને આ વાતનો પણ સ્વીકાર કરવો પડ્યો. શાહ નવાઝખાં આ બાબતમાં વિજયી નીવડ્યા અને હિંદી યુદ્ધ–કેદીઓને માટે છાવણીની શિસ્ત અંગે હિંદી ડ્રીલ જ ચાલુ રહી, ત્યારે નવાઈની વાત એ હતી કે એ યુદ્ધ–કેદીઓ તેમ જ તેમના આખા મુલક પર રાજ ભોગવતી કોમના પ્રતિનિધિઓ સમા અંગ્રેજ યુદ્ધ–કેદીઓ ગ્ગૂનમાં જાપાની હુકમ ઝીલીને જાપાની ડ્રીલ અનુસાર કદમ ભરી રહ્યા હતા અને જાપાની અદાથી સલામ કરી રહ્યા હતા!

આ બધા ગોરા–ગ–ગોરાના વ્યવહારમાંથી ઊભા થતા પ્રશ્નો થતા. આ સિવાય એક મુદ્દો ભારે કટોકટીનો બની ગયો.

એ જ વખતે શાહ નવાઝખાં એમના મુખ્ય મથક કુઆલા લુમ્પુરથી બહાર અન્ય છાવણીઓની મુલાકાત માટે પ્રવાસે ગયા હતા પાછળથી જાપાની અફસરો ત્યાંની છાવણીએ આવ્યા અને બેરગે નેપર્સ એન્ડ માઇનર્સ યુદ્ધ–કેદીઓમાંથી ૨૩ જણને પકડી ગયા એમના પર આરોપ મૂકવામાં આવ્યો કે તમે બ્રિટિશતરફી માણસો છો.

આ ત્રીશમાંથી પણ અમુકને એમણે જુદા તારવ્યા, એમના ગુનાના બદલામાં તેમને ગોળીએ દેવાનો હુકમ આપવામાં આવ્યો અને તેમના આખરી મૃત્યુખત પર સહી કરવાની ફરજ પાડવામાં આવી.

આ યુદ્ધ-કેદીઓને ગોળીએ દેવાને થોડોક જ સમય બાકી હતો ત્યાં શાહ નવાઝખાં પ્રવાસેથી પાછા ફર્યા. છાવણીમાં આવીને એ ઊભા રહ્યા ત્યાં એમના હાથ નીચેના અધિકારીઓએ આ બાબતની એમને જાણ કરી. એ જ ક્ષણે શાહ નવાઝખાં ત્યાંથી સીધા જાપાની યુદ્ધ-કચેરીએ પહોંચ્યા અને જાપાની અફસરોને કહ્યું, કે 'મારા સિપાહીઓ મને પાછા સોંપો. મને છાવણીનો ઉપરી અધિકારી નીમવામાં આવ્યો છે; એટલે સિદ્ધાંતની રુએ મારી જાણ બહાર તમે મારી હાથ તળેના અધિકારીઓ સાથે આવું ગંભીર કામ પતાવી શકો નહિ અને મારા સિપાહીઓને આ રીતે બારોબાર લઈ જઈ શકો નહિ.'

જાપાની અફસરો આવા અધિકાર, આવા સિદ્ધાંત અને આવા ન્યાયને ક્યાં સમજનારા હતા ? એમણે ચોખ્ખી ના પાડી એટલે શાહ નવાઝખાંને આખરી નિર્ણય પર આવીને સંભળાવવું પડ્યું કે તો મારે મારા હોદ્દાનું રાજીનામું આપવું પડશે.

આ વાતથી જાપાની અફસરો કાંઈક પાછા હટ્યા અને કહ્યું, કે '૨૩માંથી ૧૫ સિપાહીઓને તમે પાછા લઈ જઈ શકો છો, પણ બાકીના આઠને તો અમારે ગોળીએ દેવા જ પડશે; કેમકે તેઓ તો અતિ બ્રિટિશતરફી વલણ ધરાવનારા માણસો છે, તેઓ જાપાની યુદ્ધ-કેદીઓ બની ચુક્યા છે, તો યે તેઓ કહે છે કે અમે બ્રિટિશ સરકારને વફાદાર રહેવાના સોગંદ લીધા છે; એટલે હજી યે, એ સોગંદ અનુસાર અમારું વલણ ચાલુ રાખશું. આવા હિંદીઓને અમે જીવતા નહિ જ છોડીએ !'

શાહ નવાઝખાં સામે ભારે કઠિન કોયડો ઊભો થઈ ગયો.

છતાં યે એમણે પૂરેપૂરી સમજાવટ અને ગૌરવથી કામ લીધું. જાપાન અફસરોને તેમણે સમજાવ્યુ કે આવા સોગંદનો અર્થ હિંદમાં શો થાય છે અને હિંદી લશ્કરમાં કોઈ સિપાહી ગુનો કરે તો તેના પર તપાસસમિતિ બેસાડીને ગુનો પુરવાર થાય પછી જ આવા પગલાં ભરી શકાય છે.

જાપાની અફસરોને હિંદી રીત-રસમનો કાંઈક ખ્યાલ મનમા બેઠો એટલે શાહ નવાઝખાંએ ખાતરી આપી કે એ સિપાહીઓને મારે હવાલે સોંપી દો, હું એમના પર હિંદી લશ્કરી કાયદા પ્રમાણે તપાસસમિતિ બેસાડીશ અને એ તપાસમાં તેનો ગુનો પુરવાર થશે તો હું પોતે જ તમારે હવાલે સોંપી દઈશ.

આખરે જાપાની અફસરો શાહ નવાઝખાંની વાત માન્યા, ત્રીસે ત્રીસ હિંદી સિપાહીઓ શાહ નવાઝખાંને પાછા સુપરત કર્યા, શાહ નવાઝખાં એમને પાછા લઈને પોતાની છાવણીએ આવ્યા, અહીં તેમના પર તપાસસમિતિ બેસાડી અને એ તપાસમાં તેઓ નિર્દોષ પુરવાર થતા સૌને છોડી મૂક્યા. જાપાની અફસરોએ આ વાત વિના વિરોધે સ્વીકારી લીધી.

આ રીતે વખતોવખત જાપાની અફસરો સાથે લડવા-ઝઘડવાની સાથોસાથ શાહ નવાઝખાં એકેએક છાવણીમાં હિંદી સિપાહીઓને વધારેમાં વધારે સુખ-સગવડ અપાવવા મહેનત કરી રહ્યા હતા. એમના હસ્તકની છાવણીઓમાં યુદ્ધ-કેદીઓને જેવી સગવડો મળી હતી તેવી પૂર્વ એશિયાની કોઈ છાવણીમાં મળી ન હતી.

એ વખતે ખોરાકની પૂરેપૂરી તંગી હતી, એ વખતે એમણે યુદ્ધ-કેદીઓને સારામાં સારો ખોરાક અપાવ્યો હતો. યુદ્ધ-કેદીઓને ભાગ્યે જ મળે એવી વસ્તુઓ ઈંડાં, માછલીઓ, કૂકડાં અને શાકભાજી તેઓ સારી પેરે અપાવી શક્યા હતા.

સિપાહીઓ માટેની સગવડો મેળવવા સારુ એમને કામ જાપાની અફસરો સાથે પાડવાનું રહેતું, જેઓ કદી સામા માણસનું સ્વમાન જાળવવાનું સમજ્યા જ ન હતા. આથી કેટલી યે વાર શાહ નવાઝખાંને એમનાથી યે હેઠલા દરજ્જાના જાપાની અફસરોને હાથે અપમાન સહન કરવાં પડતાં, પરંતુ પોતાના દેશ-ભાઈઓ માટે એ સહન કર્યે જતા.

પોતે અપમાન સહન કરતા, પણ હિંદી સિપાહીઓનો જાપાનીઓ ક્યાં યે ગેરરસ્તે ઉપયોગ ન કરી જાય એ માટે ઝઘડતા રહેતા. અને કેટલીક વાર તો મામલો કટોકટીની હદે પહોંચી જતો તો યે જરા યે એ ખચકાતા નહિ.

આ રીતે ઝઘડતાં ઝઘડતાં કાયમ એમણે પોતાના દેશની તેમ જ દેશભાઈઓની આબરૂ તેમ જ મોભો ઊંચા જાળવી રાખ્યાં હતાં અને સફેદ ચામડીવાળા યુરોપિયનોની જેમ પીળી ચામડીવાળા જાપાનીઓ હિંદી સિપાહીઓ પર પોતાના રંગની શ્રેષ્ઠતા સ્થાપવા આવે તો દરેક પ્રસંગે તે સામનો કરતા.

આ બધા પ્રસંગો તો એમના હસ્તકની છાવણીઓના તેમ જ સિપાહીઓના થયા. એ પ્રદેશની બહાર પણ તે જાપાનીઓ સાથે ઝઘડયા કરતા.

મલાયાના યુદ્ધ દરમિયાન બ્રિટિશ લશ્કર જ્યારે પાછું જોયા વગર મૂઠીઓ વાળીને પીછેહઠ કરી રહ્યું હતું ત્યારે એમણે કેટલા યે હિંદી સિપાહીઓને મલાયામાં પાછળ મૂકી દીધા હતા. આમાંના કેટલા યે ત્યાં પરણી ચૂક્યા હતા અને ત્યાંના નાગરિક બનીને જુદા જુદા ધંધામાંથી પોતાનું ગુજરાન આનંદથી ચલાવી રહ્યા હતા, આવા હિંદી સિપાહીઓ જાપાનીઓની નજરે ચડયા અને તેઓ એમને પકડી પકડીને પાછા છાવણીઓમાં લાવવા લાગ્યા.

અબ્દુલ મનસબ નામના એક હિંદી સિપાહીએ રેડેંઆમ રેસ્કે

યુદ્ધ-કેદીઓ પાસેથી મધ્યમસરનું જ મજૂરીનું કામ લેવાતું હતું અને એના બદલામાં તેમને નિયમિત પગાર ચૂકવવામાં આવતો હતો.

થાક્યાપાક્યા યુદ્ધ-કેદીઓના મનની પ્રફુલ્લતા અર્થે સારી પેરે ગોઠવણો તેમણે ઊભી કરી હતી. તેમના પોતાના શોખ અનુસાર તેમણે છાવણીઓમાં રમતગમતનાં સાધનો વસાવ્યાં હતાં અને યુદ્ધ-કેદીઓ હૉકી, ફૂટબોલ વગેરે રમતો હમેશાં રમતા. છાવણીઓમાં સીનેમા લાવીને બતાવવામાં આવતા, અને યુદ્ધ-કેદીઓ બહાર જઈને શહેરના સીનેમામાં દસ સેન્ટની ટિકિટ લઈને સીનેમા જોઈ શકતા.

સિપાહીઓને બહાર ફરવા જવું હોય તો રાજ સવારના દસથી બપોરના ચાર સુધી તેમના વિભાગના ઉપરીની ચિઠ્ઠી લઈને જવા દેવામાં આવતા. રજાને દિવસે અધિકારીઓ શહેર—ગામડામાં ગમે ત્યાં જઈ શકતા અને પોતાના નાગરિક મિત્રોને સવારના દસથી મધરાત સુધીના સમયમાં વિના રોકટોક મળી શકતા.

શુક્રવારને દિવસે મુસ્લિમ સિપાહીઓને મસ્જિદમાં જઈને નમાઝ પઢવાની છૂટ હતી અને રવિવારને દિવસે હિંદુ તેમ જ શીખ-સિપાહીઓ પોતપોતાના ધાર્મિક સ્થાનોમાં જઈને પ્રાર્થના કરી શકતા.

આ સર્વ સગવડો સિપાહીઓ બહુ આનંદથી ભોગવ્યા કરતા, પણ આ બધી સગવડો મેળવવા માટે શાહ નવાઝખાને શી શી મુસીબતો વેઠવી પડતી હતી એનો બહુ ઓછાને ખ્યાલ રહેતો.

આ માટે તેમને રાત-દિવસ જોયા વગર આખા મલાયામાં એક છાવણીએથી બીજી છાવણીએ ભમવું પડતું. એ વખતે મલાયામાં અવરજવરનાં સાધનો નહિ જેવાં જ હતાં. એટલે એમને માલ-ગાડીના ડબ્બામાં બેસીને રાત-દિવસ જોયા વગર મુસાફરી કરવી પડતી. એમાં ક્યારે ખાવા મળે ન મળે એવા પ્રસંગો બની જતા.

સિપાહીઓ માટેની સગવડો મેળવવા માટે એમને કામ જાપાની અફસરો સાથે પાડવાનું રહેતું, જેઓ કદી સામા માણસનું સ્વમાન જાળવવાનું સમજ્યા જ ન હતા. આથી કેટલી યે વાર શાહ નવાઝખાને એમનાથી યે હેઠલા દરજ્જાના જાપાની અફસરોને હાથે અપમાન સહન કરવા પડતા, પરંતુ પોતાના દેશ-ભાઈઓ માટે એ સહન કર્યે જતા.

પોતે અપમાન સહન કરતા, પણ હિંદી સિપાહીઓનો જાપાનીઓ ક્યાં યે ગેરરસ્તે ઉપયોગ ન કરી જાય એ માટે ઝઘડતા રહેતા અને કેટલીક વાર તો સામનો ટોચની હદે પહોંચી જતો તો યે જરા યે એ ખચકાતા નહિ.

આ રીતે ઝઘડતા ઝઘડતા કાયમ એમણે પોતાના દેશની તેમ જ દેશભાઈઓની આબરૂ તેમ જ મોભો ઊંચા જાળવી રાખ્યા હતા અને સફેદ ચામડીવાળા યુરોપિયનોની જેમ પીળી ચામડીવાળા જાપાનીઓ હિંદી સિપાહીઓ પર પોતાના રંગની શ્રેષ્ઠતા સ્થાપવા આવે તો દરેક પ્રસંગે તે સામનો કરતા.

આ બધા પ્રસંગો તો એમના હસ્તકની છાવણીઓના તેમ જ સિપાહીઓના થયા. એ પ્રદેશની બહાર પણ તે જાપાનીઓ સાથે ઝઘડયા કરતા.

મલાયાના યુદ્ધ દરમિયાન બ્રિટિશ લશ્કર જ્યારે પાછું જોયા વગર મૂઠીઓ વાળીને પીછેહઠ કરી રહ્યું હતું ત્યારે એમણે કેટલા યે હિંદી સિપાહીઓને મલાયામાં પાછળ મૂકી દીધા હતા. આમાંના કેટલા યે ત્યાં પરણી ચૂક્યા હતા અને ત્યાંના નાગરિક બનીને જુદા જુદા ધંધા-માંથી પોતાનું ગુજરાન આનંદથી ચલાવી રહ્યા હતા. આમાં હિંદી સિપાહીઓ જાપાનીઓની નજરે ચડયા અને તેઓ એમને પકડી પકડીને પાછા છાવણીઓમાં લાવવા લાગ્યા.

અબ્દુલ સત્તાર નામના એક હિંદી સિપાહીએ [illegible]

સ્ટેશને ચાની દુકાન કરી હતી અને એમાંથી એનું ગુજરાન ચલાવતો હતો. આ સિપાહીને જપાનીઓ એની દુકાન એમ ને એમ મુકાવીને પકડી લાવ્યા અને એ કિસ્સો શાહ નવાઝખાં પાસે આવ્યો. તરત એમણે આની સામે વાંધો ઉઠાવ્યો અને આવા સિપાહીઓને પકડી નહિ લઈ આવવા માટે જપાની અફસરો સાથે સમજાવટ આદરી. આખર આ બાબતમાં પણ જપાની અફસરોએ એમની વાત માની, અબ્દુલ મનસૂરને છોડી મૂક્યો અને એ પછી આવા બીજા કોઈ હિંદી સિપાહીને પાછા છાવણીમાં પકડી આવવાનું છોડી દીધું.

હિંદી સિપાહીઓથી આગળ વધીને એમણે ત્યાં વસતા હિંદી નાગરિકો તરફ પણ લક્ષ્ય આપ્યું હતું. જપાનીઓએ ત્યાંનું બ્રિટિશ નાણા-ચલણ બંધ કરી દીધું હતું અને એને બદલે ખાસ યુદ્ધકાલીન જપાની કામચલાઉ નાણા-ચલણ શરૂ કર્યું હતું. યુદ્ધને કારણે અન્ય વેપારી સંબંધો છિન્નવિછિન્ન થઈ ગયા હતા. આ કારણે વસ્તુઓના ભાવ અસંખ્ય ઊંચા ચડી ગયા હતા અને હિંદી પ્રજાજનો તદ્દન નિરાધાર બનીને રખડી ગયા હતા, તેમ જ ભૂખના દુઃખે ટપોટપ મોતને ભેટી રહ્યા હતા. ક્વાલા લુમ્પુરમાં હિંદી વસ્તીનો મોટો વિભાગ હતો.

શાહ નવાઝખાંની નજરે તેમની આ અન્નવિહોણી દશા પડી. એમણે પોતાના સિપાહીઓ માટે ખાવા-પીવાની સુવ્યવસ્થા ઊભી કરી હતી. એની સામે આ દુઃખ દિલમાં ખૂબ લાગી ગયું. એમણે એ વિષે પોતાના સાથી અફસરો તેમ જ સિપાહીઓ સાથે આ વિષે ચર્ચા કરી જોઈ અને અઠવાડિયામાં એક વખત ઉપવાસ કરીને બચતું અનાજ હિંદી પ્રજાજનોને આપવાનું નક્કી કર્યું. આ રીતે અઠવાડિયાના એક દિવસનું બચાવેલું અનાજ એક જુદી સમિતિ સ્થાપીને તેમને સોંપવા લાગ્યા અને હિંદી નિરાધારોની એક અલગ છાવણી ખોલીને ત્યાં મોકલવા લાગ્યા. કેટલાયે હિંદીઓના જાન બચવા લાગ્યા.

થોડા સમય બાદ જાપાની વડા અફસર આ છાવણીએ આવી પહોંચ્યા અને તેમણે શાહ નવાઝખાંની આ યોજના જોઈ. એ યોજના એમને ખૂબ જ અસર કરી ગઈ અને તેમણે શાહ નવાઝખા હિંદી નિરાશ્રિતો માટે જે છાવણી નભાવતા હતા એને માટે દર માસે ૨૦ ગૂણી ચોખા મોકલવાની વ્યવસ્થા કરી આપી.

આ રીતે જૂન માસથી માંડીને સપ્ટેમ્બર માસ સુધી શાહ નવાઝખાં સુંદર રીતે હિંદી યુદ્ધ–કેદીઓની છાવણીઓનુ સંચાલન કરતા રહ્યા.

## ૩

## આઝાદ હિંદ ફોજમાં

સપ્ટેમ્બર માસમા આઝાદ હિંદ ફોજની રીતસર સ્થાપના કરવાની હતી તેથી એમને પાછા સીંગાપુર બોલાવી લેવામા આવ્યા તેઓ સીંગાપુર આવ્યા કે સપ્ટેમ્બરની પહેલી તારીખે એમને કે સહગલ, લેફ ઢીલો વગેરે અન્ય ચાર અફસરોની સાથે આઝાદ હિંદ ફોજના સેકન્ડ લેફ્ટેનન્ટનો હોદ્દો આપવામા આવ્યો

આઝાદ હિંદ ફોજના રીતસરના કામ સાથે શાહ નવાઝખાએ સીંગાપુર આવતાવેંત પ્રથમ કામ યુદ્ધકેદીઓની બધી જ છાવણીઓની મુલાકાત લેવાનું કર્યું લગભગ બધી જ છાવણીઓમા એમના મિત્રો હતા અથવા એમના પ્રાંતના સિપાહીઓ હતા આ પછી યે એમને જ્યા સુધી સીંગાપુરમા રહેવાનુ થયુ ત્યા સુધી નિયમિત એ છાવણીઓની મુલાકાતે જતા, કેદી-સિપાહીઓના વાંધા-વિરોધ સાંભળતા, એમને માટે માર્ગ કાઢી આપતા, આઝાદ હિંદ ફોજના અફસર તરીકે પોતાને હાથ-ખરચીનાં નાણાં એમને માટે છૂટથી વાપરતા તેમ જ કપડાં અને દવા વગેરેની વ્યવસ્થા કરી આપતા

તેમના આવા કામનો એક કિસ્સો નોંધપાત્ર છે. બીજી બલૂચ રેજિમેન્ટના જમાદાર મીઝેમાન યુદ્ધકેદી હતા અને માંદા પડ્યા હતા. ડૉક્ટરોએ એમને તપાસ્યા તો જઠરમાં ચાંદું પડી ગયેલું દેખાયું અને ફેંસલો આપ્યો કે દરદી નહિ બચે. ખરી રીતે એમને લાંબી સારવાર અને સારાં દવાદારૂની જરૂર હતી, પણ યુદ્ધ–કેદીઓ માટે કોણ ફાજલ પાડે તેમ હતું? શાહ નવાઝખાંના ધ્યાનમાં આ કિસ્સો આવ્યો. એમણે દરદીને પોતાને હસ્તક સોંપવા માગણી કરી, જમાદાર મીઝેમાનને તેઓ પોતે જે બંગલામાં રહેતા હતા ત્યાં લઈ આવ્યા અને સારી સારવાર આપવી શરૂ કરી. એકધારી ચાર માસની સારવાર અને પૂરતાં પોષણને અંતે જે દરદી દુનિયામાં થોડા દિવસનો જ મહેમાન જાહેર થયો હતો એ તદ્દન સાજો થઈ ગયો અને એ વખતે એ એની રેજિમેન્ટ યુદ્ધ–કેદીની છાવણી હતી ત્યાં જઈને પાછો જોડાઈ ગયો.

આવો એક જ દાખલો નહિ, પણ બીજા પણ કેટલા યે દાખલા બની ગયા હતા, જેમાં શાહ નવાઝખાંએ પોતે જ રાતોના ઉજાગરા કરીને દરદીઓની સારવાર કરી હોય અને તેમને સાજા કરી પાછા મોકલ્યા હોય.

સીંગાપુરમાં આવ્યા બાદ નવ દિવસે એટલે સપ્ટેંબર માસની ૯મી તારીખે એમને આઝાદ હિંદ સેનાના મેજરને હોદ્દે ચડાવવામાં આવ્યા અને સવા માસ બાદ ઑક્ટોબરની ૧૫મીએ લેફ. કર્નલને ઊંચે હોદ્દે મૂકવામાં આવ્યા. આ હોદ્દાઓ સહિત શાહ નવાઝખાં આઝાદ હિંદ ફોજના મુખ્ય મથક કામ કરી રહ્યા હતા. પણ ત્યાર બાદ, જે કામ માટે યુદ્ધ પહેલાં એમના ઉપરી અધિકારીએ એકલા શાહ નવાઝખાનને એમના આખા બટાલિયનમાંથી જુદા તારવીને હિંદ રોકી રાખ્યા હતા, અને મલાયાથી વારંવાર એમના માટે માગણી આવવા છતાં જવા દીધા ન હતા. એ કામ–સિપાહીઓને તાલીમ

આપવા માટે આઝાદ હિંદ ફોજના 'કેડેટ ટ્રેઇનિંગ સ્કૂલ'ના વડા અફસર તરીકે ૨૬મી નવબરના રોજ મુકવામા આવ્યા પોતાને મનગમતું આ કામ મળતા શાહ નવાઝખાએ એ કામ આનંદથી ઉપાડી લીધુ

આ કામ જ પ્રથમ આઝાદ હિંદ ફોજને ભોગનારુ બન્યુ

આ શાળામા અપાતી સુંદર તાલીમ તેમ જ એમાથી તૈયાર થઈ રહેલા સમગ્ર સિપાહીઓ તરફ જાપાનીઓનુ ધ્યાન ગયુ અને એમની દાઢ સળકી એ શાળાના વડા અફસર શાહ નવાઝખા કે આઝાદ હિંદ ફોજના વડા સેનાપતિ મોહનસિંગની જાણ વગર આ શાળામાથી જાપાનીઓએ થોડા ડાગેલ સિપાહીઓને વીણી લીધા અને કોઈ અજાણે સ્થળે મોકલી દીધા

શાહ નવાઝખાની નજરે આ વાત ચડી કે એમણે આ પગલાં સામે સખત વાધો નોધાવ્યો અને પોતાના સિપાહીઓ પાછા આપવા જાપાની અફસરો પાસે માગણી કરી જાપાની અફસરોએ કાઈ જવાબ ન દીધો એટલે એ મુદ્દો આઝાદ હિંદ ફોજની કાર્યવાહી સમક્ષ રજૂ થયો અને ચર્ચાને અંતે વડા સેનાપતિ મોહનસિંગે એ શાળા જ બંધ કરી દેવાનો વિચાર જણાવ્યો

શાહ નવાઝખાએ વડા સેનાપતિ મોહનસિંગ કરતા યે દીર્ઘ દૃષ્ટિની સૂચના આપી, કમકે એમને જાપાનીઓની સામે પહેલેથી જ વાધો હતો અને એ વાધાની સાબિતી આપતા અનેક બનાવ બની રહ્યા હતા આઝાદ હિંદ ફોજ અને જાપાનીઓ તેમજ વડા સેનાપતિ મોહનસિંગ અને રાસબિહારી બોઝ આદિના સબધો વણસી રહ્યા હતા એક તો બેન્કોક મુકામે મળેલ હિંદી સ્વાતંત્ર્ય સંઘે જાપાનીઓ પાસે જે ખોળાધરીઓ માગી હતી એનો જવાબ મોહનસિંગે વારવાર એની ચોખવટ માગ્યા છતા સંતોષકારક ખુલાસો કરવામા આવતો ન હતો વડા સેનાપતિ મોહનસિંગ આ ખુલાસા

ખુલાસા માટે દબાણ કરી રહ્યા હતા એ રાસબિહારી બોઝને ગમતું ન હતું. વળી ફરાર પાર્કમાં જાપાનીઓએ ફૅ. મોહનસિંગને હસ્તક બધા જ હિંદી યુદ્ધ–કેદીઓને સોંપી દીધા હતા. તેમાંથી જેઓ આઝાદ હિંદ સેનામાં જોડાયા અને જેઓ ન જોડાયા તેમને જુદી છાવણીઓમાં મૂકી દેવા છતાં બધી છાવણીઓ વડા સેનાપતિ મોહન-સિંગને હસ્તક હતી. એમાંથી હવે ડિસેંબર માસમાં જે હિંદી યુદ્ધ-કેદીઓ આઝાદ હિંદ ફોજમાં જોડાયા ન હતા એમને પાછા પોતાના હસ્તક સોંપી દેવાની માગણી કરીને જાપાનીઓ વચનભંગ કરી રહ્યા હતા.

આ બધા વાંધા–વિરોધો લક્ષમાં લઈને પોતે પ્રથમથી જ પેલો વિરોધપક્ષ–બ્લૉક સ્થાપ્યો હતો એના સભ્યો સહિત શાહ નવાઝખાંએ વડા સેનાપતિ મોહનસિંગને એવી સૂચના આપી કે કેડેટ ટ્રેઇનિંગ સ્કૂલમાંથી સિપાહીઓ લઈ જવાનો પ્રસંગ ઊભો થયો છે ત્યારે એકલી એ સ્કૂલ જ વિખેરી નાખવાને બદલે આ બધા વાંધા–વિરોધોની સ્પષ્ટતા કરવાની જાપાનીઓ પાસે માગણી કરવી. જો એની સ્પષ્ટતા ન થાય તો સમગ્ર આઝાદ હિંદ ફોજને વિખેરી નાખવી.

વડા સેનાપતિ મોહનસિંગે આ બધી માગણીઓ જાપાનીઓ સમક્ષ મૂકી, પણ હિંદ પ્રત્યે પૂરેપૂરી લાગણી હોવા છતાં જાપાનમાં લાંબો વસવાટ કરીને રહેલા રાસબિહારી બોઝને આ પગલું ન ગમ્યું. તેમણે આ કડક વલણ ઢીલું કરવા સૂચના આપી, પણ વડા સેનાપતિએ એમાં મચક ન આપી. પરિણામે ક્યારે શાં પગલાં લેવાશે અને નહિ એવું કટોકટીભર્યું વાતાવરણ સમગ્ર આઝાદ હિંદ ફોજ પર તોળાઈ રહ્યું. તો યે બધા હિંદી અફસરો મક્કમ રહ્યા. અંતે ડિસેંબરની આખરમાં રાસબિહારી બોઝના હુકમ અનુસાર વડા સેના-પતિ મોહનસિંગની ધરપકડ કરવામાં આવી, તેમને કોઈ અજાણ્યે સ્થળે ઉપાડી જવામાં આવ્યા. આવું કાંઈક થશે એવો ખ્યાલ વડા

સેનાપતિ મોહનસિંગને હતો જ, આથી એમણે વડા સેનાપતિ તરીકેની કેટલી સૂચનાઓ આપતું એક કવર પોતાના ટેબલ પર રાખી મૂક્યું હતું અને પોતાના પકડાયા બાદ એ સૂચનાઓ અનુસાર વર્તવાનું કહ્યું હતું

વડા સેનાપતિની ધરપકડ બાદ એ કવર ખોલવામાં આવ્યું, એમાં સમગ્ર આઝાદ હિંદ ફોજને વિખેરી નાખવાનો હુકમ હતો. એ હુકમ અનુસાર એ જ વખતે આઝાદ હિંદ ફોજને વિખેરી નાખનાખવામાં આવી, સેનાની કારોબારી સમિતિ તેમ જ અફસરોએ પોતાનાં રાજીનામાં આપી દીધાં

આઝાદ હિંદ ફોજ વિખેરાઈ ગઈ, પણ જાપાનીઓએ ફોજના સિપાહીઓને યુદ્ધ-કેદીઓ તરીકે પાછા ન સ્વીકાર્યા તેમનું એમ કહેવું હતું કે અમે તો તમને સ્વતંત્ર કરી દીધા છે, આઝાદ હિંદ ફોજ રહે કે વીખરાય, એની સાથે અમને નિસબત નથી

બીજી બાજુ રાસબિહારી બોઝ ફરીથી આઝાદ હિંદ ફોજ સ્થાપવા માટે આઝાદ હિંદ ફોજના ઉપરી અધિકારીઓ સાથે ખૂબ સમજાવટ કરી રહ્યા હતા આ સમજાવટ દરમિયાન પહેલું જ કામ આઝાદ હિંદ ફોજના અફસરોએ પોતાને મળતો પગાર નહિ લેવાનું કર્યું. રાસબિહારી બોઝ પોતે એ પગાર આપવા આવ્યા અને કહ્યું કે આ નાણાં તો માગ અગત છે અને હિંદી ભાઈઓ તરીકે તમને આપું છું, તો યે એમણે તે ન સ્વીકાર્યા તેમણે છેવટ જ્યારે આ મતલબનું લેખિત લખાણ આપ્યું ત્યારે એ પગાર સ્વીકાર્યો

બીજી વાર આઝાદ હિંદ ફોજ સ્થાપવા માટે રાસબિહારી બોઝ સમજાવટ કરી રહ્યા હતા, પણ જાપાનીઓની નિષ્ઠા સંબંધે શાહ નવાઝખાનને પૂરેપૂરી શંકા જાગી ગઈ હતી રાસબિહારી બોઝ

સાથે જાપાની અફસર કર્નલ ઇવાકુરૂ પણ આવ્યા કરતા હતા જે બાબતો વિષે આઝાદ હિંદ ફોજે બાંહેધરી માગી હતી એ આપવા માટે હવે જાપાન સરકાર તૈયાર હતી પણ શાહ નવાઝખાંને એક વાત લાગતી હતી કે જાપાનીઓની રાજરમતને પહોચી વળે એવુ કોઈ તેમનામા નથી

આ દરમિયાન હિંદમાથી છટકી ગયેલા સુભાષ બાબુ બર્લિનના રેડિયો પર સભળાઈ રહ્યા હતા સુભાષ બાબુ ઠીક ઠીક યોગ્ય નેતા છે અને તેઓ કદાચ જાપાનીઓને પહોચી શકે એવા ખ્યાલથી શાહ નવાઝખાએ એમને જર્મનીથી આઝાદ હિંદ ફોજનું નેતૃત્વ લેવા માટે બોલાવી દેવા જાપાનીઓ તેમ જ રાસબિહારી બોઝ પાસે માગણી કરી હિંદી રાજકારણથી તદ્દન અલિપ્ત હોવા છતા તેમની આ માગણી કેટલી દીર્ઘ દૃષ્ટિભરી હતી એ તો એ પછીના ઇતિહાસે સમગ્ર હિંદને સમજાવી દીધુ કે રાસબિહારી બોઝે તેમ જ જાપાન સરકારે તેમની આ માગણી સ્વીકારી

આ ઉપરાંત બીજી આઝાદ હિંદ ફોજ માટે બે વિભાગ મુકરર કરવામા આવ્યા એક ડાયરેક્ટરેટ ઑફ મિલિટરી બ્યુરો અને બીજો ઇન્ડીઅન નૅશનલ આર્મી હેડ ક્વાર્ટર્સ જાપાનીઓને કદી હિંદના મોરચા પર આઝાદ હિંદ ફોજના સિપાઈઓની જરૂર પડે તો હવે પછી તેઓ પોતાની મેળે સીધી રીતે કોઈને ન લઈ જઈ શકે, પણ પ્રથમ મિલિટરી બ્યુરો પાસે માગણી મૂકે અને તેમની મારફત આઝાદ હિંદ ફોજના સદર પાસે માગણી આવે એમ ઠરાવવામા આવ્યુ

આટલી સાવચેતીઓ સહિત બીજી વાર આઝાદ હિંદ ફોજ સ્થાપવાનુ ઠરાવવામા આવ્યુ પ્રથમ સેના વખતે ક્યાક ક્યાક બળજબરીના બનાવ બનવા પામ્યા હતા તેવુ ફરીથી આ વખતે ન

થાય એવી શાહ નવાઝખાંએ સૂચના મૂકી. તે અનુસાર હવે પછી તદ્દન મરજી અનુસાર આઝાદ હિંદ ફોજની ભરતી કરવાનું નક્કી કરવામા આવ્યું.

શાહ નવાઝખા આટલી બાહેંધરીઓ મળી એટલે તેઓ એમાં ૧૯૪૩ના એપ્રિલ માસની શરૂઆતમા જોડાયા. અને જનરલ સ્ટાફના વડા–ચીફ ઑફ જનરલ સ્ટાફ તરીકે એમને મૂકવામા આવ્યા. આ વખતે એમના મનમા આઝાદ હિંદ ફોજમા જોડાવા માટે બીજી વિચારણા પણ કામ કરી રહી હતી

જાપાનીઓ છેલ્લા કેટલાક માસથી તૈયારીઓ કરી રહ્યા હતા તે પ્રમાણે તેઓ થોડા વખતમા હિંદને મોરચે લડવા જાય એ તદ્દન સભવિત દેખાતુ હતુ. તેઓ જો હિંદ પર આક્રમણ કરે તો બ્રિટિશ લશ્કરો તેમનો સામનો કરીને તેમને અટકાવી શકે તેવી કશી સંભાવના ન હતી; કેમકે બ્રિટિશ લશ્કરની કેટલી તૈયારી હતી એ શાહ નવાઝખા પોતે જ એની અંદરના અફસર હતા એટલે તેમના ખ્યાલમાં જ હતી. જો જાપાનીઓ હિંદમા દાખલ થાય તો તેઓ કેવુ વર્તન કરે એ શાહ નવાઝખાએ મલાયામાં જોયુ હતું હિંદી લશ્કરોની જાપાનીઓને જરૂર હોઈને એમણે મલાયામાં વસતી હિંદી જનતાને છેડી ન હતી; પણ એમના સિવાય મલાયામાં વસતી ચીની, મલાયવી તથા યુરેઝીઅન પ્રજાના માલમિલકતની તેમણે જે લૂટફાટ કરી હતી, તેમની સ્ત્રીઓની જે બેઈજ્જતી કરી હતી એ શાહ નવાઝખાએ નજરોનજર જોયુ હતુ.

શાહ નવાઝખાએ વિચાર કર્યો કે હિંદ પર કબજો મેળવીને જાપાનીઓ હિંદી સ્ત્રીઓની બેઈજ્જતી કરે અને પોતે જાપાનના તાબામા કોઈક દૂરને સ્થળે યુદ્ધ–કેદી તરીકે પુરાઈ રહે એ તો જરા યે સારું ન હતુ એ કરતાં જો પોતે આઝાદ હિંદ ફોજમાં જોડાય તો

હથિયારો સહિત જાપાનીઓની સાથોસાથ હિંદમાં જઈ શકે એમ હતું. ને એ વખતે જો જાપાનીઓ હિંદી પ્રજાની માલમિલકત લૂંટે, એમના જાનની હાનિ કરે કે હિંદી સ્ત્રીઓની બેઇજ્જતી કરે તો એનો પોતે હથિયારથી સામનો કરી શકે અને પોતાના મુલકને ઠીક ઠીક મદદગાર થઈ શકે.

આ હેતુ પોતાની નજર સમક્ષ રાખીને શાહ નવાઝખાં બીજી આઝાદ હિંદ ફોજમા જોડાયા અને જુદી જુદી છાવણીઓમાં ભરતી કરવા માટે ફરવા લાગ્યા.

સીંગાપુરમાં આવેલ સેલેટાર છાવણીમાં મોટા ભાગના સિપાહીઓ આઝાદ હિંદ ફોજમાં ન જોડાનાર હતા. ત્યાં શાહ નવાઝખાં ૧૯૪૩ના એપ્રિલ માસમાં ગયા, ત્યાંના સિપાહીઓને એકઠા કર્યા અને કહ્યું કે હવે જે આઝાદ હિંદ ફોજ રચવામાં આવી છે તે એક માત્ર હિંદની આઝાદીની નેમથી જ રચવામાં આવી છે. દરેક હિંદી સિપાહીની ફરજ એમા જોડાઈ જવાની છે અને એ માટે હું તમને એમાં જોડાઈ જવા આગ્રહ કરુ છું. તમે થોડા હો તો યે અચકાતા નહિ. શીખ ગુરુ ગોવિંદસિંહ પાસે માત્ર પાંચ જ શિષ્યો હતા અને એમણે એટલાથી શીખ ફોજની સ્થાપના કરી હતી. શીખ ગુરુ ગોવિંદસિંહને મળ્યા હતા એવા બહાદુર માત્ર પાંચ જ સિપાહીની મારે જરૂર છે. આવી બહાદુરી જેમનામાં હોય એ વગર અચકાયે આગળ આવજો અને આઝાદ હિંદ ફોજમાં જોડાઈ જજો.

એ વખતે તો એમાંથી કોઈ ન જોડાયું, પણ થોડા દિવસ બાદ શાહ નવાઝખાંના ભાષણ પર વિચાર કરીને જે છાવણી આઝાદ હિંદ ફોજની હાડોહાડ વિરોધી હતી એમાંથી ઠીક ઠીક સિપાહીઓ આઝાદ હિંદ ફોજમાં ભરતી થયા.

સીંગાપુર બહાર મલાયામાં આવેલ છાવણીઓમાં પણ તે

ફરવા લાગ્યા. મે માસમાં તેઓ પોર્ટ બ્લેર હામની છાવણીએ ગયા અને ત્યાંના સિપાહીઓ સમક્ષ ભાષણ કર્યું, કે 'આપણે સૌ હિંદી છીએ અને આપણે આપણા મુલક હિંદને આઝાદ કરવાનો છે. એ મુલકને પરદેશી અંગ્રેજો દબાવીને બેઠા છે તેમને આપણે હાંકી કાઢવાના છે. થોડા જ વખતમા હિંદની સરહદ પર જઈને લડવાનો મોકો તમને મળી રહેશે અને સીંગાપુરથી તમને ત્યાં ટૂંક મુદ્દતમાં જ મોકલવામાં આવશે. અત્યારે તમને જે ભથ્થુ આપવામાં આવે છે એ તો હાથખરચી તરીકે અપાય છે. પૂરો પગાર તો જ્યારે હિંદ આઝાદ થશે ત્યારે તમને ચૂકવવામાં આવશે.'

જ્યાં જ્યાં તેમણે ભાષણો કર્યા ત્યાં ત્યાં એમણે જે જાપાનીઓ આપેલાં વચન ન પાળે તો એની યે સામે થવાની તૈયારી હોય તેવા જ માણસોને ભરતી થવાની માગણી કરી હતી. જાપાનીઓએ અગાઉ આપેલાં વચનો પાળ્યાં ન હતાં એ એકેય ભાષણમાં તેઓ ભૂલ્યા ન હતા.

શાહ નવાઝખાં આ રીતે ભરતી કરવા સાથે મુખ્ય કામ આઝાદ હિંદ ફોજની વડી કચેરીમાં કરી રહ્યા હતા. અહીં એમણે આઝાદ હિંદ ફોજને વ્યવસ્થિત પાયા પર મૂકવા પ્રયાસ કર્યો તથા અંદરોઅંદર જે ગેરવ્યવસ્થા ચાલી રહી હતી તે કાઢી નાખવા સારી પેઠે જહેમત લીધી.

આઝાદ હિંદ ફોજના દરેક વિભાગમાં ખૂટતાં સાધનો એમણે પૂરાં કર્યાં. નવા ભરતી થનારા માટે પુરવઠા વિભાગ તેમ જ તાલીમ-ખાતું ખોલ્યાં. અત્યાર સુધી કોઈ પણ વિભાગમાં ખૂટતા સિપાહીઓ મેળવવા હોય તો સીધેસીધા પુરવઠા વિભાગમાં જઈને તેઓ પોતાની મેળે સિપાહીઓ લઈ આવતા. શાહ નવાઝખાંએ એની સામે સખત મનાઈ ફરમાવી અને આવી જે કાંઈ જરૂર હોય તે વડી કચેરીએ

રજૂ કરવાનું જણાવ્યું. એ પછી વડી કચેરી પુરવઠા વિભાગ પાસેથી લઈને માગણી કરનાર વિભાગોને સિપાહીઓ પૂરા પાડે એવી વ્યવસ્થા કરી.

શાહ નવાઝખાં આ રીતે નવી આઝાદ હિંદ ફોજ માટે ભરતી તેમ જ વ્યવસ્થા કરી રહ્યા હતા એ તો જાપાનીઓ કદી યે આડા ઊતરે તો એની સામે સંગઠિત બળરૂપે ઊભા રહેવા માટે; કારણ કે જાપાનીઓની શુદ્ધ નેમ વિષે એમને ખાતરી થઈ જ ન હતી.

જાપાનીઓની નેમ બતાવતો એક પ્રસંગ પણ ૧૯૪૩ના મે માસમાં બની ગયો.

જાપાનીઓએ બીજી વાર આઝાદ હિંદ ફોજ રચતી વખતે આટલાં આટલાં વચન આપ્યાં હતાં, પણ મે માસમાં એમણે હિંદી યુદ્ધ–કેદીઓની સેલેટાર છાવણીમાંથી ત્યાંના અધિકારીઓ પાસે જાપાનીઓનાં એરોડ્રોમ પર હથિયારબંધ પહેરો ભરવા માટે ૩૦૦ માણસ પૂરાં પાડવા હુકમ આપ્યો. યુદ્ધ–કેદીઓ પાસેથી વિજેતા મજૂરી કરાવી શકે, પણ હથિયાર ઉપડાવીને કશું યુદ્ધને અંગેનું કાર્ય ન કરાવી શકે. આ કારણે છાવણીના અધિકારીઓએ એ રીતે યુદ્ધ–કેદીઓ પૂરા પાડવાની ના સંભળાવી અને યુદ્ધ–કેદીઓએ પોતે પણ આવવા ના પાડી.

પણ ના સાંભળવા માટે જાપાનીઓ ટેવાયેલા જ ક્યાં હતા! તરત એમણે ના પાડનારાઓને ગોળીએ દેવાની ધમકી આપી. મામલો બરાબર કટોકટીએ પહોંચી ગયો.

નીચે ન રાખતાં સંપૂર્ણપણે જાપાનીઓને હસ્તક સોંપી દીધેલા, એ જાણીને શાહ નવાઝખાં આ મામલો સમજીને તરત સૂબેદાર ફઝલદાદખાં સાથે ગેલેટાર છાવણીએ ગયા, ત્યાંના જાપાની અધિકારીઓને મળ્યા અને આ રીતે યુદ્ધ–કેદીઓની માગણી ન કરી શકાય એ વાત સમજાવી. મહામહેનતે જાપાનીઓ માન્યા અને એ પછી ફરી વાર આ રીતે યુદ્ધ–કેદીઓને કશા કામ માટે હેરાન નહિ કરવામાં આવે એવું વચન આપ્યુ.

## ૪

# પ્રાણપ્રતિજ્ઞા

આ દરમિયાન ૧૯૪૩ના જૂન માસની શરૂઆતમાં એમની માગણી અનુસાર સુભાષ બાબુ ટોકિયો આવી પહોંચ્યા અને જૂનના અંત ભાગે સીંગાપુર આવી ગયા. સીંગાપુરની હિંદી વસતી સુભાષ બાબુ પાછળ ગાંડી બની અને સુભાષ બાબુને 'નેતાજી' અભિધાન આપીને, એ નામના ગગનભેદી પોકાર ગજાવ્યા.

શાહ નવાઝખાં સુભાષ બાબુને આ પહેલાં કદી મળ્યા ન હતા કે જોયા પણ ન હતા. હિંદમાં તેમણે શી પ્રવૃત્તિ કરી છે એમની તો બ્રિટિશ સલ્તનતે હિંદી લશ્કર અને હિંદના રાજકીય પ્રવાહ વચ્ચે લોખંડી ગઢ બાંધી દીધો હતો, એટલે શાહ નવાઝખાંને ખબર ક્યાંથી હોય ? આથી સુભાષ બાબુ વિષે કશો યે અભિપ્રાય બાંધ્યા વગર એ સુભાષ બાબુનાં ભાષણો સાંભળવા લાગ્યા તથા તેમની પ્રવૃત્તિ ઝીણવટથી નીરખવા લાગ્યા.

સુભાષ બાબુ સીંગાપુર આવ્યા કે તેમને કોઈએ જાપાનીઓ તેમને બનાવી નહિ જાય ?—એવો સવાલ કર્યો. બરાબર શાહ નવાઝખાંની

ખાંતી જ મનોદશાનો આ સવાલ. એના જવાબમાં સુભાષ બાબુએ કહ્યું કે : 'એમની રમતનું રમકડું બની જાઉં એટલી જ અક્કલ મારામાં છે એમ માનો છો? મને તો ખાતરી છે કે જાપાનીઓ આપણી સાથે રમત રમી શકે તેમ નથી. એ લોકો આપણને જરૂર બનાવી જાય, પણ એ તો આપણે પૂરા સંગઠિત ન હોઈએ તો. જો આપણે આપણી આઝાદી માટે લડી શકે એવું પ્રચંડ સૈન્ય ઊભું કરી શકીએ તો જાપાનીઓ જખ મારે છે!'

આ સિવાય સુભાષ બાબુ વારંવાર કહેતા કે દુનિયામાં સૌથી લુચ્ચા રાજપુરુષો બ્રિટનના ગણાય છે. એવા રાજપુરુષો સાથે જે માણસે જિંદગીભર કામ કર્યું છે અને તેમની સામે જે લડ્યો છે એ માણસને દુનિયાના બીજા કોઈ મુત્સદ્દીઓ ભોળવી શકે તેમ નથી. ઉપરાંત બ્રિટનના સત્તાધીશોએ લાંબો કારાવાસ, દમન અને શારીરિક યંત્રણાઓથી અનેક રીતે મને ઢીલો કરવા પ્રયાસ કર્યા કર્યો છે, પણ કદી યે તેઓ એમાં સફળ થયા નથી. જો તેઓ સફળ થયા નથી તો આ સત્તાઓની પણ શી વાત!

આ શબ્દો, આ બુદ્ધિ અને આ તાકાત જોઈને શાહ નવાઝખાંને થયું કે જાપાનીઓની રાજરમતને પહોંચી વળવા પૂરતો અમારામાં કોઈ નેતા નથી, તે નેતાજીમાં મળી રહેશે.

આ પછી નેતાજી હિંદી સિપાહીઓની છાવણીઓની મુલાકાત લેવા લાગ્યા અને સિપાહીઓને મળીને પૂછવા લાગ્યા, કે 'હું પોતે આઝાદ હિંદ ફોજને મારા નેતૃત્વ નીચે લેવા માગું છું. તમે રાજી છો?'—આ માગણી કરવા સાથે એમણે સ્પષ્ટ કહ્યું, કે 'જેમને આઝાદ હિંદ ફોજમાં ન જોડાવાની ઇચ્છા હોય તેઓ રાજીખુશીથી છૂટા થઈ શકે છે. જેમની નામરજી હોય એવા માણસોને લેવા મારી જરા યે ઇચ્છા નથી; કેમકે આઝાદી માટે દિલની આરઝૂવાળું જ સૈન્ય લડી શકે, બળજબરીથી ઊભું કરેલું સૈન્ય નહિ.'

આ સાંભળીને સિપાહીઓ ગજીખુશીથી એમના નેતૃત્વનો સ્વીકાર કરવા લાગ્યા અને જબરી સંખ્યામાં આઝાદ હિંદ ફોજમાં જોડાવા લાગ્યા.

આ પછી નેતાજી છાવણીએ છાવણીએ ફરીને તેમ જ દરેક છાવણીઓના સિપાહીઓને વખતોવખત સીંગાપુરના વિશાળ મ્યુનિસિપલ મેદાનમાં એકઠા કરીને આઝાદ હિંદ ફોજની શા માટે જરૂર છે, હિંદની આઝાદી શા માટે મેળવવી જોઈએ, બ્રિટિશ સલ્તનત કેવી રીતે ૪૦ કરોડ હિંદીઓને ગુલામીમાં ભીંસી રહી છે અને દુનિયાના પાંચમા ભાગની વસતીને પીડી રહી છે એના આગ ઝરતા, વિગતો ભરપૂર અને ભાવનાભર્યાં ભાષણો કરવા લાગ્યા.

શાહ નવાઝખાં આ ભાષણો મન દઈને સાંભળવા લાગ્યા. જેમ જેમ ભાષણો સાંભળતા ગયા તેમ તેમ નેતાજીની જાદુ એમના પર પ્રસરતું ગયું, જાણે કે નેતાજીએ એમને મંત્રમુગ્ધ કરી દીધા, અને સાથોસાથ સાચા હિંદનું ચિત્ર એમની સામે ખડું થવા લાગ્યું. અત્યાર સુધી સાચા હિંદનો ખ્યાલ એમના મનમાં હતો જ નહિ. માત્ર લશ્કરમાં આગળ વધતા જવું અને રમતોમાં કુશળ થવું એ જ એમનો આદર્શ હતો. હવે શાહ નવાઝખાં હિંદને એક હિંદીની નજરે જોવા લાગ્યા અને એ રીતે હિંદના પ્રશ્નો વિચારવા લાગ્યા.

નેતાજીના ભાષણો ચાલુ જ હતા. એમાં નેતાજીની નિઃસ્વાર્થતા સ્પષ્ટ હતી, એમની નિખાલસતા ભરપૂર હતી, માતૃવતન હિંદ પ્રત્યેનો પ્રેમ અણુ અણુ વિકસતો હતો, હિંદની આઝાદી સામે આડનાર સામે મરી ફીટવાની તમન્ના હતી. એમણે સિપાહીઓ સામે કોઈ સુનાબી સ્વપ્નો રજૂ કર્યાં ન હતાં. એમણે તો ચોખ્ખે-ચોખ્ખું કહ્યું હતું કે 'અત્યારે હું તમને ભૂખ, તરસ, યાતના'

અવિરત દોડધામ અને મૃત્યુ સિવાય બીજું કશું જ નથી આપવાનો. હા, એટલી ખાતરી જરૂર આપું છું કે હું અંધકારમાં તેમ જ પ્રકાશમાં, દુઃખમાં તેમ જ સુખમાં, યાતનાઓમાં તેમ જ વિજયમાં તમારી સાથે જ રહીશ. [illegible] મન તમારો ફકીર ... મારો નિર્ધાર.

આગઆગલી વાણીથી અપીલ કરવા છતાં તમણે કોઈને બળજબરીથી આ સેનામાં જોડાવા કહ્યું ન હતું. જેઓની સંપૂર્ણ દિલની તમન્ના હોય તેમને જ જોડાવા હાકલ કરી હતી.

એ હાકલના જવાબમાં હિંદી સિપાહીઓમાં જ નહિ, પૂર્વ એશિયાની સમગ્ર હિંદી વસતીમાં અજબ ચેતના જાગી. શ્રીમંતો પોતાની સમગ્ર માલમિલકત અને સંપત્તિ એમને ચરણે ધરીને ઊભા રહ્યા, ગરીબો પોતાના દિલ અને દેહ ધરીને ઊભા રહ્યા. જાણે ફરીથી ત્યાગ અને તમન્નાની કોઈ અપૂર્વ હરીફાઈ ચાલી.

આ બધું જોઈને શાહ નવાઝખાનું દિલ હલી ગયું. રગેરગ એનું આમૂલ પરિવર્તન થઈ ગયું. અત્યાર સુધી માત્ર જાપાનીઓ હિંદી સિપાહીઓનો લાભ લઈ ન જાય, હિંદી સિપાહીઓને પોતાની નેમ અનુસાર રમાડી ન જાય એ હેતુથી શાહ નવાઝખાં આઝાદ હિંદ ફોજમાં જોડાયા હતા, અન્યને એમાં જોડાવા માટે ... રહ્યા હતા અને આઝાદ હિંદ ફોજને સંગઠિત કરી રહ્યા હતા. હવે એમણે સાચા હિંદનું ચિત્ર જોયું. આઝાદ હિંદ ફોજનું સાચું મૂલ્ય એ સમજ્યા, એમને વિજય અને હારમાં ખભો આપીને સાથ આપનાર એક તાકાતવાન નેતા જોયો—અને શાહ નવાઝખાંએ સાચા દિલથી હિંદની આઝાદી માટે લડતા આઝાદ હિંદ ફોજમાં રહેવાનો વિચાર કર્યો.

પણ આ વિચાર કરતાં એમના મનમાં મંથનના [illegible] આવ્યાં. પ્રથમ જ એમના મનમાં બ્રિટિશ સલ્તનતને ચરણે ધરી

વંશપરંપરાગત જાતિગત વફાદારીની ભાવનાએ માથું ઊંચું કર્યું. એ જ સલ્તનતે એમને શિક્ષણ આપ્યું હતું અને એ જ સલ્તનતે એમને હિંદી લશ્કરમાં કૅપ્ટન જેવી ઊંચી પાયરીએ મૂક્યા હતા. એ જ સલ્તનત માટેની વફાદારી માટે એમની જાતિ અને એમનું કુટુંબ અભિમાન અનુભવતું હતું. એ જ સલ્તનત એમની જાતિને ખાસ અધિકારો આપીને ઉચ્ચ સ્થાન આપી રહી હતી. અને એ જ સલ્તનતને કારણે એમના કુટુંબના એકેએક સભ્ય સુખી અને સમૃદ્ધ હતા, આનંદમાં અને ઉચ્ચ આસને હતા. સલ્તનતની સામે શાહ નવાઝખાં હથિયાર ઉપાડે તો એમના કુટુંબીજનોના સુખસમૃદ્ધિ નાશ પામે એમ હતું, એમનાં ઉચ્ચ આસન જોખમમાં આવી પડે એમ હતું.

આ વિચાર-મંથનની સામે એમના મનમાં હિંદની પદદલિત ૪૦ કરોડ જનતાનું નેતાજીએ દોરેલું સાચું ચિત્ર ઊભું થયું. એમની સામે એ જ સલ્તનતે શોષણ કરવા માટે એ જનતાને ઇરાદાપૂર્વક અભણ અને અજ્ઞાન રાખી હતી, એ જ જનતાને સત્તાથી કચડી રાખી હતી અને વારંવારના પ્રયાસ છતાં દમનના કોરડાથી દબાવી રાખી હતી અને માથું ઊંચકનારા સામે સીતમો વરસાવ્યા હતા એ ચિત્રો તરવરવા લાગ્યાં.

આ તો નેતાજીએ એમને હિંદ વિષેનો ખ્યાલ આપ્યો હતો. એમણે પોતે મેં હિંદી લશ્કરમાં શું જોયું હતું? એમણે આ નવી દૃષ્ટિથી હિંદી લશ્કરમાં બ્રિટિશ સલ્તનતની કઈ નીતિ હતી એ વિચારી જોયું તો એમને અવલથી આખર સુધી પાર વગરનો પક્ષપાત અને ભયંકર ભેદભાવ દેખાયાં.

હિંદી સિપાહી બ્રિટિશ સિપાહી જેટલો જ લડવામાં બહાદુર હતો, ઘણે ઠેકાણે તો જ્યાંથી બ્રિટિશ સિપાહીએ પીછેહઠ કરી હોય ત્યાં હિંદી સિપાહીએ જાનના જોખમે મચક ન દીધી હોય એવા

દાખલ બની ગયા હતા ત્યારે ગોરા સિપાહી કરતા હિંદી સિપાહી-ઓનો પગાર પારાવાર ઓછો હતો એલાઉન્સ તદ્દન ઓછુ હતુ, ખોરાક અને બીજાં સાધનસગવડો પણ તે ઊતરતા હતા હિંદી સિપાહીના ગોરા સિપાહીઓ વારંવાર અપમાન કરતા ઉતારી પાડતા કે નોકરની જેમ ઉપયોગ કરતા આ બધુ શા માટે ?

હિંદી સિપાહીઓમા તાકાતની સાથે બુદ્ધિ પણ કમ ન હતી કોઈ પણ ગોરા અફસરની સાથોસાથ મોરચાની વ્યૂહરચના, તાલીમ, વ્યવસ્થા વગેરેમા ઊભા રહી શકે એવા કેટલાયે હિંદી અધિકારીઓ લશ્કરમા હતા પણ તેમને ક્યાયે બઢતી મળતી ન હતી થોડા જ નીચના અધિકારોથી તેઓ અટકી ગયા હતા અને ઉપરના બધા જ આસનો તેમ જ હોદ્દા ગોરા અધિકારીઓના હાથમા જઈ પડ્યા હતા

હિંદી અધિકારીઓમા કેટલી શક્તિ છે એ તો અહીં આઝાદ હિંદ રાજમા જ પુરવાર થઈ ગયુ હતુ વેરવિખેર થઈ ગયેલા હિંદી લશ્કરને સામાન્ય હિંદી અધિકારીઓએ જ થોડા સમયમા વ્યવસ્થિત કરી નાખ્યુ હતુ એમને ઊંચી તાલીમ આપી દીધી હતી અને જગતના કોઈ પણ આધુનિક લશ્કરની સામે સરખી કક્ષાએ લડી શકે એવી સ્થિતિ પર મૂકી દીધુ હતુ ત્યારે શાહી સરકાર પેનો ભેદભાવ શા માટે રાખી રહી હતી ?

શાહી સરકારની આ પક્ષપાતી અને ભેદભરી નીતિ તેમ જ સમગ્ર હિંદમા પદદલિત રખાતી સામ્રાજ્યશાહી મનોદશાનો ખ્યાલ કરીને એ સલ્તનતના તખ્તનશીન રાજા—જેમને વફાદાર રહેવાના એમણે હિંદી લશ્કરમા જોડાતી વખતે સોગંદ લીધા હતા, તેમને વફાદાર રહેવુ કે પોતાના મુલકને વફાદાર રહેવુ—આ વિચાર એમની સામે ઊભો રહ્યો અને એમણે એ રાજા કરતા પોતાના મુલકને વફાદાર રહી, પોતાના મુલકને પરાધીનતામા કચડી રહેલ સલ્તનતની

સામે લડવાનું શાહ નવાઝખાંએ નક્કી કર્યું, એ સલ્તનતને જડમૂળથી ઉખેડી નાખવા માટે પોતાનું ખુંદણુંદ વહાવવાનું નક્કી કર્યું, એ માટે પોતાની વંશપરંપરાગત જાતિગત વફાદારીની ભાવના, પોતાના કુટુંબનાં સુખસગવડ, પોતાનાં સગાંવહાલાંની સુખસમૃદ્ધિ અને પોતાનું ઘર સુદ્ધાં હોમી દેવાનું નક્કી કર્યું.

આમ નક્કી કરવું એક વાત હતી અને એને અમલમાં મૂકવું એ જુદી વાત હતી. પોતાની આ ભાવના એમના કુટુંબના સભ્યોમાંથી કોઈ સ્વીકારે તેમ ન હતું; ઉપરાંત એ કુટુંબના કેટલા યે સભ્યો બ્રિટિશ સલ્તનતના વાવટા નીચે હિંદી લશ્કરમાં લડી રહ્યા હતા. તદ્દન સંભવિત હતું કે કદાચ પોતાનાં જ સગાંવહાલાંની સામેસામ લડવાનો પ્રસંગ પણ ઊભો થઈ જાય તો !—તો કુટુંબના સભ્યો સામે, પોતાના સગા ભાઈની સામે યે હથિયારો ઉપાડીને, પોતાના માદરે વતનની આઝાદી સામે સલ્તનતના હાથા બનનાર પોતાના લોહીસમાં અંગભૂતો સામે યે ગોળી છોડવાનું એમણે નક્કી કર્યું; અને—

આરઝી–એ–હકૂમત–એ–આઝાદ–હિંદના વડા, આઝાદ હિંદ સંઘના પ્રમુખ અને આઝાદ હિંદ ફોજના સિપાહ–સાલાર નેતાજી સુભાષચંદ્ર બોઝની સામે ઊભા રહીને, ૧૯૪૩ના ઑક્ટોબર માસની ૨૧મી તારીખે શાહ નવાઝખાંએ સાચા દિલથી પ્રતિજ્ઞા કરી, કે—

'હું સ્વેચ્છાપૂર્વક, મારી રાજીખુશીથી આઝાદ હિંદ ફોજમાં જોડાઉં છું, હું મારી જાનને ઈશ્વરસાક્ષીએ હિંદને સમર્પણ કરું છું અને હું પ્રતિજ્ઞા લઉં છું કે હિંદની આઝાદીની ખાતર મારું જીવન અર્પણ કરીશ, હું મારી સર્વોચ્ચ શક્તિથી હિંદની અને હિંદની આઝાદીની પ્રવૃત્તિની સેવા કરીશ અને એમ કરતાં, મારા પ્રાણની પણ પરવા કરીશ નહિ. હું મારી જાત માટે અંગત લાભની કશી આકાંક્ષા રાખીશ નહિ, હું તમામ હિંદીઓને ન્યાત, જાત, ધર્મ કે કોઈ પણ જાતના ભેદભાવ વિના ભાઈઓ જ માનીશ.'

શાહ નવાઝખાંએ આ પ્રતિજ્ઞા લીધી, પણ એ સાચા સિપાહી-ની પ્રતિજ્ઞા હતી, ખરા દિલપૂર્વક લીધેલી એ પ્રતિજ્ઞા હતી. ફરીથી શાહ નવાઝખાં હિંદી સિપાહીઓની છાવણીઓમાં ફરવા લાગ્યા અને સિપાહીઓને આઝાદ હિંદ ફોજમાં ભરતી થવાનાં ભાષણો કરવા લાગ્યા. હવે એ નૂતન દૃષ્ટિ, નૂતન ભાવના અને નૂતન જોમથી ભરતીના તેમ જ સેનાને વ્યવસ્થિત કરવાના કામમા લાગી ગયા.

ઑગસ્ટ માસમા એમણે નેસૂનની છાવણીમા સિપાહીઓને એકઠા કરીને કહ્યું, કે: 'જે કુટુંબે બ્રિટિશ સલ્તનતની વરસો થયાં વફાદારીથી ખિદમત બજાવી છે એ કુટુંબનો સભ્ય છું, પણ આજે હું એ સલ્તનત સામે હથિયાર ઉઠાવવા તૈયાર થયો છું, જેવી રીતે હઝરત ઇમામ હુસેને ન્યાયની લડત ઉપાડી હતી અને એ માટે જાન-ફેસાની વહોરી લીધી હતી, એ જ રીતે મેં આપણા માદરે વતન હિંદની આઝાદી અર્થે મારા જીવનનો ભોગ આપવા નિર્ણય કર્યો છે. દરેક હિંદીને સ્વતંત્ર થવાનો અધિકાર છે અને એ માટે લડવાનો યે જન્મસિદ્ધ અધિકાર છે. આજથી હું આહ્‌વાન કરું છું કે જો કોઈ અમારી માભૂમિ હિંદની ધરતી સામે નજર કરશે, એની આંખો ફોડી નાખવામાં આવશે, આંધળા કરી દેવામાં આવશે.'

બીજી બાજુ નેતાજીના આગમન બાદ આઝાદ હિંદ ફોજમાં કોઈ અપૂર્વ અને અકલ્પ્ય જુસ્સો આવી ગયો. અત્યાર સુધી આઝાદ હિંદ સેનાના કોઈ કોઈ અફસરો હિંદી લશ્કરમાં હતા ત્યારે નીચો હોદ્દો ધરાવતા હતા એમને અહીં એમની તૈયારી અને શક્તિ અનુસાર મોટો હોદ્દો મળ્યો હતો; એથી અંદરોઅંદર ક્યારેક ક્યારેક મતભેદ રહ્યા કરતા. નેતાજી આવતાં આવા મતભેદ સાવ નાબૂદ થઈ ગયા અને સૌ નેતાજીના પડચા બોલને હોંશપૂર્વક ઝીલવા લાગ્યા.

અત્યાર સુધી આઝાદ હિંદ ફોજ હિંદને આઝાદ કરવાની એક ભાવનાથી ઊભી થઈ હતી, પણ એ ભાવના દૃષ્ટિવિહોણી હતી,

સમજવિહોણી હતી. નેતાજી આવતાં એમનાં ભાષણો અને વાર્તાલાપ, ચર્ચા અને સમજાવટે આખી સેનાને નૂતન દૃષ્ટિ આપી, નૂતન ભાવના આપી અને નૂતન જુસ્સો આપ્યાં. હિંદી લશ્કરમાં હતા ત્યારે આ સિપાહીઓ માત્ર વંશપરંપરાગત લડાયક જુસ્સાથી ભાડૂત તરીકે લડતા હતા, એમનામાં માદરે વતનના પ્યારની પારાવાર ભાવના નેતાજીએ રેડી દીધી અને સામાન્ય હથિયારોથી યે ગમે તેવી સત્તા સામે ઉચ્ચ મસ્તકે ઝઝૂમવાની તાકાત આપી દીધી. નેતાજીએ એમને 'જય હિંદ' ના વજ્ર–સમા સલામી–બોલ દીધા, 'ચલો દિલ્હી,' 'ઇન્કિલાબ ઝિન્દાબાદ,' 'આઝાદ હિંદ ઝિન્દાબાદ' સમા યુદ્ધ–નાદ દીધા, 'સબ સુખ ચૈનકી બરખા વરસે...' એ રાષ્ટ્રગીત દીધું, 'કદમ કદમ બઢાયે જા...' એ ગગનભેદી રણગીત દીધું અને સૌથી વિશેષ નેતાજીના બોલે માદરે વતન હિંદ માટે ગમે તે પળે પ્રાણ ન્યોછાવર કરવાની એકસરખી અતૂટ ભાવના દીધી.

આ ભાવના માત્ર આઝાદ હિંદ ફોજમાં જ નહિ, પણ પૂર્વ એશિયાની સમસ્ત હિંદી વસાહતમાં ફરી વળી, સામાન્ય નાગરિક પણ આઝાદ હિંદ ફોજમાં જોડાવા લાગ્યા અને એક વખત હાથમાં પાંચ પૈસાભાર કલમ ઉપાડીને આખો દિવસ કાગળ પર માખીના ટાંગા જેવા અક્ષર માંડતા કારકુનો પણ હાથમાં પંદર શેરની બંદૂકો ઉપાડીને સવારથી સાંજ સુધી લશ્કરી તાલીમ લેવા લાગ્યા અને દસ દસ ગાઉની મજલ કાપી કવાયતો કરવા લાગ્યા.

## ૫

# વિજયનો પહેલો ઘા

**આ**મ આઝાદ હિંદ સેના ઊભી થવા લાગી ત્યાં નેતાજીએ જાપાની સરકાર સાથે મળીને બર્માના આરાકાન મોરચે હિંદ પર આક્રમણ કરવાની યોજના ઘડી કાઢી. એ મોરચા પર લડવા માટે તેમણે ૧૯૪૩ના સપ્ટેંબર માસમાં ફોજમાંથી ખમીરવંત સિપાહીઓ પસંદ કરી કાઢ્યા એ સિપાહીઓમાંથી તેમણે નવી 'સુભાષ બ્રિગેડ'ની રચના કરી અને એ ખમીરવંત તેમ જ માનવંત બ્રિગેડના કમાન્ડર–સેનાપતિ તરીકે લેફ. ક. શાહ નવાઝખાને ખાસ પસંદ કર્યા.

શાહ નવાઝખાં હવે મોરચા પર પોતાની સરદારી નીચે લડવા આવનાર સિપાહીઓની છાવણીમાં ફરવા લાગ્યા અને તેમનામાં જુસ્સો પ્રેરે તેમ જ માર્ગદર્શન આપે તેવાં ભાષણો કરવા લાગ્યા. ૧૯૪૩માં એ ચેગાકમાં આવેલ ટ્રેનિંગની છાવણીએ ગયા અને સુભાષ બ્રિગેડના સિપાહીઓને કહ્યું, કે:—

'આપણી એક બ્રિગેડે સૌથી પ્રથમ મોરચા પર લડવા જવાનું છે. આપણી એક બ્રિગેડમાં ચુનંદા માણસો છે. તમે એ બ્રિગેડની નામના ઊંચી રાખજો. તમે મોરચા પર જશો ત્યારે તમારે ઘણી મુસીબતો વેઠવી પડશે. જો કોઈને આ મુસીબતોનો કે મોતનો ડર હોય તો એ બ્રિગેડમાંથી છૂટા થઈ શકે છે. આપણે આપણા સાથીદાર જાપાનીઓની પડખે રહીને લડીએ ત્યારે ઊતરતી કક્ષાના સિપાહીઓ દેખાઈને આપણા રાષ્ટ્રને કલંક ન લાગવા દેવુ જોઈએ.

'આપણે હિંદ પહોંચીએ ત્યારે આપણાથી મોટી ઓરતોને અમ્મા ગણવાની અને નાનીને બહેન–બેટી ગણવાની છે. આ સૂચના જે નહિ માને એને ઠાર કરવામાં આવશે.

'હિંદ પહોંચ્યા બાદ જો કોઈ જાપાનીને ઓરતો સાથે ગેરવર્તન કરતો જુઓ તો પ્રથમ એને ચેતવણી આપજો, એમ છતાં યે એ ન માને તો બળ વાપરવાની અને એને ગોળીએ દેવાની તમને છૂટ છે. આપણી લડત હિંદની આઝાદી અને આબાદી માટે છે; નહિ કે જાપાનીઓના ફાયદા માટે. આપણે આઝાદીની લડત લડવાની છે અને તેને માટે આપણને બહાદુર માણસોની જરૂર છે, બાયલા માણસોની નહિ.

'હિંદ સ્વતંત્ર થાય ત્યારે આજે આપણને મદદ કરી રહેલા જાપાનીઓ પણ જો આપણને દબાવવા કોશિશ કરે તો તેમની સામે યે આપણે લડશું. આજે પણ, કોઈ જાપાની તમને એક તમાચો મારે તો તેને સામા ત્રણ તમાચા ઠોકજો; કેમકે આપણી સરકાર અને જાપાની સરકાર સમાન છે અને આપણે જાપાનીઓના લેશમાત્ર દાબમાં નથી.'

એક બાજુ શાહ નવાઝખાં સુભાષ બ્રિગેડના સિપાહીઓને આ

રીતે તૈયાર કરી રહ્યા હતા, બીજી બાજુ મોરચા પર લડવાની વ્યૂહ-રચનાઓ વિચારી રહ્યા હતા. એમને વિશ્વાસ હતો કે મોરચા પર લડતાં લડતાં હિંદી લશ્કરના સિપાહીઓ સાથે એમના સિપાહીઓનો સંપર્ક થશે જ. એવે વખતે હિંદી લશ્કરના સિપાહીઓને આઝાદ હિંદ ફોજની સમજ તેમ જ મહત્ત્વનો ખ્યાલ આપીને આઝાદ હિંદ ફોજમાં ભરતી કરવાની યોજના એમણે ઘડી કાઢી. હિંદી લશ્કરના પકડાયેલ સિપાહીઓમાંથી (૧) જેમને આઝાદ હિંદ ફોજની જાણ હોય અને તેમાં જોડાવા તૈયાર હોય, (૨) જેમને ફોજની જાણ ન હોય પણ હવે સમજીને જોડાવા તૈયાર હોય તેમ જ (૩) જેઓ જાણ પછી યે જોડાવા ન માગતા હોય—એવા ત્રણ વિભાગ પાડી નાખ્યા. પકડાયેલ ગમે તે વિભાગના સિપાહીઓ સાથે સારો વર્તાવ થાય તેમ જ એમના પર સુંદર છાપ પડે એવી ખાસ સૂચનાઓ આપી દીધી.

આ કામ ખાસ હિંદી સિપાહીઓના જ હાથમાં સોંપ્યું; કેમકે જાપાનીઓ ભાષાની અગવડને કારણે આવનાર હિંદી સિપાહીઓને બરાબર સમજી ન શકે તથા કામ બરાબર પાર ન પાડી શકે. એમણે હિંદી સિપાહીઓને ખાસ સૂચના આપી, કે 'આપણા પ્રચારનું સુંદરમાં સુંદર પરિણામ લાવવા માટે આગંતુક સિપાહીઓની સાથેનો વર્તાવ ઘણો જ સાવધાની ભર્યો થવો જોઈએ. નાની સરખી યે ભૂલ આપણને ઘણું નુકસાન પહોંચાડશે.'

૧૯૪૩ના આ ઓક્ટોબર માસમાં જ સીંગાપુરમાંનાં જાપાની સૈન્યોના સર સેનાપતિ ફીલ્ડ માર્શલ તેરાઉચીએ નેતાજી, કર્નલ લક્ષ્મી અને શાહ નવાઝખાંને ખાણા માટે આમંત્રણ આપ્યું. નેતાજીએ ફી. મા. તેરાઉચીને શાહ નવાઝખાંની ઓળખાણ આપતાં કહ્યું, કે: 'જે સુભાષ બ્રિગેડના ઓફીસર અફસરે ને સિપાહીઓ હિંદની આઝાદી ખાતર મોતને ભેટવાની પ્રતિજ્ઞા લીધી છે એ બ્રિગેડના આ કમાન્ડર-સેનાપતિ છે.'

શ્રી. મા. તેરાઉચીએ જવાબ દીધો: 'આ મોતની પ્રતિજ્ઞાની વાત સરસ છે, પણ એટલેથી પતી નથી જતું. આઝાદ હિંદ ફોજના એકેએક સિપાહીને હિંદની આઝાદી માટે એટલી આરઝૂ હોવી જોઈએ કે હિંદની આઝાદી ખાતર એ સાત સાત વાર મોતને ભેટતાં અચકાશે નહિ, એટલી જ વખત એ ફરીથી દેહ ધારણ કરીને દર પ્રસંગે હિંદ પરદેશી ધૂંસરીથી મુક્ત ન થાય ત્યાં સુધી પોતાનો જંગ ચાલુ રાખશે.'

પોતાના વતન ખાતરની આવી પોલાદી આરઝૂ ધરાવતા જાપાની અફસરના આ શબ્દો એમણે પોતાના સિપાહીઓને વારંવાર સંભળાવ્યા અને હજી પણ જે મળે તેમને આ જ પ્રાણવંત સંદેશો આપ્યા કરે છે.

છેવટ ૧૯૪૩ના ઓક્ટોબર માસની ૨૧મી તારીખે આરઝી-એ-હકૂમત-એ-આઝાદ-હિંદની રીતસરની સ્થાપના થઈ, આ કામચલાઉ આઝાદ હિંદ સરકારનું નેતાજીના પ્રમુખપદે પ્રધાનમંડળ રચાયું, તેમાં શાહ નવાઝખાંને એક પ્રધાન તરીકે લેવામાં આવ્યા અને તેમના હસ્તક આગલું કામ-જનરલ સ્ટાફના વડા તરીકેનું મુખ્ય કચેરીમાં ચાલુ રાખવામાં આવ્યું.

આઝાદ હિંદ સરકારની સ્થાપના બાદ બે દિવસે ૨૩મી ઓક્ટોબરના રોજ બ્રિટિશ સામ્રાજ્ય અને અમેરિકા સાથે યુદ્ધઘોષણા થઈ અને શાહ નવાઝખાંની સરદારી નીચે સુભાષ બ્રિગેડ સીંગાપુર અને મલાયામાંથી રંગૂનના રસ્તે ઊપડી. સીંગાપુર તથા મલાયામાંની જુદી જુદી છાવણીઓમાંથી સિપાહીઓને ટ્રેઇનમાં સિયામની સરહદે આવેલ રેલ્વે-ટરમીનસ ચેંપન સુધી પહોંચાડવામાં આવ્યા, ચેંપનથી દરિયાકાંઠે જઈને હોડકાં મારફત મર્ગુઈ પહોંચ્યા. ત્યાંથી જંગલ અને પહાડીઓ વીંધતા સિપાહીઓ ટેવોય મૂઝને થે પહોંચ્યા. અહીંથી ટ્રેઇન-રસ્તે મોલમીન થઈને રંગૂન ૧૯૪૪ના જાન્યુઆરી માસની ૮મી તારીખે આવી પહોંચ્યા.

અહીં શાહ નવાઝખાંએ સુભાષ બ્રિગેડને મોરચા પર નીકળવા માટે બરાબર તૈયાર કરી લીધી, એટલે રંગૂન છોડવાને આગલે દિવસે પુણ્યકારી હિંદી સ્વાતંત્ર્ય દિનની ૨૬મી જાન્યુઆરીના રોજ આઝાદ હિંદ ફોજના સિપાહ–સાલાર નેતાજી સુભાષચંદ્ર બોઝે બ્રિગેડની ફીલ્ડ–ફાયરીંગ–પ્રેક્ટીસ, મોરચા–યુદ્ધનુ નિરીક્ષણુ કર્યું, સલામી લીધી અને બોલ્યા :

'હિંદને આઝાદ કરવા માટે તમે આઝાદીના સૈનિકો છો, મોરચા પર તમારે પારાવાર કષ્ટો સહન કરવાં પડશે, તમારી ઈચ્છા હોય તો તમે પાછળ રહી શકો છો, આપણે હિંદની આઝાદી માટે લડી રહ્યા છીએ તેથી પૈસા અને સામગ્રી અંગે આપણી સ્થિતિ સારી નથી, બની શકે એટલું તમને આપવામાં આવે છે, આપણે ગરીબ છીએ એટલે ખોરાકમાં તમને આથી વધારે સારું આપી શકતા નથી. તમારે તો હજી યે આથી ઓછા ખોરાક પર ચલાવી રહેવું પડશે.'

આમ કહેવા છતાં બ્રિગેડમાંથી એક પણુ સિપાહીએ પાછળ રહેવાની ના પાડી એટલે નેતાજીએ એમના વિશ્વ મશહૂર બોલ ઉચ્ચાર્યા :

'...પણે દૂર...સામે દેખાય છે એ નદીની સામે પાર પહાડીઓ. અને પર્વતોની પેલી પાર, આપણી પુણ્યભૂમિ છે, જેની માટીમાંથી આપણી કાયા ઘડાઈ છે, ત્યાં આપણે થોડા જ વખતમાં પહોંચવાના છીએ. સાંભળો! હિંદ મૈયા હાકલ કરી રહી છે. શોણિત સાદ કરી રહ્યું છે એના જ અંગભૂત શોણિત ને!. ઊઠો, સમય નથી, હથિયારો સમાલો. દુશ્મનોને ચીરીને આપણે આપણો રાહ કોરી કાઢશું. અથવા ઈશ્વરની ઈચ્છા હશે તો રણભૂમિ પર જ વીરગતિ પામશું, પણ મરતાં મરતાં યે જે રાહ પર થઈને આપણી આઝાદ હિંદ સેના દિલ્લી પહોંચવાની છે, તે રાહ પરની પુણ્યરજને આપણાં શિર પર ચઢાવીશું, દિલ્હીનો માર્ગ એ જ આપણી આઝાદીનો માર્ગ છે–ચલ્લો દિલ્હી......'.

એને બીજે દિવસે શાહ નવાઝખાંએ આરાકાન મોરચા પર લડનારાં જાપાની સૈન્યોના સરદાર મેજ. ફ્રીમેવારી સાથે ભોજન લીધું અને યુદ્ધમોરચાની ચર્ચા કરી, જાપાની લશ્કરોના સર સેનાપતિને પણ મળ્યા અને યોજનાઓને આખરી રૂપ આપી દીધું.

એ જ દિવસે મોટા ભાગના પઠાણો, થોડાક શીખો અને બાકી નાગરિકોમાંથી રચવામાં આવેલી અને ૩૨૦૦ ની સંખ્યા ધરાવતી સુભાષ બ્રિગેડને લઈને શાહ નવાઝખાં આરાકન મોરચે ઊપડી નીકળ્યા. માંડલે સુધી ફોજને ટ્રેન મારફત પહોંચાડી, માંડલેમાં શાહ નવાઝખાંએ ફેબ્રુઆરીની પમીએ પોતાનું મથક સ્થાપ્યું અને એ પછી યેઉ સુધી ફોજને ખટારા મારફત પહોંચાડી દીધી.

અહીંથી હિંદી સિપાહીઓ જાપાની સૈન્યના સાથમાં રહીને કાલેવા તરફ પગરસ્તે ચાલી નીકળ્યા. બે જ વરસ પહેલાં જાપાનીઓએ બર્મા પર કબજો લેતાં બ્રિટિશ સરકાર હિંદીઓને અસહાય દશામાં રઝળતા મૂકીને ચાલી નીકળી હતી અને જે રસ્તે થઈને હિંદીઓ બૈરીછોકરાં સહિત માથે પોટલાં લાદીને કોલેરાના પંજામાં સપડાઈને આખે માર્ગે મુડદાંની હાર પાથરતા પાથરતા ભાંગલે પગે અને ભગ્ન હૃદયે હિંદ પહોંચવા માટે પસાર થયા હતા એ જ રસ્તા પર યુદ્ધ-નાદો ગજવતા આઝાદ હિંદ ફોજના સિપાહીઓ આરાકાનની પહાડીઓ અને જંગલો વીંધતા માભૂમિ હિંદમૈયાને આઝાદ કરવા માટે કૂચકદમ કરતા આગળ ચાલી નીકળ્યા.

બ્રિટિશ સલ્તનતના જંગી લશ્કર સામે આઝાદ હિંદ સેનાના સિપાહીઓ આક્રમણ કરવા ચાલી નીકળ્યા હતા, પણ એમની પાસે સાધન ક્યાં હતાં? મોટર-ખટારાનું નામ ન હતું. વાહનોમાં મોટામાં મોટું સાધન એમની પાસે ગાડાંનું હતું. પણ અક્કલ-ભરપૂર સિપાહીઓએ અજબ કરામતો કરી. ગાડાંનાં પૈડાંના આરા સાથે પતરાનાં

ડબલાં–(અને તે ય ભાંગલાં–તૂટલાં! સાજાં તો બીજા ઉપયોગમાં આવે ને!) બાંધીને, ખખડ...ભખડ...જેવા વિચિત્ર અવાજ ઊભા કરીને, જાણે ધખડ...ધખડ...અવાજે ખાડા–ટેકરાવાળા માર્ગ દબાવતી ટેન્કો ચાલી આવતી હોય એવો દેખાવ ઊભો કરીને હિંદી લશ્કરને ડરાવતા તથા પાછા હઠાવતાં શાહ નવાઝખાં આઝાદ હિન્દ ફોજની દળ આગળ દોરવતા ચાલ્યા ગયા.

શાહ નવાઝખાં માંડલેને પોતાનું મુખ્ય મથક બનાવીને એક બાજુ જાપાનીઓના મુખ્ય મથક માયમમાં અને બીજી બાજુ મોરચાના પ્રવૃત્તિકેન્દ્ર કાલેવા વચ્ચે દોડાદોડ કરતા રહ્યા, જાપાની અફસરોને મળતા રહ્યા, આઝાદ હિંદ ફોજના સૈનિકોને બરાબર કામ અપાતું રહે એ સમજાવતા રહ્યા અને આઝાદ હિન્દ ફોજની ટુકડીઓમાં ઉત્સાહ પ્રેરતા રહ્યા. હજુ પાંચ જ દિવસ થયા ન હતા ત્યાં તેઓ મિત્ર રાજ્યોના બોમ્બમારા સામે આરાકાનની પહાડીઓ કબજે કરીને આગળ વધી ગયા હતા, શત્રુની પ્રથમ હરોળ તોડી નાખી હતી. આગળ આક્રમણનો માર્ગ ખુલ્લો કરી દીધો હતો અને કાલેમ્યો સર કરીને લશ્કરનો એક વિભાગ હિંદી સરહદ તરફ એક બાજુ ટિડિમ અને બીજી બાજુ તામુ તરફ ઊપડી ચૂક્યો હતો.

આઝાદ હિંદ ફોજે પ્રથમ જ આક્રમણમાં આવી સફળ પ્રવૃત્તિ કરવા માટે ફેબ્રુઆરીની ૯મી તારીખે નેતાજી સુભાષચંદ્ર બોઝે એ માટે ખાસ અભિનંદનની જાહેરાત કરી, રંગૂનમાં આઝાદ હિન્દ ફોજનાં બધાં દળોને ક્વાયત કરાવી એ ખાસ જાહેરાત બધી ભાષાઓમાં વાંચવામાં આવી અને ૧૨મી તારીખે શાહ નવાઝખાં પર નેતાજી સુભાષચંદ્ર બોઝે ફોજ અભિનંદન પાઠવતાં લખ્યું:

'આજે જ્યાં દીર્ઘકાળને અમર કરતા બનાવો બની રહ્યા છે એ આરાકાન મોરચા તરફ સમસ્ત દુનિયાની નજર કેન્દ્રિત થઈ છે.

જાપાન સલ્તનતમાં સૈન્યોની સાથે રહીને લડી રહેલાં આઝાદ હિંદ ફોજનાં દળોએ કરેલાં ગૌરવાન્વિત અને દળોના આ વિભાગમાં નવું અતિ-આક્રમણ કરવાના બધા જ પ્રયાસો ખૂબ ભેગા કરવામાં મદદ કરી છે.

'આરાકાન મોરચા પર આપણા બાંધવોએ કરેલાં બહાદર કાર્યો આઝાદ હિંદ ફોજના અફસરો તથા સિપાહીઓમાં-તેઓ જ્યાં જ્યાં થાણાં નાખીને પડ્યા હશે ત્યાં ત્યાં-મહાન પ્રેરણારૂપ બની રહેશે. લાંબા સમયથી વિચારી રાખેલી દિલ્હી તરફની આપણી પૂર્વ નિર્ધારિત કૂચ શરૂ થઈ ગઈ છે અને આજે જે ત્રિરંગી રાષ્ટ્રીય ઝંડો આરાકાનના પહાડો પર ફરકી રહ્યો છે એ ઝંડો વાઇસ રીગલ લોજ પર ફરકાવવામાં નહિ આવે અને જ્યાં સુધી આપણે દિલ્હીના પુરાતન લાલ કિલ્લામાં આપણી વિજય-કવાયત ન કરીએ ત્યાં સુધી આ કૂચ મક્કમ નિર્ણય સહિત ચાલુ રહેશે.

'બિરાદરો! આઝાદ હિંદ ફોજના ઓ અફસરો અને સિપાહીઓ! તમારાં દિલમાં એક જ મક્કમ મનસૂબો રાખજો-'આઝાદી યા મોત!' તમારી જબાન પર એક જ યુદ્ધનાદ હજો. 'ચલો દિલ્હી!' દિલ્હીનો પંથ એ આપણી આઝાદીનો રાહ છે વિજય આપણો છે. ઇન્કિલાબ ઝિંદાબાદ. આઝાદ હિંદ ઝિંદાબાદ.'

પોતાના પ્રાણપ્યારા નેતાજીનાં આ અભિનંદન શાહ નવાઝખાંએ માંડલેના મથક પર હાજર હતા એ સિપાહીઓ સમક્ષ વાંચી સંભળાવ્યાં. સૌએ આનંદના શોરથી એ ઝીલી લીધાં. એ પછી શાહ નવાઝખાંએ થોડા દિવસ બાદ હિંદની સરહદ ઓળંગવા માટે ખૂનખાર લડાઈ થવાની હતી એ માટે એ સિપાહીઓમાંથી કેટલા તૈયાર છે એ પૂછી જોયું. એ માગણીને કિલ્લોલથી વધાવી લઈને મથકમાં હાજર હતા એ એકેએક સિપાહીએ સરહદને મોરચે જવા માગણી

કરી. મોરચા પર લડવા જનાર ટુકડીઓને લઈને શાહ નવાઝખાં મોરચા આરેની પાસેમાં પાસેની છાવણી મળવા પહોંચી ગયા.

૧૯૪૪ના માર્ચ માસની ૮મી તારીખે આઝાદ હિંદ ફોજના સિપાહીઓ કાબાવ ખીણમા થઈને બ્રિટિશ સલ્તનતનાં સૈન્યોને માર્ગમાં ખસેડતા હિંદની ધરતી પર આવીને ઊભા રહ્યા. હિન્દની તવારીખમા એ દિવસ યાદગાર બની ગયો. ૧૮૫૭માં છેલ્લી વાર બ્રિટિશ સલ્તનતે હિંદના ક્રાન્તિકારોને દાબી દીધો અને હિંદી પ્રજાના હાથમાથી હથિયાર પડાવી લીધાં ત્યારથી વખતોવખત હિન્દના ક્રાન્તિવીરોએ હિન્દની બહાર છટકીને પરદેશથી હથિયારો મેળવી હિન્દની ભૂમિ પર આવવા નાના નાના પ્રયાસો કર્યા હતા. પણ એમાં તેઓ કદી કામયાબ નીવડ્યા ન હતા. ૧૯૪૪ના માર્ચ માસની આઠમી તારીખે નેતાજી સુભાષચંદ્ર બોઝની આઝાદ હિંદ ફોજે હિન્દી ઇતિહાસમાં પહેલી જ વાર હિન્દની ધરતી પર આઝાદ હિન્દીઓ તરીકે પગ દીધો. એમણે હિન્દ મૈયાને ચરણે પડીને એની ધૂલિ મસ્તકે ચડાવી અને 'ચલ્લો દિલ્હી...'ના પોકારોથી ગગનને ગજવી મૂક્યું.

એ ઐતિહાસિક પ્રસંગની યાદમાં આરઝી–એ હકૂમત–એ આઝાદ હિંદના સર સેનાપતિ નેતાજી સુભાષચંદ્ર બોઝ તરફથી શાહ નવાઝખાં પર હિંદ મૈયાની પ્રથમ વાર ગુલામીની શૃંખલા ભાંગનાર હિંદી સિપાહીઓ માટે અભિનંદનનો સંદેશો મોકલ્યો. તે દિવસે એક જાપાની સરકાર તરફથી ફીલ્ડ માર્શલ તેરાઉચીની આજ્ઞા અનુસાર લેફ. કર્નલ ક્વાએની સહીથી અને બીજી આઝાદ હિંદની સરકાર તરફથી નેતાજી સુભાષચંદ્ર બોઝની સહીથી જાહેરાતો પ્રસિદ્ધ થઈ. એમાં જાપાની સરકારે જાહેરાત કરી હતી કે આપણે હિંદીઓ સાથે નહિ, પણ બ્રિટિશરો સાથે લડવાનું છે અને હિંદમાંથી જે કાંઈ લૂંટ મળે કે પ્રદેશ કબજે થાય એ આઝાદ હિંદ સરકારને સુપરત

કરવાનું છે. આઝાદ હિંદની સરકારે જાહેરાત કરી હતી કે આપણે હિંદની આઝાદી માટે લડી રહ્યા છીએ અને જે પ્રદેશો જિતાય તે આપણે કબજે લેવાના છે.

કબજે થયેલ પ્રદેશમાં રીતસરનો વહીવટ ચલાવવા માટે આગળથી જ. આઝાદ હિંદ દળ તાલીમ આપીને તૈયાર રાખવામાં આવ્યું હતું. એક બાજુ આઝાદ હિંદની સરકાર વતી આઝાદ હિંદ દળના વડા મેજર કિયાની કબજે કરાયેલા મણિપુર વિસ્તારમાં મેજર કિયાની વહીવટ સ્થાપી રહ્યા હતા ત્યારે બીજી બાજુ શાહ નવાઝખાં વિજયી બનેલાં આઝાદ હિંદ ફોજનાં દળોને દોરવતા આગળ ને આગળ વધી રહ્યા હતા.

શાહ નવાઝખાં માર્ચ માસની ૧૧મી તારીખે મેજર ફુજીવારાને મળ્યા અને દક્ષિણે ટિડિમ અને ઉત્તરે પાલેલ તરફ આગળ વધવાની યોજનાઓ વિચારી કાઢી. વિજયના આનંદમાં જુસ્સામાં આવી ગયેલ હિંદી તેમ જ જાપાની સૈન્યોએ ૧૭મી માર્ચે ટિડિમ સર કર્યું, દક્ષિણમાં આગળ વધીને હાકા, ફાલમ અને ફોર્ટ વ્હાઈટ પણ કબજે કર્યાં અને ઉત્તરે પાલેલને ઘેરો ઘાલી દીધો.

આઝાદ હિંદ ફોજના સિપાહીઓ આ રીતે આગળ વધી રહ્યા હતા, ત્યારે પાછળ હઠતા બ્રિટિશ લશ્કરમાં શાહ નવાઝખાંના સગા ભાઈ તથા પિતરાઈ ભાઈ બન્ને હતા. શાહ નવાઝખાં પાસે આ સમાચાર આવ્યા. જરા યે ખચકાયા વગર એમણે સગાંસંબંધીના ભેદભાવ જોયા વગર હથિયાર ચલાવ્યે રાખ્યાં, આ ઝપાઝપીમાં એમના સગા ભાઈ ઘવાયા અને એમને દવાખાનામાં દાખલ કરવાના સમાચાર એમની પાસે આવ્યા આ પછી યે એમણે હથિયાર ચલાવ્યે રાખ્યાં, એમના પિતરાઈ ભાઈ બન્ને આસ સુધી સામે પક્ષેથી લડતા રહ્યા અને શાહ નવાઝખાં આ પક્ષેથી લડતા રહ્યા. આ રીતે શાહ નવાઝ-

ખાંએ પ્રતિજ્ઞા લેતી વખતે જે મક્કમ નિર્ણય કર્યો હતો એને બર્માના -ચીન ભરના વિસ્તારમાં અમલમાં મૂકી બતાવ્યો.

એક પછી એક વિજયો મળતાં જાપાનીઓના બેજવાબદાર સ્વભાવે પાછો દેખાવ દીધો. એશિયાની ધરતી પર ગોરાં સૈન્યોને હરાવીને ગર્વ–ચકચૂર બનેલા જાપાનીઓએ આ હિન્દની ધરતી પર પણ વિજય મળતાં માન્યું કે આ વિજય અમારો, અમે જ લડી શકીએ. અને એમણે આઝાદ હિંદ ફોજનાં દળોને લડવામાં સાથેસાથ રાખવાને બદલે મજૂરીનાં કે એવાં બિન મહત્વનાં કામો સોંપવાં શરૂ કર્યાં.

કાલેવાના મથક પર બેઠેલા શાહ નવાઝખાં પાસે આ બાબતના અહેવાલ આવવા લાગ્યા અને એ ઊકળી ઊઠ્યા, જાપાનીઓ માટે એમણે જે ધારણા રાખી હતી એ સાચી પડી. પણ એ ધારણાને ક્યાં વશ થાય એમ હતા?

શાહ નવાઝખાં તરત જ કાલેવાથી ઊપડ્યા, એરોપ્લેનમાથી વરસતા બૉમ્બમારા અને સામા પક્ષના હલ્લા વચ્ચેથી ક્યારેક ખટારામાં ક્યારેક ચાલીને, ક્યારેક–વરસતા વરસાદમાં તો ક્યારેક નદીકાંઠે ઝૂંપડામાં ને ખોદેલી ખાઈઓમાં રાતો ગાળતા એ જાપાની અફસરોને મળવા લાગ્યા, મક્કમપણે પોતાનો વિરોધ નોંધાવવા લાગ્યા -અને આઝાદ હિંદ સેનાને જાપાનીઓની સાથે જ નહિ, પણ સ્વતં-ત્રપણે જુદા મોરચા પર લડવા દેવાની માગણી રજૂ કરી.

ઘણી સમજાવટને અંતે જાપાનીઓએ આ માગણીનો સ્વીકાર કર્યો, પણ હવે ગમે તે કારણે જાપાનીઓની નીતિ કાંઈક બદલાઈ હતી. તેઓ હિંદની સરહદ પર બર્મા તરફના માર્ગો દબાવીને, સંરક્ષણ હરોળ રચીને બેસી જવા માગતા હતા અને આગળ વધવા

આગતા ન હતા. શાહ નવાઝખાંએ આની સામે પણ વાંધો લીધો અને એક બાજુ મેજર કિયાની ઇમ્ફાલ પર પહોંચી રહ્યા હતા ત્યારે શાહ નવાઝખાંએ ઇમ્ફાલને આખા આસામ સાથે સાંધી રાખતા, ઇમ્ફાલ–દીમાપુર રસ્તાને વચ્ચેથી જ આંતરીને કોહીમા કબજે કરવાની તથા એ માર્ગ તોડી નાખવાની યોજના રજૂ કરી.

મહામુશ્કેલીએ જાપાનીઓએ આ વ્યૂહરચના સ્વીકારી, એ હલ્લાની સરદારી આઝાદ હિંદ ફોજે લીધી. જાપાની સેનાએ આઝાદ હિંદ ફોજને ન પુરવઠો પૂરો પાડ્યો, ન હવાઈ મદદ પૂરતી આપી, ટેન્કો કે એવાં સાધનોની વાત જ ક્યાં હતી? તો યે શાહ નવાઝખાં આગળ વધતા રહ્યા અને ઉખરૂલ પસાર કરીને કોહીમાને એપ્રિલના મધ્ય ભાગે મજબૂત ઘેરાથી ઘેરી લીધું.

આસામ રેલ્વે દીમાપુર પાસે પૂરી થાય છે, ત્યાર બાદ દીમાપુર–ઇમ્ફાલ–ટિડિમ સુધી ધોરી રસ્તો ચાલ્યો જાય છે. આ જ રસ્તો આસામથી બરમા તરફ આગળ વધવા માટે મુખ્ય રસ્તો છે. એ રસ્તા પર દીમાપુર–ઇમ્ફાલને મધ્યભાગે કોહીમા મહત્ત્વનું મથક છે. ખુદ કોહીમાનું નાગા લોકોની વસતીવાળું ગામ આ રસ્તાની પૂર્વ બાજુએ છે ને બાકીનો વિસ્તાર રસ્તાની ચોતરફની ટેકરીઓ પર અને તળેટીમાં ફેલાયેલો છે. કોહીમાનું મુખ્ય મથક એટલે રસ્તાની પશ્ચિમ બાજુએ આવેલ એક ટેકરી પર ડિસ્ટ્રિક્ટ કમિશ્નરનો બંગલો. આઝાદ હિંદ ફોજે આ બંગલા સહિત કોહીમાના પોણા ભાગનો વિસ્તાર કબજે કરી લીધો, આસપાસની લગભગ બધી ટેકરીઓ તાબે કરી લીધી અને પેલા ધોરી માર્ગને બે બાજુથી કાપ મૂકી દીધો. આ રીતે બ્રિટિશ લશ્કરનો એક ધોરી વાહનવ્યવહાર ખોરવાઈ ગયો. ચાલીસ ચાલીસ દિવસ સુધી જે ઘેરા સામે બ્રિટિશ સલ્તનતે પોતાનાં પૂરેપૂરાં સાધન ઠાલવી દીધાં હતાં તો યે ઉઠાવી ન શકાયો એ

ઐતિહાસિક ઘેરો આ રીતે એપ્રિલની શરૂઆતમાં શરૂ થયો.

બીજી બાજુ મેજર હિયાતીનાં દળો પણ ઇમ્ફાલ પર ઐતિહાસિક ઘેરો નાખીને બેઠાં હતાં. પણ ધીમેધીમે એમની પાસે પુરવઠાનાં સાધન ખૂટવા લાગ્યાં. ખોરાકની વ્યવસ્થા તૂટવા લાગી. શાહ નવાઝખાં શાય એટલું ભેગું કરીને પોતાના સૈન્યોને ખોરાક પૂરો પાડવા લાગ્યા. સાથોસાથ ફાલમ, હાકા, કલાન્ગ-ક્લાન્ગ મોરચા પર ફરતા રહ્યા ને એ મોરચાને પણ મજબૂત રાખતા રહ્યા.

આ બધા મોરચા સંભાળનાં સંભાળનાં કોહીમાનો ઘેરો ચાલીસ ચાલીસ દિવસ સુધી શાહ નવાઝખાંએ ટકાવી રાખ્યો. એ વખતે આ ઘેરાથી બ્રિટિશ સલ્તનત ગભરાઈ ગઈ હતી; કેમકે એ ઘેરો ઊઠે તો જ ઇન્ફાલ તરફ પુરવઠો મોકલી શકાય એમ હતું. આટ આટલા દિવસના સફળ ઘેરાના સમાચાર હિંદમાં આવતાં હિંદી જનતા જાપાનીઓની બહાદુરી માટે બેફાટ વખાણ કરી રહી હતી. એ વખતે એમને સ્વપ્ને ય ખ્યાલ ક્યાંથી હોય કે એ ઘેરો નાખવાની યોજના આઝાદ હિંદ ફોજના આ અફસરે જાપાનીઓ પાસે મહા મહેનતે કબૂલ કરાવી હતી અને ચાલીસ ચાલીસ દિવસ સુધી જાપાનીઓના સાથમાં રહીને આઝાદ હિન્દ ફોજના સિપાહીઓએ એ ઘેરાની કાંકરી ખરવા દીધી ન હતી.

દોઢ દોઢ માસ સુધી કોહીમાનો ઘેરો ટકી રહ્યો, પણ હવે વિશ્વયુદ્ધનો રંગ પલટાતો જતો હતો. જાપાની તાકાત કાંઈક ખૂટતી જતી હતી. બ્રિટિશ લશ્કરોએ સાધનની વિપુલતા મેળવી લીધી હતી. ઉપર મે માસની શરૂઆતમાં જાપાનીઓ તરફથી પૂરતી સહાય ન મળી અને બ્રિટિશ લશ્કરોએ ટેંકો, વિમાનો અને તોપોનો વિપુલ સાધનવાળો ખડકારો કર્યો. વ્યૂહ-રચનાની દૃષ્ટિએ કોહીમાથી પાછા હઠવું પડે એવો સમય આવી લાગ્યો અને સમય સમજીને શાહ

નવાઝખાંએ એક સેનાપતિની કુનેહથી સિપાહીઓને પાછા હઠવાનો હુકમ આપ્યો. પણ સિપાહીઓએ એ અવાજે જવાબ દીધો: 'અમને નેતાજીએ દિલ્હી કબજે કરવાનો હુકમ આપ્યો છે. જ્યાં સુધી દિલ્હી સર નહિ કરીએ ત્યાં સુધી અમે પાછા નહિ હઠીએ. આપણી તાકાત ઓછી થઈ હોય અને એ કારણે ખતમ થવું પડે તો બહેતર છે, પણ પાછાં પગલાં તો નહિ જ માંડીએ.'

પણ સેનાપતિ તરીકે ઓછી તાકાત હોય ત્યારે વ્યવસ્થિત રીતે ઓછામાં ઓછી હાનિ વહોરીને પાછા જવું એ શાહ નવાઝખાંની ફરજ હતી. સૈનિકો એવી વ્યૂહ-રચના માનવા તૈયાર ન હતા. છેવટ શાહ નવાઝખાંએ નેતાજીને આ મડાગાંઠ સમજાવતો સંદેશો મોકલ્યો, એના જવાબમાં નેતાજીએ સૈનિકોની બહાદુરી માટે અભિનંદન આપીને સમય સમજીને પાછા ફરવાનો આદેશ આપ્યો.

એ આદેશ માથે ચડાવીને હિંદી સૈનિકો પાછા ફરવા તૈયાર થયા, પણ એ માથે મૂકીને તેઓ રડ્યા, માથાં કૂટ્યાં, જાણે આખા જીવનની કોઈ કારમી પળમાંથી પસાર થતા હોય એવાં દુ:ખ સહિત તેઓ પાછા હઠ્યા.

કોહીમાનો ઘેરો ઉઠાવીને પાછા ફરવાની તૈયારી શાહ નવાઝખાં કરી રહ્યા હતા ત્યાં કોહીમાથી દૂર નેગગગ પાસે એક ટુકડી ફસાઈ ગયાનો એમની પાસે સંદેશો આવ્યો. એ ટુકડીને બચાવવા માટે તારીખ ૧૨મીએ વહેલી સવારના સાત વાગે ઊપડ્યા. ખચ્ચરમાં ખચ્ચર કહી શકાય એવો ૨૮ માઈલનો જંગલી માર્ગ વીંધીને ત્યાં પહોંચ્યા, ટુકડીને બચાવી રાતના અગિયાર વાગે આવ્યા, અને તા. ૧૩મીએ ઉખરૂલ પાછા હઠ્યા.

પાછા હઠતા લશ્કર પાસે હવે ખાવાનાં સાધન જ ક્યાં હતાં!

છેલ્લા કેટલાક દિવસથી તો સૈનિકો મૂઠી મૂઠી ભાત સાથે જંગલી ફળો અને ઘાસ-ફૂલ ખાઈને દિવસો કાઢતા હતા. માત્ર 'ચલ્લો દિલ્લી...' અને 'નેતાજી જય હો...'ના ભાવના પોકારથી જીવી રહેલા અને આટલા દિવસ કોહીમાનો મોરચો સાચવી આવેલા સિપાહીઓ પાસે મૂઠી મૂઠી ભાત ખાવા જેટલું પણ ન રહ્યું. આ વખતે અન્ય જાપાની દળો લહેરથી પેટ ભરી રહ્યાં હતાં.

પોતાનાં લશ્કરોને ઉખરૂલ મૂકીને શાહ નવાઝખાં જાપાની અફસરને મથક પહોંચ્યા અને ખોરાકની માગણી કરી. દાંત હાસ્ય કરતાં જાપાની અફસરે કહ્યું: 'અમારી પાસે અનાજ કેવું! સામે બ્રિટિશરોની છાવણી પડી છે ત્યાં અનાજના ઢગ પડ્યા છે. આવતી કાલે અમે ત્યાં હલ્લો કરશું અને લાવીને તમને અનાજ આપશું. પછી તમે તમારે ખાજોપીજો અને મોજ કરજો!'.

આ સાંભળીને શાહ નવાઝખાંને કાળઝાળ ચોટ લાગી ગઈ. ૧૯૪૪ના મે માસની ૧૪મી તારીખે શાહ નવાઝખાંએ પોતાના મથકે આવીને ફોજના દળ પાસે આ વાત રજૂ કરી. આ સાંભળીને 'આઝાદ હિંદ ફોજના સૈનિકો ઊકળી ઊઠ્યા. તેઓમાંથી જંગલી પરવાના નામે એક સૂબેદાર ગઢવાલી ટુકડી લઈને જાપાની અફસરે ચીંધેલ ક્લાંગ-ક્લાંગ વિભાગમાં આવેલ બ્રિટિશ છાવણી તરફ ઊપડ્યા. રાતોરાત ત્યાં પહોંચીને એમણે 'જય હિંદ...' અને 'નેતાજી જય હો...' એવા પોકાર ગજવતાં છાવણી પર છાપો માર્યો. અણધાર્યા છાપાથી બ્રિટિશ સૈનિકો રઘવાયા થઈ ગયા, સામા થવા ગયા, પણ આઝાદ હિંદ ફોજના ઝનૂની હલ્લા સામે પાછા હટ્યા, એમના ત્રણ માણસો માર્યા ગયા, આઝાદ હિંદ ફોજને કાંઈ સજા ન થઈ અને એ છાવણીમાંથી મે માસની ૧૫મી તારીખે મહિનાઓ સુધી ચાલે તેટલો ખોરાક, સૂકવેલા દૂધનાં ટીન, સિગારેટ, દીવાસળીની પેટીઓ અને ધાબળા ઉપાડી આવ્યા.

જાપાનીઓ હિંદી સૈનિકોની આ બહાદુરી સામે મડા કરડતા ગયા અને હિંદી સૈનિકો નવી લૂટ પર જ્યાફતો ઉડાવતા રહ્યા.

પોતાના સૈન્યોને હાકા, ફાલમ, તામુ, ટિડિમ વગેરે સ્થળોએ વ્યવસ્થિત કરતા શાહ નવાઝખાએ મેજર કુરુનારાની મુલાકાતો લીધી, ફીમેવારીની મુલાકાતો લીધી જાપાની વડા મથકોએ જઈને પ્રાદેશિક જાપાની અધિકારીઓને મળ્યા અને પોતાના લશ્કરો લઈને ઇમ્ફાલનો મોરચો સાચવી રહેલા કર્નલ મિયાનીની મદદે પહોંચીને ઇમ્ફાલના વેગને વિશેષ મજબૂત બનાવવાની યોજના રજૂ કરી

જાપાની અધિકારીઓએ આ વાત કબૂલ કરી અને વહેલામા વહેલી તકે એમને ઇમ્ફાલ મોરચા પર જવાની તક આપવાનુ વચન આપ્યુ પણ એ પછી થોડા જ સમયમા બ્રિટિશ લશ્કરે ઇમ્ફાલ-દીમાપુર વચ્ચેથી કોહીમાનો અવરોધ દૂર થતા દીમાપુરથી ઇમ્ફાલ તરફ વિશેષ ને વિશેષ પુરવઠો મોકલવા શરૂ કર્યો વર્ષાઋતુ બેસી જવાને કારણે જાપાનીઓને બર્મામાંથી મળતો પુરવઠો બધ થયો, અને જૂનના ત્રીજા અઠવાડિયામા ઇમ્ફાલનો એ ઐતિહાસિક ઘેરો ઉઠાવી લેવામા આવ્યો જાપાનીઓ સાથે કર્નલ કિયાનીને પણ આઝાદ હિંદ ફોજના સૈન્યો લઈને પાછા હઠવુ પડયુ

શાહ નવાઝખા અત્યાર સુધી ઇમ્ફાલની પીઠ સમા તામુ-ટિડિમ સાચવી રહ્યા હતા, પણ હવે તેમને ત્યાથી યે પાછા હઠવાની ફરજ પડી જાપાનીઓ હવે સાવ ફરી બેઠા હતા. ક્યારેક જ મદદ હવે એમના તરફથી મળતી બધ થઈ ગઈ હતી આઝાદ હિંદ સેનાના સૈનિકો જગલોના ફરીને જગલી કેળા ફળ કે ઘાસના મૂળ શોધી આવી તેના પર દિવસો ગાળતા હતા ક્યારેક ક્યારેક ગામડામા જઈને ચોખા મેળવી આવતા હતા પણ આ રીતે ક્યા સુધી જીવી શકાય ?

છેવટે માત્ર ભૂખને જ કારણે સિપાહીઓ ટપોટપ મરવા લાગ્યા. શાહ નવાઝખા ફરીથી જાપાની અફસર કીમેવારીને મળ્યા. એમણે એ વાત પર લક્ષ સુદ્ધાં ન આપ્યું. ભૂખના દુઃખે આઝાદ હિંદ સેનાના સિપાહીઓ માટે જીવન અશક્ય બની ગયું હતું. આવે સમયે એમની પાછળ ચાલ્યા આવતા બ્રિટિશ લશ્કરે વારંવાર પોતાની સાથે ભળી જઈને લહેરથી ખાવાનાં આમંત્રણ દીધાં. પણ 'ગુલામીના ઘી અને આટા કરતાં આઝાદીનું ઘાસ ખાવું એ બહેતર છે.' એવા અરમાનભર્યા જવાબો દેતા આઝાદ હિંદ સેનાના સિપાહીઓએ જ્યારે ભૂખના દુખે જીવવું કપરું બની ગયું ત્યારે પોતાને હાથે પોતાના પર ગોળીઓ ચલાવીને આપઘાત કર્યા, પણ શત્રુના હાથમાં પડીને શરણે ન થયા.

શાહ નવાઝખાં જેવી હિંમતથી હિંદ પર વિજયી હલ્લો લઈ ગયા હતા, એટલી જ હિંમતથી ચોમાસાને કારણે જંગલી રસ્તા તૂટી ગયા હતા, નદીઓમાં પૂર છલકી રહ્યાં હતાં, પુરવઠાનાં કશાં સાધન રહ્યાં ન હતા, અને જાપાનીઓ કશી મદદ દેવાને બદલે એમની સેનાને ખુદાને હવાલે સોંપીને પોતાની યોજના અનુસાર ચાલી નીકળ્યા હતા, ત્યારે પોતાનાં સૈન્યોને લઈને પાછા હઠી રહ્યા હતા.

પોતાના સૈન્યોના સિપાહીઓને ખોરાક વગર મરવું પડે એ દુઃખ કઠણ છાતીએ હૈયામાં દબાવતા, વાહનોને અભાવે શત્રુઓના હાથમાં પડવું પડે એવી સ્થિતિમાં શાહ નવાઝખાં રાતોની રાત ચાલતા ચાલતા પીછેહઠ કરતા રહ્યા, સિપાહીઓને ઉત્સાહ આપતા રહ્યા અને પાછા હઠતા રહ્યા.

આવી રીતે શાહ નવાઝખાં પાછા હઠી રહ્યા હતા ત્યાં રસ્તામાં એક જખમી સિપાહી પડેલો એમણે જોયો. જખમી સિપાહી પાસે

સિપાહીએ આનંદથી મોતનો સ્વીકાર કર્યો છે.'

આમ કહેતાં એ સિપાહીએ છેલ્લી આંખો મીંચી, શાહ નવાઝખા આંખમાંથી આસુ સારતા ત્યાથી આગળ ચાલતા થયા.

આ રીતે પીછેહઠ કરતાં કરતા શાહ નવાઝખાંએ થાકયાપાકયા, જખમી અને બીમાર સૈનિકો સહિત ૧૫૦ સિપાહીઓ ઉત્તર બરમાના માવલિક મુકામે પહોંચાડ્યા, ૨૫૦ માણસો સીતલોંગ પહોંચાડ્યા ૪૦૦ માણસો તિરખાન પહોંચાડ્યા. હવે તો આગળ પૂર-ભરપૂર નદીઓ વહી રહી હતી એટલે આગળ વધી શકાય એમ હતું જ નહિ. છેલ્લી વાર એમણે બેઉ મથકે જાપાની અફસર્ કામેવારી પાસેથી મદદ મેળવવા પ્રયાસ કર્યો, પણ એ અફસરે કશી જ વ્યવસ્થા કરી આપવાને બદલે સૂચના કરી, કે 'તમારા એ માંદા સિપાહીઓને કહો કે આપઘાત કરે.'

*

શાહ નવાઝખાં મદદ આપવાને બદલે આવુ વર્તન દાખવતા તથા પોતાના માર્ગમાં અડચણરૂપ થતા આવા જાપાનીઓને ગોળીએ દેવાના બનાવો બનાવવા લાગ્યા. જાપાની સત્તાની જરા યે પરવાહ ર્ક્યા વગર થાય એટલા પોતાને હાથે સાધનો મેળવી લીધાં અને નદીઓનાં પૂરમાંથી પાર થવા માટે હોડીઓની વ્યવસ્થા કરવા આઝાદ હિંદ સરકારના વડા મથક રંગૂન પર સંદેશા મોકલ્યા. વરસાદ તથા લડાઈના પલટાને કારણે મહા મુસીબતે એમના સંદેશા વડા મથકે પહોંચ્યા, એ વખતે રંગૂનની કચેરી સંભાળતા લેફ. કર્નલ સહગલ એમની આવી મુશ્કેલીની જાણ થતાં તરત જ નેતાજી પાસે પહોંચ્યા. આવી ભયંકર સ્થિતિ જાણીને એ સંદેશાનો તાબડતોબ અમલ કરાવવા માટે એ જ સાંજે નેતાજી જાપાનીઝ વડા અધિકારી લેફ. કર્નલ ઈશોદાને મળ્યા અને શાહ નવાઝખાંએ કહેલ લશ્કરોને વહેલામાં વહેલી તકે માંડલે પહોંચાડવાની 'સગવડ આપવાનો' અને પૂર તેમ જ વરસાદને કારણે તાત્કાલિક સગવડ ન આપી શકાય તો જ્યાં સુધી એમને માવલિક,

તિસ્વાન અને સીતલેંગ રાખવા પડે ત્યાં સુધી પૂરેપૂરાં ભોજન, ભથ્થાં અને દવાઓ પૂરી પાડવાની વ્યવસ્થા કરાવી લીધી.

આ રીતે મહા મુસ્કેલીમાંથી માર્ગ કાઢીને માંડ માંડ સગવડ મેળવતા શાહ નવાઝખાંએ પોતાનાં રહ્યાં–સહ્યાં લશ્કરો ઑગસ્ટ માસની આખરમાં, આરાકાન મોરચે જવા ઊપડ્યા હતા ત્યારે એમણે પોતાનું મુખ્ય મથક રાખ્યું હતું તે માંડલે પહોંચ્યા. એમાંથી એમણે જખમી તેમ જ આજાર સિપાહીઓને રંગૂનનાં દવાખાનાંમાં પહોંચતા કર્યા.

૯

# આખરી યુદ્ધ

હવે મોરચો પલટાયો હતો, મિત્ર રાજ્યોનાં લશ્કરો ઉત્તર બર્માંમાં મીચીના, ભામો અને કાથા સર કરતાં દક્ષિણ તરફ નીચે ઊતરી રહ્યાં હતાં ત્યારે એની સામે બચાવ કરવા માટે જાપાનીઓને પેકાકુ–મોનીવા–માંડલેનો નવો મોરચો રચવો પડ્યો હતો. આમાં જાપાનીઓને આઝાદ હિંદ સેનાની પૂરેપૂરી જરૂર હતી. એ માટે તેમણે આઝાદ હિંદ ફોજનાં પહેલાં તથા બીજાં ડિવિઝનનાં બધાં જ દળોને પેકાકુ–માંડલે–મીંગમાંગ વિસ્તારમાં મોકલવા માટે માગણી કરી હતી. પણ શાહ નવાઝખાંની રેજિમેન્ટોએ અત્યાર સુધી એટલું બધું કામ કર્યું હતુ અને એટલી ચારીપાકી હતી કે એને ખાસ આરામ આપવાની જરૂર હતી. એ માટે એમણે આ મોરચાની દક્ષિણે દૂર દૂર ઠેઠ પીનમામા મુકામે માત્ર આ રેજિમેન્ટોને રાખવા માટે ખાસ સગવડ કરી આપી અને વહેલામાં વહેલી તકે માંડલેથી એ મુકામે એ દળોને ઓકટોબર માસમાં ફેરવી આપ્યાં. થાક્યાપાક્યા શાહ નવાઝખાંએ પીનમામા આવીને પોતાના આ જખમી સૈન્યને પાછું વ્યવસ્થિત કરવું શરૂ કર્યું.

એ માટે આઝાદ હિંદ ફોજનું તાજું જ બીજું ડિવિઝન તૈયાર કરવામાં આવ્યું એમાં રંગૂનથી મેજર મહબૂબ અહમદની ગેરીલા રેજિમેન્ટને પુનર્વ્યવસ્થિત કરી, બીજી ઇન્ફન્ટ્રી રેજિમેન્ટ એવું નામ આપીને જોડાતાં મીંગાપુરથી તાજા જ આવેલા મેજર ઢીલોં નહેરુ બ્રિગેડના નામથી જાણીતી ચોથી ગેરીલા રેજિમેન્ટનું નેતૃત્વ લઈને જોડાયા આના જેવા દળોથી ઊભા કરવામાં આવેલાં તાજા ડિવિઝનના સેનાપતિપદે કર્નલ અઝીઝ અહમદને મૂકવામાં આવ્યા.

કર્નલ અઝીઝ અહમદે એ ડિવિઝનનું સેનાપતિ પદ સંભાળ્યાને થોડાક જ દિવસ થયા, ત્યાં શત્રુની જે પ્રવૃત્તિ હવે જોરદાર બની હતી એ હવાઈ આક્રમણમાં ઝડપાઈ ગયા અને ગંભીર રીતે ઘવાઈ ગયા. એમના ડિવિઝનનું સેનાપતિપદ બીજા કોઈ અફસરને આપ્યા વગર છૂટકો ન હતો, અને આવા કટોકટીના મોરચા પર શાહ નવાઝખાં જેવો બીજો સેનાપતિ કોણ મળવાનો હતો?[2]

કર્નલ શાહ નવાઝખાને નવા ડિવિઝનનું (યુનિટ નં ૫૦૨) સેનાપતિપદ ફેબ્રુઆરી માસની ૧૯મી તારીખે સોંપવામાં આવ્યું, એ માટે રંગૂનથી નેતાજી સુભાષચંદ્ર બોઝ પોતે બે દિવસ બાદ ૨૧મી તારીખે શાહ નવાઝખાંના મથક પીનમામામાં આવ્યા નેતાજીએ શાહ નવાઝખાંને કરવા બધી સૂચનાઓ આપી અને એ જ તારીખની મધરાતે પોતાના નેતાજીને સલામ કરીને શાહ નવાઝખાં મોરચા પર ઊપડી ગયા અત્યાર સુધી તેઓ ૧૫૨ નંબરના યુનિટના કમાન્ડર હતા એ સ્થાને લેફ. કર્નલ આર એમ અરશાદને નીમવામાં આવ્યા.

શાહ નવાઝખાં જે મોરચા પર ગયા એ પોપા વિસ્તારમાં હતો આઝાદ હિંદ ફોજ સૌથી છેલ્લે જે મોરચા પર લડી હતી તે આ પોપા વિસ્તારનું ભૌગોલિક મહત્ત્વ સમજી લેવાની જરૂર છે

પોપા માઈલોમાં પડેલો ટેકરીઓનો લાંબો વિસ્તાર છે, તે

પંદાકુની નૈઋત્યે, મીંગ્યાનની દક્ષિણે અને મીટીલાની પશ્ચિમે આવેલો છે. માંડલે છતીને દક્ષિણ તરફ આગળ વધતાં મિત્રરાજ્યોનાં લશ્કરોને રોકવા માટે આ સ્થળ ઘણું જ મહત્ત્વનું છે; કેમકે એની પશ્ચિમે ઇરાવદી નદી વહી જાય છે અને પૂર્વમાં માંડલેની સાથે રેલ્વે-માર્ગથી જોડનારાં મીટીલા-થાઝીનનાં રેલ્વે-જંકશનો છે. એની દક્ષિણે ઠેઠ પીનમામા સુધી રેલ્વેથી સાંકળનારું ક્યુક-પદાંગ રેલ્વે-ટરમીનસ છે.

જો ઇરાવદી શત્રુના હાથમાં પડે તો તેઓ હોડીમાર્ગે ઠેઠ પ્રોમ સુધી આસાનીથી પહોંચી શકે. જો મિટિલા, થાત્રી કે ક્યુક-પદાંગ હાથ પડે તો પીનમામા-લૂન્ગૂ થઈ ને શત્રુસૈન્યો ઠેઠ પેગુ સુધી ઝપાટે રેલ્વે-માર્ગે પહોંચી શકે, આ બે કેન્દ્રો હાથ આવે તો રંગૂન હાથ પડતાં કશી વાર ન લાગે.

આવા મહત્ત્વના માર્ગો શત્રુરાજ્યોના હાથમાં પડતા અટકાવવા માટે પોપાની ટેકરીઓમાં, ભરાઈને માંડલેથી ઊતરનારાં શત્રુ સૈન્યોને રોકી રાખવાનો સારામાં સારો મોરચો હતો. વધારામાં મહિનાઓ સુધી આ ટેકરીઓમાં ભરાઈ રહેવું પડે તો ત્યાં પાણીની પણ વ્યવસ્થા હતી. એટલે જાપાની લશ્કરોએ આઝાદ હિંદ ફોજની સાથે મળીને આ વિસ્તારમાં શત્રુ સૈન્યોને અટકાવી રાખવાનો મોરચો રચ્યો હતો.

શાહ નવાઝખાં પોપા વિસ્તારના ક્યુક-પદાંગ મથકે પહોંચ્યા, ત્યાંથી ઢીલોં સાથે પોપાના રણમોરચે ગયા અને ત્યાંના અફસરોને મુખોમુખ સૂચનાઓ દઈને મીટીલા પાછા આવ્યા.

અહીં ફેબ્રુઆરીની ૨૫મીએ નેતાજી પોતે આવી પહોંચ્યા હતા. શાહ નવાઝખાંએ એમને પોપા વિસ્તારની વિગતો આપી. યુદ્ધના રસિયા નેતાજીએ લડાઈ ચાલતી હતી એ ખુદ પોપા વિસ્તારમાં જવા નિર્ણય કર્યો. પણ એ ખૂનખાર લડાઈમાં પોતાના પ્રાણપ્યારા નેતાજી કદાચ અકસ્માતથી જોખમમાં આવી જાય તો !

ખ્યાલથી શાહ નવાઝખાંએ નેતાજીના આ નિર્ણય સામે મક્કમ વિરોધ નોંધાવ્યો અને મહામહેનતે સમજાવીને નેતાજીને ત્યાં જતા રોક્યા અને પીનમામા મોકલી દીધા.

આ દરમિયાન ઉત્તરે પીનખીન અને પૂર્વે મહલાઈંગ કબજે કરીને શત્રુદળો નીચે આગળ આવી રહ્યા હતાં. એ મોરચા પર શત્રુઓનો સામનો કરવાની યોજનાઓ જાપાની અફસરો સાથે નક્કી કરીને, શાહ નવાઝખાં માર્ચ માસની ૧લી તારીખે પીનમામા મુકામે નેતાજીને મળ્યા અને બીજા ડિવિઝનનો પોતે કામચલાઉ અધિકાર ધારણ કર્યો હતો એનો વિધિસર અધિકાર લેવા માટે રંગૂન પહોંચ્યા.

અહીં શાહ નવાઝખાં બીજી ડિવિઝનનું સેનાપતિ પદ સ્વીકારતા હતા ત્યાં એમને એક દુઃખકારક સમાચાર મળ્યા. કર્નલ ઢીલોંની નીચે લડના પાંચ સિપાહીઓ શત્રુ પક્ષે ચાલ્યા ગયાની ખબર પડી. ખરાખરીની લડાઈ આવી હતી ત્યારે લશ્કરમાં આવી નબળાઈ દેખીને નેતાજીને પારાવાર દુઃખ થયું. આઝાદ હિંદ સેનાની એ નબળાઈ દૂર કરવા માટે એમણે તાબડતોબ પગલાં લીધાં અને ૧૩મી માર્ચના રોજ એક ખાસ જાહેરાત કરી ને જેમને સેનામાંથી નીકળી જવાની ઇચ્છા હોય તેમને તદ્દન છૂટ આપી, પણ એ પછી જો કોઈ આવું બાયલાપણુ બતાવે એને ફોજના કોઈ પણ માણસને ખબર પડે તો સાફ કરવાનો અધિકાર આપ્યો. શિસ્તનો જરા સરખો યે ભંગ થાય તો આવી સ્વયંસેવક ફોજને માટે એ કેવું દૂષણ કહેવાય એ લશ્કર પર બરાબર ઠસાવ્યું.

જેઓ શત્રુપક્ષે ચાલ્યા ગયા હતા તેમના દગા અને શિસ્તભંગ માટે ધિક્કાર ઊભો કરવા ફાવ્યો, નાટકો, ધિક્કાર–સમારંભો રચીને એમને ઉતારી પાડવાની યોજના આપતું એક નવું ફરમાન બહાર

પાડ્યું અને પોતાની ફોજને બરાબર મજબૂત કરવા માટે મોરચા પર જવાની વાત વિચારી

શાહ નવાઝખાંએ ફરીથી નેતાજીને મોરચા પર જતા રોક્યા, એમની વ્યથા સમજીને એવા તત્ત્વ દૂર કરવાનું પોતાને માથે લીધું અને મોરચા પર જઈને બધા સિપાહીઓને એકઠા કરીને જણાવ્યું 'ચોથી ગેરીલા રેજિમેન્ટના થોડા સિપાહીઓ શત્રુપક્ષે ચાલ્યા ગયાના સમાચારથી નેતાજીને પારાવાર વ્યથા થઈ. નેતાજી પોતે આ માટે મોરચા પર આવવા ઇચ્છતા હતા પણ મેં એમને ખાતરી આપી છે કે હું પોતે મોરચા પર જઈ આવીશ અને પરિસ્થિતિ સુધારી લઈશ. આ સમયે સારી દુનિયાની નજર આઝાદ હિંદ ફોજની સામે છે. જો અત્યારે આપણે સ્વાતંત્ર્ય નહિ મેળવી શકીએ તો બીજા સો વરસ સુધી એ નહિ મેળવી શકીએ. એટલે તમારામાંથી જે કોઈ નેતાજીના નેતૃત્વ નીચે મોએ સો ટકા પ્રાણત્યાગ કરવા તૈયાર હો એ જ મોરચા પર રહે. બીજા સૌને પાછળ હટી જવાની છૂટ છે.'

આ રીતે એમણે મોરચા પરની મના પણ બરાબર વ્યવસ્થિત કરી. મોરચા પર લડાઈનો રંગ જામતો જતો હતો. મોરચા પરના એમના સાથીદાર સહગલ અને ઢીલોં બન્ને ભારે જુસ્સાદાર હતા. જાપાનીઓ જ્યારે માત્ર રક્ષણાત્મક જંગ ખેલતા હોય ત્યારે આ બન્ને સરદારો વારંવાર આક્રમણ કરવાની માગણી કરી રહ્યા હતા. શાહ નવાઝખાંએ એ માટે જાપાની અફસરોને મળીને પીનબીન તેમ જ લેગી પર આક્રમણ કરવાની યોજનાઓ માટે મંજૂરી મેળવી.

માર્ચ માસની પંદરમી તારીખે સહગલે ભયંકર હુમલા કરીને પીનબીન શત્રુ પાસેથી લીધું. આ જ હુમલા માટે પાછળથી કર્નલ સહગલ પર આરોપ મૂકવામાં આવ્યો હતો. ઢીલોંના લશ્કરે શત્રુપક્ષના ૧૫ ટેન્કો, ૧૧ આર્મર્ડકાર [illegible] ખટારા સહિત આગળ ધપતા

શત્રુલશ્કરને હાથોહાથની મારામારી લડાઈ કરીને પોતાના પક્ષના પચાસ માણસ મરાયા ત્યાં પાછું હટ્યું

આ સતત વિજયોથી આઝાદ હિંદ ફોજમાં ભારે ઉત્સાહ આવી ગયો શાહ નવાઝખાના આખા ય મોરચા પર ન્યૂગૂ, સીકટીન, મીટીલા, હ્યુક–પહાડ વગેરે મથકો પર લડતની ઝપાઝપીમાં વચ્ચે ફરતા રહ્યા, ક્યારેક ક્યારેક ઝપાઝપીમાં સપડાતા માંડ માંડ છટકીને યોજનાઓ બર લાવતા રહ્યા અને નવા નવા મોરચા રચતા રહ્યા.

આ વિજયોમાં જેમ પોતાના સિપાહીઓ શત્રુના હાથમાં જઈ પડે તે જ પ્રમાણે શત્રુપક્ષના સિપાહીઓ પણ આઝાદ હિંદ સેનાના હાથમાં આવી પડે તે સ્વાભાવિક હતું જાપાનીઓ આ રીતે પકડાયેલા શત્રુ–સિપાહીઓ સાથે જરા યે સારો વ્યવહાર ન રાખતા. ક્યારેક તો એમને ભથ્થું ન આપવું પડે એ માટે મારી યે નાખતા પણ શાહ નવાઝખાએ એક ખેલદિલ સિપાહીની અદાથી બ્રિટિશ લશ્કરના જે સિપાહીઓ પકડવામાં આવે તેમને યુદ્ધ–કેદી તરીકે સંપૂર્ણપણે સાચવવાનો પોતાના સિપાહીઓને હુકમ આપ્યો હતો, તેમ જ વિષમ પરિસ્થિતિમાં યે તેમને બરાબર સાચવ્યા હતા

એમની મોરચા રચવાની દૃષ્ટિ કેવી ચોક્કસ હતી એ એમની તથા સહગલની ડાયરીના એક પ્રસંગમાંથી મળી આવે છે

તા ૨૮મી માર્ચના રોજ શાહ નવાઝે સહગલને મળવા બોલાવેલા સહગલને લાગતું હતું કે શત્રુની વેલોંગ તરફથી વળતો હલ્લો કરે તેવી સંભાવના છે અને એ માટે એમણે યોજના રચી રાખી હતી પણ શાહ નવાઝખાનો ખ્યાલ હતો કે શત્રુદળો પીનમીન-સોનીન રસ્તા તરફથી વળતો હલ્લો કરે તેમ છે. સહગલે આ ખ્યાલ સામે વાંધો નોંધાવ્યો, પણ ઉપરી સેનાપતિ તરીકે શાહ નવાઝખાની યોજના અનુસારનો હુકમ અમલમાં મૂક્યો

બીજે દિવસે શાહ નવાઝખાએ ખ્યાલ બાંધ્યો હતો એ જ બાજુથી જબરો હલ્લો આવ્યો ખુદ સહગલ પોતે એ હલ્લામા ઘેરાઈ ગયા, પણ બીજે દિવસે પોતાની મોટર વગેરે મૂકીને કુશળતાપૂર્વક એમાથી છટકીને બહાર આવતા રહ્યા એ પછી થોડા જ વખતે એ મોટરો પાછી મેળવી લેવામા આવી

આવી બહાદુરીથી આઝાદ હિંદ ફોજના દળો લડી રહ્યા હતા અને મિત્ર રાજ્યોના લશ્કરોને દોઢ દોઢ માસથી આ મહત્ત્વના મોરચા પર થંભાવીને ખડકની માફક ઊભા હતા પણ હવે મિત્ર રાજ્યોના લશ્કરોએ ગજબની સખ્યા–સરસાઈ તેમ જ હથિયાર–સરસાઈ મેળવી લીધી હતી મજબૂત ટેન્કો, આર્મર્ડ મોટરો, મશીનગનો સહિત ગજબની સખ્યામા શત્રુદળો હલ્લા કરી રહ્યા હતા એમની મદદમા હવાઈ જહાજમાથી ખૂનખાર બૉમ્બમારો થઈ રહ્યા હતા લડાઈનુ પલ્લું મિત્રરાજ્યો તરફ ઢળતુ જતુ હતુ જાપાનીઓ પોતાના દળોને બચાવીને માત્ર સરક્ષણ–હરોળોનો મોરચો અમલમા મૂકી રહ્યા હતા

આ બધા કારણોએ આઝાદ હિંદ ફોજમા રહેલા નબળા સિપાહીઓ પર માઠી અસર કરી અર્થહીન મોતને ભેટવાને બદલે તેઓ શત્રુપક્ષે ચાલ્યા જવા લાગ્યા આ સમાચારોથી દુખ પામીને શાહ નવાઝખાએ સહગલ તથા ઢીલો સાથે મળીને ફોજમાથી એવા તત્ત્વો ગાળી કાઢી સેનાને વારવાર વ્યવસ્થિત કરવાના પ્રયત્નો કરી જોયા. પોતાના લશ્કરોને પણ મોટા વિસ્તારમા આક્રમણની યોજના છોડીને સરક્ષણ–હરોળો પર મૂકી દીધા

આ વખતે તો ક્યારેક ક્યારેક ૫૦ ટેન્કો, ૧૦ મશીનગનો અને હજાર હજાર સિપાહીઓના સબળા શત્રુ–હલ્લા સામે વળતા હલ્લા કરીને, શત્રુદળો વચ્ચે ઘેરાઈ જવા છતા એમાથી યે છટકીને આઝાદ હિન્દ ફોજના દળો સામનો કરી રહ્યા હતા પણ હવે એમની શક્તિની

જણાવ્યું ઉપરાંત તેમને પાછા ફરતા ખાના માટે પૂરતા ભથ્થાની પણ સોંપણી કરી દીધી

આ નિર્ણય એમણે મોરચા પર ફરીને ત્યાં વડના બધા દળોને જણાવ્યો

આ માટે એમણે હુકમ આપ્યા, પણ વિશાળ વિસ્તારમાં પથરાઈ જવાને કારણે જુદા જુદા દળોને ડિવિઝનના મુખ્ય મથક સાથે વ્યવહાર ન રહે એવા સંજોગોમાં, શાહ નવાઝખાએ ડિવિઝનના કમાન્ડર તરીકે શિસ્તભંગ બેવફાઈ નાનુપણે ચાલ્યા જવાના કે એવા ગંભીર ગુના માટે મોત સુધીની સજા આપવાની સત્તા શાહ નવાઝખાએ ૧૦મી એપ્રિલે ડિવિઝનના કમાન્ડર તરીકે રેજિમેન્ટલ કમાન્ડરને હુકમ આપી અને મત્ત શકાસ્પદ કિસ્સામાં કે મુખ્ય મથક સાથે વ્યવહાર શક્ય હોય ત્યાં મનાઈ લેવાની સૂચના આપી દીધી

આ રીતે આકસ્મિક સંજોગોમાં શુ કરવું એની સંપૂર્ણ વ્યવસ્થા કરીને એપ્રિલ માસની ૧૨મી તારીખે શાહ નવાઝખાએ પીછેહઠની નીતિ અમલમાં મૂકી ૩ દિવસ એમણે પોપામાં ગાળ્યો ભારેમાં ભારે બોમ્બમારા આ દિવસ રહ્યો, મધરાત બાદ બે વાગે એ વિસ્તારથી તેઓ ચાલી નીકળ્યા, રસ્તામાં શત્રુ જોએ એમને ઘેરી લીધા, એમ થી ફરીને બીજો માર્ગ લીધો તો ત્યાં યે એમના પર ગોળીબાર થયા જેમ થી તે છટકીને છૌકસ નામની એ ધારે ફૂચ બાદ બીજે દિવસે ૮ વાગ ઈન્દાવાકી ગામે પહોચ્યા

આજથી શાહ નવાઝખાએ પીછેહઠ કરી અને એમને પાછે શત્રુસેનાએ પાછળ પડી, અન્ય સ્થાનોની એમને વારંવાર ઘેરી રહી પણ ક્યારેક રાતો કે ના ડગતા, તો ક્યારેક નદીને સામે પાર થઈને શત્રુની નજર સામેથી ચાલ્યા જતા, ક્યારેક રાતની રાત ફરી યે મજલ કાપીને સવાર થ્યા યે પહોચી જતા, તો ક્યારેક શત્રુસેનાની

વચ્ચે થઈને પસાર થઈ જતા શાહ નવાઝખાં શત્રુદળોને હાથતાળી દઈને છટકતા છટકતા સવા સવા માસ સુધી સેંકડો માઈલ પગ નીચે ખૂંદતા પીછેહઠ કરતા રહ્યા. આ રીતે અંગ્રેજ સરકારના હાથમાંથી સરીને આટલાં સબળ સૈન્યની સામેથી છટકી જનાર ઇતિહાસમાં ૧૮૫૭ના બળવા વખતે તાત્યાટોપેનો દાખલો નોંધાયો છે. એ પછી બીજો દાખલો બર્માની ધરતી પર શાહ નવાઝખાંએ નોંધાવ્યો.

એપ્રિલની ૧૦મી તારીખે પાછળ ઘેરાઈ ગયેલા સહગલ તેમને આવી મળ્યા અને રાતના નવ વાગે ત્યાંથી ઊપડીને બીજે દિવસે આઠ વાગે પૂગી નામે ગામ પહોંચ્યા. અહીં એક દિવસ કુંગીના મઠમાં ગાળીને પોતાના થાક્યાપાક્યાં લશ્કરોને લઈને સલામત મનાતા યેનાંગ-ગ્યાઉંગ તરફ ઊપડયા. પણ તેમના લખવા પ્રમાણે 'British' forces seem to be converging from all-sides......wonder if we will get through : બ્રિટિશ લશ્કરો ચારે બાજુથી ઘેરી રહ્યાં છે, એમાંથી સલામત નીકળી જવાય તો આશ્ચર્ય !

એવા ઘેરાગાથી છટકીને ૧૮મી તારીખે માગ્વે, પહોંચ્યા, માગ્વેની પૂર્વ બાજુ ટૂંગડીંગી બ્રિટિશ દળોએ લઈ લેતાં એમનાં દળોએ સામો હલ્લો કર્યો, પણ પાછા હઠવું પડયું. અને ઈરાવદી નદીને સામે પાર ઊતરી ગયા. ત્યાં પાછળના ભાગે ઊતર્યા, પણ પાછા ફરીને એની સામે હલ્લો કર્યો. બીજે દિવસે બ્રિટિશ દળો ટેન્કો સહિત આવી પહોંચ્યાં એટલે માગ્વે બપોરના ત્રણ વાગે છોડીને બીજા દિવસ સવાર સુધી કૂચ કરતા ફરી વાર કાગ્ન મુકામે ઈરાવદી પાર કરીને દક્ષિણ તરફ ચાલી નીકળ્યા.

આ રીતે કૂચ કરતા કરતા શાહ નવાઝખાં એમને ત્યાં છોડીને મિન્ડે ગામ પહોંચ્યા. અહીં આગળ ગયેલાં તથા પાછળ રહેલાં

સૈન્યોના સમાચાર મેળવીને આગળ વધ્યા અને મે માસની ૧લી તારીખે હૈઠ પ્રોમની ઉત્તરે પાંચ માઈલ દૂર એક ગામ આવી પહોંચ્યા. અહીં એમણે એક દિવસ ગાળ્યો. અહીં એમને સમાચાર મળ્યા કે નેતાજી તેમ જ આઝાદ હિંદ સરકાર ૨૪મી એપ્રિલે રંગૂન છોડી ગયા છે અને અમુક સૈન્યો રંગૂનમાં રાખીને બાકીના મોલમીન તરફ ઊપડી ચૂક્યાં છે. આ વખતે એલેમ્પો પાસે સહગલ પાછળ રહી ગયા હતા. જ્યાંથી એ ૨૮મી એપ્રિલના રોજ બ્રિટિશ દળોને શરણે થઈ ગયાના સમાચાર આવી પહોંચ્યા. પોતાના એક જબરા સાથી પકડાવા છતાં શાહ નવાઝે આગળ જ વધવાનો નિર્ણય કર્યો. પોતાની પાસે ભથ્થું રહ્યું ન હતું. દવાદારૂનાં સાધન તો શાનાં જ હોય? એટલે મેજર રંગનાયનને હસ્તક જખમી તથા આજાર સિપાહીઓને સોંપીને પોતે આગળ ચાલી નીકળ્યા.

અહીંથી તેઓ ટૂન્ગૂ તરફ આગળ વધ્યા; કેમકે જાપાનીઓના કહેવા મુજબ ટૂન્ગૂ એમના હાથમાં હતું, એટલે એ માર્ગે થઈને પૂર્વ બાજુ સિયામ તરફ પહોંચી જવાની શાહ નવાઝખાંએ યોજના કરી. પણ શાહ નવાઝખાં બ્રિટિશ દળોથી ઘેરાઈ ગયા. ટૂન્ગૂ બ્રિટિશ દળોના હાથમા પડ્યાના સમાચારે પોતાનો રાહ બદલીને એ પ્રોમ તરફ દક્ષિણ બાજુ ઊપડ્યા.

આ વખતે જાપાનીઓ આઝાદ હિંદ સેનાના દળોને ફરીથી ખુદાને ભરોસે મૂકીને એકલા ભાગી નીકળ્યા. વરસતા વરસાદમાં, ક્યારેક નદીકાંઠે તો ક્યારેક ઝૂંપડાંમાં રાત ગાળતા શાહ નવાઝખાં બાગવાડીની દક્ષિણે એકયો થઈને ઊભી મેરો પોતાના દળ સહિત અને એક માત્ર સાથીદાર ઢીલોં સાથે રેઃ રેક્ચીની ઉત્તરે દસ માઈલ એક ગામે પહોંચ્યા.

એ જ રાતે રેક્ચી પહોંચ્યા અને મધરાતે રંગૂન તરફ જવા

નીકળ્યા, પણ રંગૂન પર શત્રુદળો ૨૭ મેની તારીખે ઊતરી ચૂક્યાં હતાં. રંગૂનનો કબજો લેવાઈ ગયો હતો, અન્ય દળો ઊતરીને આગળ વધી રહ્યાં હતાં અને બધા રસ્તા ઘેરાઈ ગયા હતા એટલે શાહ નવાઝખાંએ રાહ બદલી નાખ્યો. પેગુ પહોંચવા માટે પૂર્વ બાજુ વાટા મુકામે એ પહોંચ્યા, પણ અહીં આવતાં ખબર પડી કે પેગુ તો દસ દિવસ પહેલાથી શત્રુઓના હાથમાં જઈ પડ્યું છે.

તો યે પેગુની ઉત્તરે થઈને મોલમીન તરફ ઊતરી જવાની એમણે યોજના કરી. પણ એમનાં નિરક્ષક દળોએ ખબર આપ્યા કે પેગુની ઉત્તરે મોલમીન તરફ જવાના કેન્દ્રસમા વાવ ગામનો બ્રિટિશરોએ કબજો લઈ લીધો છે.

હવે એમના પોતાના લખવા મુજબ 'Now seems to be practically no chance of getting through...હવે મને લાગે છે કે નીકળી જવાની કોઈ પણ તક રહી નથી.'

આ પછી યે એમણે નિરીક્ષક દળોને તપાસ કરવા મોકલ્યાં. શત્રુપક્ષના સંપૂર્ણ સમાચાર આવ્યા. એ પ્રમાણે 'Appears to me that *we are completely cut off......No why to* escape અમારો વ્યવહાર ચારે તરફથી સંપૂર્ણપણે કપાઈ ગયો છે. છટકી જવાનો કોઈ જ રસ્તો નથી.'

આવી સ્થિતિ જાણ્યા પછી એમણે જંગલમાં જઈને પોતાનાં રહ્યાંસહ્યાં સમગ્ર દળોને પૂરી પરિસ્થિતિથી વાકેફ કર્યાં. મોટા ભાગે આ સ્થિતિમાં હવે બ્રિટિશરોના હાથમાં યુદ્ધ-કેદી તરીકે સોંપાઈ જવાનો નિર્ણય કર્યો. પણ પોતે લખે છે, કે 'હજી હું શરણે થવા માટે તૈયાર નથી. એ કરતાં બર્માનાં જંગલોમાં થોડો વધારે વખત ભટકવું પસંદ કરીશ.'

પોતાની નીચેનાં દળોમાંથી જેઓ શરણે થવા માગતાં હતાં

એમને મેજર જાગીરની સરદારી નીચે વ્યવસ્થિત રીતે શરણે થવા મોકલ્યાં અને આવી પરિસ્થિતિમાં યે પોતાની પડખે ઊભા રહેવા માગનાર બહાદુર સાથી કર્નલ ઢીલોં, મેજર મહેરદાસ અને ૮૦ સાથીદારો સાથે 'કિસ્મતમાં શું માંડયું છે એ જોવા' આગળ ચાલી નીકળ્યા.

મે માસની ૧૪મી તારીખે સાંજે ચાર વાગે પેગુથી સાત માઇલ પશ્ચિમે દૂર એક ગામેથી નીકળીને ૧૭ માઇલ દૂર લેગા ગામે પહોંચ્યા. અહીંના જંગલોમાં કેટલા યે જાપાનીઓ પણ ઘેરાઈ ગયા હતા. આસપાસનાં ગામોમાં વસતી બરમી પ્રજા બ્રિટિશ-તરફી થઈ ચૂકી હતી. એમની વચ્ચેથી છટકતા છટકતા શાહ નવાઝખાં ઢીલોં અને બાકી રહેલા ૪૯ સાથીઓ સાથે ત્રણ ત્રણ દિવસ સુધી જંગલમાં કૂચ કરતા કરતા ૧૭મી મેએ મધરાતે સીટ પીઝીક્સ ગામે પહોંચ્યા. પણ આ ગામ પહેલી પંજાબ રેજિમેન્ટના કબજામાં આવી ગયું હતું. ગામમાં પ્રવેશ કરતાં જ પંદરેક વાર દૂરથી એમના પર ગોળીબાર થયા, એમને રસ્તો બતાવવા માટે એક નાગરિક વળાવિયો સાથે લીધો એ ગોળીબારમાં મરી ગયો, શાહ નવાઝખાંએ ઝપાઝપીમાં પોતાની બેગ ગુમાવી અને સાથીદારો સહિત જંગલમાં છટકી ગયા.

એ આખી રત જંગલમાં ગાળી અને સવારના આઠ વાગે ચાલી નીકળ્યા, પણ બધા રસ્તા ઘેરાઈ ગયા હતા. એમાંથી યે માર્ગ કાઢતા સવારના આઠથી સાંજના ૭ સુધી દસ દસ કલાક સુધી શાહ નવાઝખાં કૂચ કરતા રહ્યા. પણ શત્રુસૈનિકોને એમની ખબર પડી ગઈ હતી. તેઓ મોટાં દળોમાં પગલાં દબાવતા પાછળ પડી રહ્યા હતા અને શાહ નવાઝખાંને ચારે બાજુથી ઘેરવાના પ્રયાસ કરતા બિછાવી રહ્યા હતા.

છેવટે મે માસની ૧૮મી તારીખે શાહ નવાઝખાં ચારે પાસ

મજબૂત દળોથી ઘેરાઈ ગયા અને સાંજે ૭ વાગે પહેલી પંજાબ રેજિમેન્ટના હાથમાં જઈ પડ્યા. એમણે તેમને કેદ પકડ્યા અને એ જ દિવસે પેગુ મથકની જેલમાં મોકલી દીધા.

આ રીતે, આઝાદ હિન્દ ફોજમાં સૌથી પ્રથમ આક્રમણ કરીને આરાકાન પસાર કરી હિંદની સરહદ પર પગ મૂકનાર, હાકા-ફાલમથી માંડીને ઈમ્ફાલ-કોહીમા સુધી ચાર ચાર માસ સુધી લડનાર, એ પછી ફરીથી પોપા-વિસ્તારમાં ત્રણ-ત્રણ માસ સુધી ઝઝૂમનાર, આઝાદ હિન્દ ફોજમાં લેફ્ટેનન્ટથી માંડીને લેફ. કર્નલ, કર્નલ. અને છેવટ મેજર જનરલના માનવંત હોદ્દા સુધી પહોંચનાર શાહ નવાઝખાં બર્માની ધરતી પર ૩૦૦૦ હજાર માઇલની કૂચ બાદ ૧૯૪૫ના મે માસની ૧૮મી તારીખે બ્રિટિશ દળોના હાથમાં જઈ પડ્યા અને બર્માની ધરતી પર આઝાદ હિન્દ ફોજના સંગ્રામની સુવર્ણ-તવારીખ એ તારીખે સંપૂર્ણ થઈ.

૭

## ઐતિહાસિક મુકદ્દમો

શાહ નવાઝખાંને પેગુની જેલમાં થોડા દિવસ રાખ્યા બાદ, એમની સાથેનાં માણસોથી જુદા પાડીને ઢીલોં સાથે દિલ્હી લાવવામાં આવ્યા અને સહગલ વગેરે અગાઉ પકડાયેલા આઝાદ હિંદ સેનાના ૨૦-૨૨ અન્ય અધિકારીઓને જ્યાં રાખવામાં આવ્યા હતા તે લાલ કિલ્લા બહાર સલીમાગઢ નામના કાંટાળા-તારરક્ષિત મકાનમાં પરહેજ રાખવામાં આવ્યા. અહીં એમને ૧૯૪૫ના જુલાઈની ૧૧મી તારીખે C. S D. I. C.ના ટૂંકા નામથી ઓળખાતા, Combined Services, Detailed Interrogation Centre, Delhi—

જેમના પર કોર્ટ-માર્શલ જેવો ગંભીર કેસ ચલાવવાનો હોય તેની તપાસ ચલાવવા માટે પ્રશ્નોત્તરી કરનાર દિલ્હીના ફોજી ખાતાને સુપરત કરવામાં આવ્યા.

શાહ નવાઝખાં આ ખાતા હસ્તક હતા, ત્યારે આરાકાનના પહાડોમાં તેમજ ખુદ હિન્દની ધરતી પર મણિપુરનાં મેદાનોમાં હિંદી

સ્વાતંત્ર્ય અર્થે લોહીની નદીઓ વહાવી ગયેલા તેમ જ જાપાનીઓ જ્યારે પોતાની યોજના અનુસાર ચાલ્યા ગયા ત્યારે વિજયની કશી આશા ન હતી છતાં યે પોપાથી પેગુ સુધી લોહી પાથરતા ગયેલ બહાદુર સેનાપતિ શાહ નવાઝખા, આઝાદ હિંદ ફોજ, આઝાદ હિંદ સરકાર કે એ સૌના પ્રેરણામૂર્તિ નેતાજી સુભાષચંદ્ર બોઝ વિષે હિંદી પ્રજા તો તદ્દન અંધકારમા હતી. એમની આડો અને હિંદની પ્રજા આડો સરકારી પ્રતિબંધનો ગાઢ અંધારપિછોડો બિછાવાઈ ગયો હતો.

પણ ત્રણ ત્રણ વરસની જેલમાંથી છૂટીને કાશ્મીરમાં થોડા દહાડા આરામના ગાળવા ગયેલા અને હિંદના રાષ્ટ્રીય કે અન્ય આંતરરાષ્ટ્રીય મહત્ત્વના પ્રશ્નો પર સર્વોદિત નજર રાખનાર પંડિત જવાહરલાલ નેહરુએ કાશ્મીરથી પાછા વળતાં આઝાદ હિન્દ ફોજના સિપાહીઓને અંધકારમાં ગોંધી રાખનાર હિંદી સરકારની નીતિ ઉઘાડી પાડતું નિવેદન કર્યું. તેમાં હિંદની આઝાદીની એક માત્ર આરઝૂ ખાતર મોતના ખૂનખાર જંગ ખેલનાર એ ભડવીરો પર અંધારે ખૂણે મુકદ્દમા ચલાવીને અજાણ્યા અંજામમાં પહોંચાડી દેવા કરતાં એમના મુકદ્દમા જાહેરમાં ચલાવવાની પં. જવાહરે માગણી કરી.

આ એક માત્ર નિવેદનથી સમગ્ર હિન્દી જનતામાં આઝાદ હિન્દ ફોજ માટે અકલ્પ્ય ચેતના જાગી ગઈ. હિન્દી સરકારની કોઈ દુર્ભાગી પળે તેમ જ હિંદી જનતાની કોઈ સુભાગી પળે હિન્દી સરકારે આઝાદ હિન્દ ફોજના દોષિત સિપાહીઓ પર જાહેર મુકદ્દમા ચલાવવાનો નિર્ણય કર્યો.

એમાં સૌથી પ્રથમ, સેનાપતિ શાહ નવાઝખાં તથા એમના બહાદુર સાથી–સરદારો સહગલ તેમ જ ઢીલોં પર સાથે જ મુકદ્દમો ચલાવવાનો નિર્ણય કરવામાં આવ્યો. સરકારને એવો કંઈક ખ્યાલ હશે કે આઝાદ હિંદ ફોજના આ ત્રણે અફસરો પર મુખ્યત્વે હિંદની

શાહી સરકાર સામે યુદ્ધ ચલાવવાનો તેમ જ અન્ય ગુનાઓ તો સહેલાઈથી સાબિત કરી શકાશે અને એ પછી આઝાદ હિંદ ફોજના અન્ય સૈનિકો માટેનો માર્ગ તદ્દન સરળ થઈ જશે. પણ માત્ર અમલદારી ખ્યાલ અને તોર પર મુસ્તાક રહેલી સરકાર આ બાબતમાં પ્રજાનાં અકલ્પ્ય બળો ન કલ્પી શકી અને થાપ ખાઈ બેઠી.

એક બાજુ પં. જવાહર આ મુકદ્દમાઓને જાહેરમાં ચલાવવાની માગણી કરીને કૉંગ્રેસ પાસે આ મુકદ્દમો ચલાવવા માટે બચાવસમિતિ રચવાની પૂના મુકામે મંત્રણા કરી રહ્યા હતા, ત્યાં બીજી બાજુ આ ત્રણ આરોપીઓમાંથી એક આરોપી સહગલના પિતા—લાહોર હાઈકૉર્ટના માજી જજ સર અચ્છુરામે પોતાના પુત્ર સહિત આ ત્રણે અફસરોનો મુકદ્દમો ચલાવવા માટે મુંબઈ શ્રી. ભૂલાભાઈ દેસાઈ પર તાર કર્યો. સર અચ્છુરામને ન્યાયાધિકારી તરીકે ખ્યાલ આવ્યો હતો કે આવો ગંભીર મુકદ્દમો ચલાવનાર કુશળ વકીલ સમગ્ર હિંદમાં શ્રી. ભૂલાભાઈ દેસાઈ જેવા કોઈ નથી, એ માટે એમણે શ્રી. ભૂલાભાઈને મિત્રસંબંધે બચાવ કરવા ખાસ આગ્રહ કર્યો. પુત્રવત્સલ પિતાને ખ્યાલ હતો કે આવા ગંભીર મુકદ્દમામાં મોતની સજા સિવાય બીજો કોઈ અંજામ નથી અને એ અંજામમાંથી એક જ વકીલ બચાવી શકે તેવી સંભાવના છે અને તે શ્રી. ભૂલાભાઈ.

શ્રી. ભૂલાભાઈને આ તાર મળતાં પૂના મુકામે આ મુદ્દા માટે સંતલસ કરતી કૉંગ્રેસ કારોબારી પાસે પહોંચ્યા; સર અચ્છુરામનો તાર કારોબારી સમક્ષ રજૂ કર્યો. વિચારણા બાદ કૉંગ્રેસ કારોબારી સમિતિ તરફથી આઝાદ હિંદ ફોજના અફસરો તેમ જ સિપાહીઓ માટે ચાલનાર મુકદ્દમાઓનો બચાવ કરવા માટે સમગ્ર હિંદના અવ્વલ દરજ્જાના વકીલોની એક બચાવસમિતિ રચવામાં આવી. પ્રથમ મુકદ્દમાનો બચાવ કરવાનો મુખ્ય ભાર શ્રી. ભૂલાભાઈ દેસાઈ પર નાખવામાં આવ્યો, જે એમણે રાજીખુશીથી સ્વીકાર્યો.

૧૯૪૫ના નવેંબર માસની ૫મી તારીખે, બરાબર ૨૦૦૨ના સાલ મુબારકના દિને હિંદી તવારીખમાં ઐતિહાસિક બની ચૂકેલા દિલ્હીના લાલ કિલ્લાની એક લશ્કરી 'બેરેક'–ઇમારતને બીજે માળે શાહ નવાઝખાં, સહગલ તથા ઢીલોંનો મુકદ્દમો ફોજી કાનૂન અનુસાર મેજર–જનરલ બ્લેકસલેન્ડના પ્રમુખપદે લશ્કરી અધિકારીઓની અદાલત સમક્ષ શરૂ થયો. એમાં જજ એડવોકેટ તરીકે કર્નલ કેરીન હતા, ફરિયાદપક્ષના મુખ્ય વકીલ તરીકે સર નોશીરવાન એન્જીનિયર હતા અને બચાવપક્ષે મુખ્યત્વે શ્રી. ભૂલાભાઈ દેસાઈ હતા. પ્રથમ દિવસે બચાવસમિતિના આગેવાન સભ્ય તરીકે સર ટી. બી. સપ્રુએ હાજરી આપી હતી. ૨૩ વર્ષ પહેલાં પોતાની બેરિસ્ટરીનો ઊંચો મૂકેલો કાળો ઝભ્ભો પહેરીને પં. જવાહરલાલ નેહરુ પણ આજે હાજર રહ્યા હતા.

સોગંદવિધિ વગેરે જરૂરી વિધિ પતી ગયા બાદ જજ–એડવોકેટે ત્રણે આરોપીઓ સામે એક સાથે ઘડવામાં આવેલું દસ આરોપોનું આરોપનામું વાંચી સંભળાવ્યું. આમાં શાહ નવાઝખાં સામે હિંદી ફોજદારી કાયદાની કલમ ૧૨૧ પ્રમાણે હિંદના રાજા તેમ જ શહેનશાહ સામે સીંગાપુર, મલાયામાં, રંગૂન તથા બર્મામાં, પોપા તેમ જ કયૂક–પદાંગ પાસેના વિસ્તારમાં ૧૯૪૨ના સપ્ટેંબરથી ૧૯૪૫ના એપ્રિલ સુધીમાં યુદ્ધ ચલાવવાના નાગરિક ગુનાના તેમ જ ૧૯૪૫ના માર્ચ માસની ૨૯મી તારીખ આસપાસ તોપચી મહમ્મદ હુસેનનું ખૂન કરાવવાના ગુનાનો આરોપ મૂકવામાં આવ્યો હતો. સહગલ તથા ઢીલોં પર અન્ય ચાર ચાર ગુનાના આરોપો હતા. ત્રણે અફસરોએ એ તમામ ગુનાના આરોપોના જવાબમાં મક્કમપણે બિનગુનેગાર હોવાનું જણાવ્યું, એ પછી મુકદ્દમો આગળ ચાલ્યો.

આ મુકદ્દમો ૧૯૪૫ના નવેંબર માસની ૫મી તારીખથી ડિસેંબર માસની ૩૧મી તારીખ સુધી ચાલ્યો, જેમાં ફરિયાદપક્ષના

૭મી ડિસેમ્બર સુધીમાં ૩૦ સાક્ષીઓની જુબાની લેવામાં આવી. ત્રણે ય આરોપી અફસરોએ પોતાના નિવેદન ૭મી ડિસેમ્બરે વાંચી સંભળાવ્યાં.

આમાં શાહ નવાઝખાંનું નિવેદન સૌથી વધારે વિસ્તારવાળું હતું. એ નિવેદનમાં હકીકતોનો એક ઇતિહાસ તો પડ્યો જ છે, પણ અન્ય રીતે જોઈએ તો, એ નિવેદન કોઈ સમર્થ નવલકથાકાર સમર્થ પાત્રનો ઉત્તરોત્તર ક્રમિક પલટો બતાવતો હોય એવું જાણે જીવંત અને આબેહૂબ ઉદાહરણ છે. શાહ નવાઝખાનો પ્રથમ તબક્કો પોતાની કૂળપરંપરાગત વફાદારીને કારણે તેમ જ જાપાનીઓ પ્રત્યેના અવિશ્વાસને કારણે પહેલી આઝાદ હિંદ ફોજમાં ન જોડાવાનો તેમ જ એનો હાડોહાડ વિરોધ કરીને અન્યને પણ એમાં જોડાતા અટકાવવાનો છે. શાહ નવાઝખાંનો બીજો તબક્કો, જ્યારે એમને લાગ્યું કે આઝાદ હિંદ ફોજ રચાય જ છે ત્યારે એમાં જોડાઈને પોતાનાં માણસોને જાપાનીઓના હાથમાં રમકડાં થતાં અટકાવવાનો, તેમ જ જાપાનીઓ હિંદની ધરતિ પર પહોંચે ત્યારે હિંદી ઓરતોની આબરૂ બચાવવા માટે આઝાદ હિંદ ફોજમાં જોડાવાનો છે એ પછી ત્રીજો તબક્કો નેતાજી સિંગાપુર આવ્યા, બાદ નેતાજીના ભાષણોથી એમણે હિંદને સાચા સ્વરૂપમાં નીરખીને –રાજધર્મ કે રાષ્ટ્રધર્મ ? — એવા બે ધર્મમાંથી રાષ્ટ્રધર્મને વફાદાર રહેવાનો નિર્ણય કર્યો ત્યાંથી શરૂ થાય છે. એ નિર્ણય કર્યા બાદ એમણે નેતાજીને ઈમાનનો કોલ દીધો કે દેશને ખાતર હું મારી જાનનું બલિદાન આપીશ.

આ કોલને શબ્દશ: અમલમાં મૂકીને એમણે બ્રિટિશ લશ્કરો સામે અંત સુધી આખર સુધી મોતની પરવાહ કર્યા વગર લડીને સાચો કરી બતાવ્યો. એ માટે ત્રણેય અફસરો સામે તહોમતનામું મૂકવામાં આવેલું તેમાં પરંતુ આરોપ શાહ નવાઝખાં પર રાજા સામે યુદ્ધ ચલાવવાના ગુનાનો મૂકવામાં આવ્યો. તેના જવાબમાં કહ્યું, કે—

મહમ્મદ હુસેન તથા એના સાથીઓને, તેમની સામે કાઇમ રિપોર્ટ ઘડવામાં નહિ આવેલો હોઈને મારી સામે માત્ર અવિધિસર ખડા કરવામાં આવેલા. મે મહમ્મદ હુસેનને સખત ઠપકો આપેલો, અને કહેલુ કે તમે એવો ગુનો કર્યો છે કે જે માટે તમને ગોળીએ દઈ શકાય અને દેવા પણ જોઈએ. છતા યે મેં વાત ત્યાં પડતી મૂકેલી અને કહેલું કે આ માણસ ફરીથી આવો ગુનો આચરે તો એને મારી સમક્ષ યા યોગ્ય સત્તાવાળા સમક્ષ વિધિસર રજૂ કરજો. પણ એ કેસ ફરીથી મારી સમક્ષ આવ્યો ન હતો; કેમકે કલ્પેલી સંભાવના કદી ઊભી જ થઈ ન હતી.'

એમનાં આ નિવેદન બાદ ૮મી ડિસેમ્બરથી ૧૩મી ડિસેમ્બર સુધી બચાવપક્ષના ૧૨ સાક્ષીઓની જુબાની લેવામાં આવી. ત્યાર બાદ, ઝાંસીની રાણી રેજિમેન્ટનાં કર્નલ લક્ષ્મી તેમ જ અન્ય સાક્ષીઓની જુ[illegible]ની લેવાની રીતસર જાહેરાત થઈ હતી, પણ ખુદ ફરિયાદપક્ષના [illegible] જ આપેલી જુબાનીથી પોતાના બચાવને પૂરતુ સમર્થન મળી [illegible]ને શ્રી. ભૂલાભાઈ દેસાઈએ વધારે સાક્ષીઓની જુબાની [illegible]ની મૂકી

'લડાઈમાં ભાગ લીધાનો હું ઇન્કાર નથી કરતો, પણ સુધરેલી લડાઈના કાનૂનોને અનુસરીને પોતાના મુલકની આઝાદી ખાતર યુદ્ધ ચલાવનાર આરમી–એ–હકૂમત–એ–આઝાદ હિંદના કાનૂન વિદિત લશ્કરી ફોજના એક સભ્ય તરીકે લડેલો; તેથી કોર્ટ માર્શલ કે અન્ય કોઈ પણ અદાલતથી જેને માટે કેસ ચલાવી શકાય એવો કોઈ ગુનો મેં આચર્યો નથી.'

સંયુક્ત તહોમતનામામાં દસમો તેમ જ શાહ નવાઝખાં પર બીજો આરોપ ખાઝનશાહ તથા આમાસિંહને હાથે તોપચી મહમ્મદ હુસેનનું ખૂન કરાવવાના ગુનાનો મૂકવામાં આવ્યો હતો. તેના જવાબમા શાહ નવાઝખાએ જણાવ્યુ કે—

'ખૂન કરાવવાના આરોપ સંબંધે મારે એ કહેવાનું કે, જે હકીકતોના આક્ષેપો કરવામાં આવ્યા છે એ સાચા હોય તો પણ હું ગુનાનો અપરાધી ઠરતો નથી. મહમ્મદ હુસેન આઝાદ હિંદ ફોજમાં સ્વેચ્છાથી જોડાયેલ અને એમણે સ્વેચ્છાએ પોતાની જાતને એની શિસ્તને અધીન કરેલી.

તેમણે, તેમના કબૂલ કરવા પ્રમાણે પલાયન થઈ જવાનો તેમ જ અન્યને પલાયન થઈ જવા લલચાવવાનો, બરાબર ટોળકીની પ્રપેે પ્રયત્ન કરેલો. આઝાદ હિંદ ફોજમાંથી પલાયન થઈ જવામાં એ સફળ થયા હોત તો મારા આધિપત્ય નીચેનાં લશ્કરો સંબધે શત્રુઓ પાસે બધી જ માહિતી લઈ ગયા હોત, જેને પરિણામે અમારી સંપૂર્ણ ખાના-ખરાબી થાત. આઝાદ હિંદ ફોજના કાનૂન અનુસાર તેમ જ સુધરેલા દેશોના લશ્કરી કાનૂન અનુસાર તેમણે જે ગુનો કરવાનો પ્રયાસ કરેલો તે અધમમાં અધમ તેમ જ ગંભીરમાં ગંભીર હતો અને મોતની સજાને પાત્ર હતો. પણ મેં એને મોતની સજા કરી હતી કે એ સજાના પાલનરૂપે એને ઠાર મારવામાં આવ્યા હતા એ વાત ખોટી છે.

મહમ્મદ હુસેન તથા એના સાથીઓને, તેમની સામે ક્રાઇમ રિપોર્ટ ધડવામાં નહિ આવેલો હોઈને મારી સામે માત્ર અવિધિસર ખડા કરવામાં આવેલા. મેં મહમ્મદ હુસેનને સખત ઠપકો આપેલો, અને કહેલું કે તમે એવો ગુનો કર્યો છે કે જે માટે તમને ગોળીએ દઈ શકાય અને દેવા પણ જોઈએ. છતા યે મેં વાત ત્યાં પડતી મૂકેલી અને કહેલું કે આ માણસ ફરીથી આવો ગુનો આચરે તો એને મારી સમક્ષ યા યોગ્ય સત્તાવાળા સમક્ષ વિધિસર રજૂ કરજો. પણ એ કેસ ફરીથી મારી સમક્ષ આવ્યો ન હતો; કેમકે કલ્પેલી સંભાવના કદી ઊભી જ થઈ ન હતી.'

એમનાં આ નિવેદન બાદ ૮મી ડિસેંબરથી ૧૩મી ડિસેંબર સુધી બચાવપક્ષના ૧૨ સાક્ષીઓની જુબાની લેવામાં આવી. ત્યાર બાદ, ઝાંસીની રાણી રેજિમેન્ટનાં કર્નલ લક્ષ્મી તેમ જ અન્ય સાક્ષીઓની જુબાની લેવાની રીતસર જાહેરાત થઈ હતી, પણ ખુદ ફરિયાદપક્ષના સાહેદોએ જ આપેલી જુબાનીથી પોતાના બચાવને પૂરતું સમર્થન મળી ગયું છે કહીને શ્રી. ભૂલાભાઈ દેસાઈએ વધારે સાક્ષીઓની જુબાની લેવરાવવી પડતી મૂકી.

તા. ૧૭–૧૮ ડિસેંબરના રોજ પૂરા બે દિવસ સુધી, બચાવપક્ષના મુખ્ય વકીલ શ્રી. ભૂલાભાઈ દેસાઈએ કશી યે નોંધ વગર મોઢામોઢ દલીલો કરી, એમની એ ઐતિહાસિક દલીલો સાંભળવા માટે આખા હિંદમાંથી આગેવાન વ્યક્તિઓ, કોઈ કોઈ તો એ અવસરે પહોચવા માટે હવાઈ જહાજમા પણ બેસીને આવી પહોંચી. શ્રી. ભૂલાભાઈએ જે દલીલો કરી, તેમાં કોઈ પણ ગુલામ પ્રજાને આઝાદી હાંસલ કરવા માટે હથિયાર ઉપાડીને લડવાનો અધિકાર છે તેની સચોટ રીતે રજૂઆત હતી. સમગ્ર હિંદની જનતાઓએ એ દલીલો મુગ્ધ ભાવે તેમ જ વકીલી બેન્ચોએ દલીલો સમર્થ વકીલી શક્તિના ઉદાહરણ સ્વરૂપે સાંભળી.

'લડાઈમાં ભાગ લીધાનો હું ઇન્કાર નથી કરતો, પણ સુધરેલી લડાઈના કાનૂનોને અનુસરીને પોતાના મુલકની આઝાદી ખાતર યુદ્ધ ચલાવનાર આરઝી–એ–હકૂમત–એ–આઝાદ હિંદના કાનૂન વિહિત લશ્કરી ફોજના એક સભ્ય તરીકે લડેલો; તેથી કોર્ટ માર્શલ કે અન્ય કોઈ પણ અદાલતથી જેને માટે કેસ ચલાવી શકાય એવો કોઈ ગુનો મેં આચર્યો નથી.'

સંયુક્ત તહોમતનામામાં દસમો તેમ જ શાહ નવાઝખાં પર બીજો આરોપ ખાઝનશાહ તથા આમાસિંહને હાથે તોપચી મહમ્મદ હુસેનનું ખૂન કરાવવાના ગુનાનો મૂકવામાં આવ્યો હતો. તેના જવાબમાં શાહ નવાઝખાંએ જણાવ્યું કે—

'ખૂન કરાવવાના આરોપ સંબંધે મારે એ કહેવાનું કે, જે હકીકતોના આક્ષેપો કરવામાં આવ્યા છે એ સાચા હોય તો પણ હું ગુનાનો અપરાધી ઠરતો નથી. મહમ્મદ હુસેન આઝાદ હિંદ ફોજમાં સ્વેચ્છાથી જોડાયેલ અને એમણે સ્વેચ્છાએ પોતાની જાતને એની શિસ્તને અધીન કરેલી.

તેમણે, તેમના કબૂલ કરવા પ્રમાણે પલાયન થઈ જવાનો તેમ જ અન્યને પલાયન થઈ જવા લલચાવવાનો, બરાબર કટોકટીની પળે પ્રયત્ન કરેલો. આઝાદ હિંદ ફોજમાંથી પલાયન થઈ જવામાં એ સફળ થયા હોત તો મારા આધિપત્ય નીચેનાં લશ્કરો સંબંધે શત્રુઓ પાસે બધી જ માહિતી લઈ ગયા હોત, જેને પરિણામે અમારી સંપૂર્ણ ખાનાખરાબી થાત. આઝાદ હિંદ ફોજના કાનૂન અનુસાર તેમ જ સુધરેલા દેશોના લશ્કરી કાનૂન અનુસાર તેમણે જે ગુનો કરવાનો પ્રયાસ કરેલો તે અધમમાં અધમ તેમ જ ગંભીરમાં ગંભીર હતો અને મોતની સજાને પાત્ર હતો. પણ મેં એને મોતની સજા કરી હતી કે એ સજાના પાલનરૂપે એને ઠાર મારવામાં આવ્યા હતા એ વાત ખોટી છે.

મહમ્મદ હુસેન તથા એના સાથીઓને, તેમની સામે ક્રાઇમ રિપોર્ટ ધડવામાં નહિ આવેલો હોઈને મારી સામે માત્ર અવિધિસર ખડા કરવામાં આવેલા. મેં મહમ્મદ હુસેનને સખત ઠપકો આપેલો, અને કહેલું કે તમે એવો ગુનો કર્યો છે કે જે માટે તમને ગોળીએ દઈ શકાય અને દેવા પણ જોઈએ. છતાં યે મેં વાત ત્યાં પડતી મૂકેલી અને કહેલું કે આ માણસ ફરીથી આવો ગુનો આચરે તો એને મારી સમક્ષ યા યોગ્ય સત્તાવાળા સમક્ષ વિધિસર રજૂ કરજો. પણ એ કેસ ફરીથી મારી સમક્ષ આવ્યો ન હતો; કેમકે કલ્પેલી સંભાવના કદી ઊભી જ થઈ ન હતી.'

એમના આ નિવેદન બાદ ૮મી ડિસેમ્બરથી ૧૩મી ડિસેમ્બર સુધી બચાવપક્ષના ૧૨ સાક્ષીઓની જુબાની લેવામાં આવી. ત્યાર બાદ, ઝાંસીની રાણી રેજિમેન્ટનાં કર્નલ લક્ષ્મી તેમ જ અન્ય સાક્ષીઓની જુબાની લેવાની રીતસર જાહેરાત થઈ હતી, પણ ખુદ ફરિયાદપક્ષના સાહેદોએ જ આપેલી જુબાનીથી પોતાના બચાવને પૂરતું સમર્થન મળી ગયું છે કહીને શ્રી. ભૂલાભાઈ દેસાઈએ વધારે સાક્ષીઓની જુબાની લેવરાવવી પડતી મૂકી.

તા. ૧૭–૧૮ ડિસેમ્બરના રોજ પૂરા બે દિવસ સુધી, બચાવ-પક્ષના મુખ્ય વકીલ શ્રી. ભૂલાભાઈ દેસાઈએ કશી યે નોંધ વગર મોઢામોઢ દલીલો કરી, એમની એ ઐતિહાસિક દલીલો સાંભળવા માટે આખા હિંદમાંથી આગેવાન વ્યક્તિઓ, કોઈ કોઈ તો એ અવસરે પહોંચવા માટે હવાઈ જહાજમાં પણ બેસીને આવી પહોંચી. શ્રી. ભૂલાભાઈએ જે દલીલો કરી, તેમાં કોઈ પણ ગુલામ પ્રજાને આઝાદી હાંસલ કરવા માટે હથિયાર ઉપાડીને લડવાનો અધિકાર છે તેની સચોટ રીતે રજૂઆત હતી. સમગ્ર હિંદની જનતાઓએ એ દલીલો મુગ્ધ ભાવે તેમ જ વકીલો બૅરિસ્ટરોએ દલીલો સમર્થ વકીલી શક્તિના ઉદાહરણ સ્વરૂપે સાંભળી.

એમના જવાબમાં ફરિયાદપક્ષના સરકારી વકીલ સર નોશિરવાન એન્જીનિયરે તા. ૨૨મી ડિસેંબરના રોજ ચાર કલાક એમનું લેખિત ભાષણ વાંચી સંભળાવ્યું. ત્યાર બાદ ૨૯મી ડિસેંબરના રોજ બેઉ પક્ષની હકીકતો તેમજ કાયદા અંગેની દલીલો જજ એડવોકેટ શ્રી. ફેરીને ચારેક કલાક સંભળાવી.

૩૧મી ડિસેંબરે છેલ્લી બેઠકની કાર્યવાહીની શરૂઆતમાં જજ એડવોકેટે લશ્કરી વકીલ પાસેથી આરોપીઓના ચારિત્ર્યની તેમ જ નોકરી અંગેની વિગતો માગી. જવાબમાં લશ્કરી વકીલે જણાવ્યું કે શાહ નવાઝખાંની ઉંમર ૩૧ વરસ ને ૧૧ માસની છે. ૯ વરસને ૧૧ માસની એમની નોકરી દરમિયાન એ અફસરપદે રહ્યા છે અને ૫ વરસ ૧ માસ કૅપ્ટન–પદે રહ્યા છે. આ મુકદ્દમા સિવાય એમનું ચારિત્ર્ય ઘણું સારું છે.'

લશ્કરી અદાલતનો શિરસ્તો છે કે જો આરોપીઓ પરના એક યા વધુ આરોપો સાબિત થયેલા લાગે તો પછી સજા કડક કે હળવી બનાવવામાં આરોપીઓના ચારિત્ર્યની વિગતો ન્યાયાધીશો ધ્યાનમાં લે છે. એટલે આજે આ વિગતોની માગણી થતાં એવું સૂચન મળી ગયું કે આરોપીઓ એમના પરના એક યા વધુ આરોપો મુજબ ગુનેગાર થયા છે.

અદાલતના પ્રમુખ મેજર જનરલ બ્લેક્સલેન્ડે તે પછી જાહેર કર્યું, કે 'સજા અંગેની વિચારણા કરવા માટે હવે અદાલત બંધ કરવામાં આવે છે. ફેંસલો અને સજાને મંજૂરી મળ્યા બાદ એ થોડા દિવસોમાં જાહેર કરાશે. અદાલતની ખુલ્લી કાર્યવાહી એ રીતે પૂરી થાય છે.'

આ આખા મુકદ્દમા દરમિયાન બચાવપક્ષના વકીલોમાંથી સર

તેજ બહાદુર સપ્રુ તેમ જ શ્રી. પી. કે. સેન અદાલતમાં માત્ર પહેલે જ દિવસે હાજર રહ્યા હતા. પંડિત જવાહર પ્રથમ તથા બીજો દિવસ—એમ બે દિવસ હાજર રહ્યા હતા. બચાવપક્ષના એક વકીલ કુંવર સર દિલીપસંઘ ઊઘડતી અદાલતના રોજ તથા શ્રી. ભુલાભાઈ દેસાઈની બચાવની દલીલો, સર નોશીરવાનની ફરિયાદની દલીલો તથા જજ એડવોકેટની પૂર્ણાહૂતિ વખતે હાજર રહ્યા હતા. બચાવપક્ષના બક્ષી સર ટેકચંદ, ડૉ. કૈલાસનાથ કાટજુ અને શ્રી. અસફઅલી આખા મુકદ્દમા દરમિયાન અદાલતમાં હાજર રહ્યા હતા.

શ્રી. અસફઅલીએ લાલ કિલ્લામાં મોટા ભાગના બધા સાક્ષીઓની મુલાકાત લીધેલી. પં. જવાહરલાલ નેહરુ મુકદ્દમાની શરૂઆત થઈ એ પહેલાં લાલ કિલ્લામાં શાહ નવાઝખાં, સહગલ તથા ઢીલોંને મળેલા. ત્યાર બાદ બચાવસમિતિના એક સભ્ય શ્રી. રઘુનંદન શરણુ બચાવસંબંધે વારવાર આ ત્રણે અફસરોને મળતા રહેતા.

આ રીતે જે મુકદ્દમાનો બચાવ કરવાની કોંગ્રેસ કારોબારીએ વ્યવસ્થા કરી હતી, તેનો આખરી ચુકાદો તેમ જ તે પરની લશ્કરી કાનૂન અનુસાર લશ્કરી વડાની મહોર માટે સમગ્ર હિંદની જનતા-ઢાંગને ડોળે રાહ જોઈ રહી હતી.

દરમિયાન બંધ બારણે મળેલી કોર્ટ અદાલતે ત્રણે ય અફસરો પર શહેનશાહ સામે યુદ્ધ ચલાવવામાં તેમ જ એકલા શાહ નવાઝખાં પર ખૂનમાં મદદ કરવાના આરોપમાં ગુનેગાર સાબિત ઠરાવ્યા અને તેની સજા તરીકે અદાલતે જનમટીપની, લશ્કરમાંથી છૂટા કરવાની અને એમનાં પગાર–ભથ્થાંની જમા રકમો જપ્ત કરવાની સજા કરી. આ ફેંસલો હિંદી લશ્કરના સર સેનાધિપતિ પાસે રજૂ કરવામાં આવ્યો, તેમણે પણ એ જ ફેંસલો માન્ય રાખ્યો, પણ હવે પછી હિંદી સરકારની નીતિ, જેમના પર યુદ્ધ ચલાવવા ઉપરાંત ભયંકર સીતમ

ગુજારવાના આરોપ મૂકવામાં આવ્યા હોય તેમના પર કામ ચલાવવાની છે, તે લક્ષમાં લઈને શાહ નવાઝખાંને ખૂન કરાવવાના આરોપમાં ગુનેગાર ઠરાવવામાં આવ્યા હતા, છતાં ચાલુ સંયોગોનો ખ્યાલ કરીને ત્રણે ય અફસરો પર એકધારું વર્તન રાખવાના નિર્ણય અનુસાર ત્રણે અફસરો પરની જનમટીપની સજા રદ કરી અને અન્ય સજાઓ કાયમ રાખી.

આઝાદ હિંદ ફોજના આ અફસરો તેમ જ અન્ય સભ્યો પર મુકદ્દમા ચલાવવાની નીતિ સામે સમગ્ર હિંદી જનતાએ એકી અવાજે વિરોધ-પોકાર નોંધાવ્યો હતો. એ વિરોધ-પોકાર કોઈ પણ સલ્તનતથી અવગણી શકાય તેમ ન હતો. એ વિરોધની અસર તો સલ્તનતના મેરુદંડ સમા હિંદી લશ્કરમાં પણ આરપાર વહી ગઈ હતી. જે ચાલુ સંયોગોને લક્ષમાં લેવાનું સર સેનાધિપતિએ પોતાની જાહેરાતમાં વ્યક્ત કર્યું છે, એ વિષે એમ કહેવાય છે કે સર સેનાધિપતિએ આખા હિંદી લશ્કરનો આ વિષય પર મત લીધો હતો. સલ્તનતે જે લશ્કર અને હિંદના ચાલુ જીવન વચ્ચે મજબૂત ગઢ રચી દીધો હતો અને જ્યાં હવે 'જય હિંદ'ના પોકાર ગાજી રહ્યા હતા, એ લશ્કરના ૮૦ ટકા સિપાહી અફસરોએ એમને છોડી મૂકવાની માગણી કરી હતી. લશ્કરનો આ નિર્ણય માથે ચડાવીને સર સેનાધિપતિએ એમની સજા માફ કરી. લશ્કરની લાગણી કોઈ પણ રીતે ઉશ્કેરાઈ જાય એ સલ્તનતને અત્યારે વિશ્વ-કટોકટીના સંયોગોમાં પોસાઈ શકે તેમ છે? ખબર તો એવા પણ આવ્યા છે કે આ અફસરો સામે મુકદ્દમો ચલાવવાની બાબતમાં વાઇસરોયે તેમ જ સર સેનાધિપતિએ પોતાનો વિરોધી મત પહેલેથી જ દર્શાવ્યો હતો, પણ એમના સલાહકારો અને લશ્કરના કેટલાક ગોરા અફસરોની સલાહ એમને માનવી પડી હતી.

આવા સંયોગોમાં સર સેનાધિપતિએ ત્રણે ય અફસરોની જનમ-

ટીપુની સજા માફ કરી, અને તેની જાણ એ અફસરોને લાલ કિલ્લા બહાર કાંટાળા–તારરક્ષિત મકાન સલીમગઢના મકાનમાં અચાનક જાન્યુઆરી માસની ૩૦ તારીખે કરવામાં આવી અને સાંજના ૭ વાગે તેમને છોડી પણ મૂકવામાં આવ્યા. કદાચ એમને આવકારવા પ્રજા લાલ કિલ્લાને દરવાજે ઊમટી પડે એવા દેખાવથી બચી જવા માટે જ આ રીતે અચાનક તેમને છોડી મૂકવામાં આવ્યા હશે.

## ૮

## છુટકારા બાદ

જાન્યુઆરી માસની ૩જી તારીખની સાંજે શાહ નવાઝખા, સહગલ તથા ઢીલોં એમના લશ્કરી લેબાસમાં જ લાલ કિલ્લામાંથી બહાર નીકળીને આઝાદ માનવીઓ તરીકે આનંદથી ઊછળતા દિલ્હીના રસ્તા પર મોટરમાં ઊપડ્યા. થોડા સમય પહેલાં જેમના પર મોત તોળાઈ રહ્યાં હતાં એમને આ રીતે લાલ કિલ્લા બહાર પગલાં માંડતા દિલમાં શા વિચાર આવ્યા હશે? પણ જનતાને એમના વિષે કશી શંકા ન હતી.

કોંગ્રેસ સમિતિના પ્રમુખ અને કોંગ્રેસ કારોબારીના સભ્ય શ્રી. અસફ્અલીને ઘેર ઊપડ્યા.

શ્રી. અસફ્અલીને ઘેર જતાં લોકોનું એમના તરફ ધ્યાન દોરાવા લાગ્યું અને તેમની પાછળ લોકો સરઘસ બનીને ચાલવા લાગ્યાં. શ્રી. અસફ્અલીને ઘેર ત્રણે ય અફસરો પહોંચ્યા, ત્યાં શ્રી. અસફ્અલીને પણ તેમને જોતાં નવાઈ થઈ. તેઓ ખૂબ આનંદથી ત્રણે અફસરોને ભેટયા. ત્યાં તો શ્રી. અસફ્અલીના ઘર બહાર લોકોનાં ટોળાં હજારોની સંખ્યામાં એમના આઝાદી–વીરોનાં દર્શન કરવા માટે ઊમટી પડ્યાં. ત્રણે ય અફસરોએ બહાર આવીને લોકોને દર્શન દીધાં, લોકોએ તેમને 'જય હિંદ' 'નેતાજીકી જય...' તેમજ 'ચલ્લો દિલ્લી...'ના ગગન ભેદી અવાજોથી વધાવી લીધા. શ્રી. અસફ્અલીએ આ વીરત્રિપુટીનું કોંગ્રેસ તરફથી વળતે દિવસે જાહેર સ્વાગત કરવાની ઘોષણા કરી અને એ સંદેશો પહોંચાડતાં લોકોનાં ટોળાં સમગ્ર દિલ્હીમાં ઘૂમી વળ્યાં.

પણ પત્રકારો આઝાદી–વીરોને કાંઈ બોલાવ્યા વગર કેમ રહે? એમની પાસે નિવેદન કરતાં એમણે કહ્યું, કે :

'અમારી મુક્તિ એ દેશને માટે વિજયરૂપ છે. અમે નેતાજીને વચન આપ્યુ હતું કે હિંદની આઝાદી માટે અમે અમારાં જીવન સમર્પણ કર્યાં છે. અમારું આ વચન હજી કાયમ છે. અમે સંયુક્ત અને મહાન હિંદની સ્થાપનાના કાર્ય માટે લડ્યા હતા અને તેના માટે લડવાનું ચાલુ રાખીશું. અમે ન્યાયી કાર્ય માટે લડ્યા હતા અને હિંદની આઝાદી માટે અમને જે સારું લાગ્યું તે કર્યું. યુદ્ધમાં કોણ વિજયી બન્યુ તે અમારા માટે મહત્ત્વની બાબત નથી. અમે અમારા દેશની મુક્તિ માટે લડતા હતા અને ધરી સત્તાઓએ યુદ્ધ ગુમાવ્યું છે એવું સ્પષ્ટ જણાયું ત્યારે પણ અમે લડવાનું ચાલુ રાખ્યું હતું.'

જાન્યુઆરી માસની ચોથી તારીખની સાંજ દિલ્હીની તવા-

રીખમાં અનોખાં સ્મરણુ નોંધાતી ગઈ. ગઈ દિવાળીને દિવસે આ વીરત્રિપુટી માથે મોત ઝઝૂમી રહ્યાં હતાં એટલે જનતાએ દીપોત્સવીની ઉજવણી મોકૂફ રાખી હતી. એનું વળતર વાળવા જાણે હિંદના પાયતખ્ત આ દિલ્હી નગરની શેરીએ શેરીએ ને મહોલ્લે મહોલ્લે દીપમાળા ઝળહળી ઊઠી અને જે લાલ કિલ્લામાં એ આઝાદી–વીરોને પૂરીને આ ઐતિહાસિક મુકદ્દમો ચલાવવામાં આવ્યો એ જ કિલ્લાની સામે ગાંધી મેદાનમાં સમગ્ર દિલ્હીની જનતાએ લાખોની સંખ્યામાં ઠૂકળીને શ્રી. અસફઅલીના પ્રમુખપદે એ વીરત્રિપુટીનાં અનોખાં બહુમાન કર્યાં. દેવોને પણ સ્વર્ગમાં બેઠાં આ દશ્ય નીરખીને ઈર્ષ્યા થાય એવો દેખાવ હતો.

આવાં બહુમાન મળતાં કોઈ પણ માનવીને ખુમારી ચડી જાય. પણ જેમની નસેનસમાં નેતાજીએ વફાદારી અને કર્તવ્યપાલન ધરબ્યાં હતાં એ વીરત્રિપુટી વતી મેજર જનરલ શાહ નવાઝખાંએ નમ્રપણે સંપૂર્ણ ગૌરવયુક્ત ટૂંકમાં જવાબ દીધો કેઃ—

'આજે અમે અહીં તમારો આભાર માનવા તથા અભિનંદન આપવા આવ્યા છીએ. અમે તમારો સમસ્ત દેશની પ્રજાનો આભાર એટલા માટે નથી માનતા કે તમે અમારી જિંદગી બચાવી છે. પણ આભાર એટલા માટે માનીએ છીએ કે બ્રિટિશ સલ્તનતની સત્તાને હીંદી પ્રજાની ઇચ્છા સામે ઝૂકવું પડ્યું છે. અમે તમને અભિનંદન એટલા માટે આપીએ છીએ કે અમારો મુકદ્દમો શરૂ થયો ત્યારથી તમે અમારા પર પ્રેમ અને માનનો મેહ વરસાવ્યો છે.

તમે અમને માન આપીને અમારા આગેવાન નેતાજી સુભાષચંદ્ર બોઝનાં બહુમાન કર્યાં છે...અમે હિંદની બહાર માતૃભૂમિની આઝાદી હાંસલ કરવા માટે શસ્ત્રો અને દારૂગોળાનાં સાધન દ્વારા લડત ચલાવી હતી. પણ હવે હિંદની ભૂમિમાં એ જ ધ્યેયની સિદ્ધિ માટે અમે અહિંસા દ્વારા લડત ચાલુ રાખીશું.'

એ સભામાં કર્નલ સહગલ તેમ જ કર્નલ ઢીલોંએ સ્વાગતનો જવાબ ઔપચારિક રીતે ટૂંકો જ આપ્યો, એથી જનતાને ભારે આશ્ચર્ય થયેલું. જાહેર સભાઓમાં ભાષણ કરવા માટે પડાપડી થતી જનતાએ જોઈ છે, તેમને આ દેખીને નવાઈ થાય તેમ હતું. પણ આ આઝાદી–વીરો તો લશ્કરી શિસ્તમાંથી સાંગોપાંગ પસાર થઈને આવ્યા છે. લશ્કરી શિસ્ત પ્રમાણે મુખ્ય અફસર બોલે, પછી એમની નીચેના અફસરોએ બોલવાનું હોય જ નહિ. એ અનુસાર ત્યાર બાદ પણ જ્યાં જ્યાં આ ત્રણે ય અફસરોને સાથે ક્યાં યે જાહેરસમારંભમાં જવાનું થયું છે ત્યાં ત્યાં એમના વતી દરજ્જામાં અગ્રપદ ધરાવતા મેજર જનરલ શાહ નવાઝખાં જ બોલતા રહ્યા છે. કર્નલ સહગલ તેમ જ ઢીલોં ત્યાં ત્યાં ઔપચારિક જવાબ આપીને ગૌરવભેર ચૂપ જ રહ્યા છે. દિલ્હીની જનતા આ આઝાદી–વીરોનાં બહુમાન કરવામાં ધરાય તેમ ન હતી, પણ વરસોથી પોતાનાં વતનથી વિખૂટા પડેલા આ અફસરો બીજે દિવસે પંજાબથી લાહોર તરફ ઊપડી ગયા.

હવે પછી એ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં જાણે એમનાં બહુમાન કરવામાં જનતાએ હરીફાઈ આદરી, 'જય હિંદ...' 'નેતાજીકી જય...' અને 'ચલો દિલ્હી...' નાં સૂત્રોથી ગગન ગજવ્યાં અને લાગણી વ્યક્ત કરવામાં માઝા મૂકી.

પણ જેમ જેમ આ બહુમાન મેળવતા ગયા, તેમ તેમ આ આઝાદી–વીરોએ નમ્રતાનાં દર્શન કરાવ્યાં, એમનાં ભાષણોમાં તેમનાં ખમીર તેમ જ ધીરગંભીર વિચારણા દર્શાવી. તેમને જે માન મળી રહ્યાં હતાં; તેમ જ નેતાજીએ તેમને જે સ્થાને મૂક્યા હતાં તે એમનાં વર્તનમાંથી જ પ્રજા જાણ પામતી ગઈ.

લાહોર મુકામે પહોંચતાં જ કર્નલ ઢીલોંની બહેને એમની મોટર પર ચડીને, પોતાની આંગળી કાપીને ત્રણે ય આઝાદ–વીરોને રક્ત-

કુંકુમથી તિલક કર્યાં અને તેમના પર મુકદ્દમો ચાલતો હતો ત્યારે ભાઈબીજને દિવસે એ બહેનને માત્ર સંબંધને દાવે કાયદાએ પોતાના જ ભાઈને કુંકુમ–ચાંદલો કરવાની છૂટ આપીને અન્ય બે વીરોને ચાંદલો કરવાની ના પાડી હતી એનું જાણે આજે વળતર વાળ્યું.

લાહોરની જનતાને ભાષણ કરતાં પણ મે. જ. શાહ નવાઝખાંએ કહ્યું, કેઃ

'નેતાજીએ કુરાનમાંથી 'હુ' લ્લુલ વતન મિનલ ઈમાન 'નું સૂત્ર અપનાવ્યું હતું અને આ સૂત્રે આઝાદ હિંદ ફોજમાં એવી ભાવના જન્માવી હતી કે સૈનિકો વચ્ચેથી હિંદુ, મુસ્લિમ, અને શીખના ભેદભાવો ભુલાઈ ગયા હતા.

'એક વાર અંગ્રેજો હિંદમાંથી ચાલ્યા જાય તો અત્યારે આપણા દેશમાં ફેલાયેલા આંતરિક મતભેદો પોતાની મેળે જ ગાયેબ થઈ જશે. આઝાદી હાસલ કરી લીધા પછી, આપણે સહુ એક જ કુટુંબના માણસો તરીકે ભેગા બેસીને આપણા મતભેદોનો નિકાલ લાવી શકશું.

'હિંદુસ્તાનની સ્વતંત્રતાનો સવાલ અંગ્રેજો અત્યાર સુધી એવા બહાને ઠેલતા આવ્યા છે કે જો એ અહીંથી ચાલ્યા જાય તો આ દેશમાં આન્તરવિગ્રહ થાય, પણ દક્ષિણ–પૂર્વ એશિયામાં અમે આ બહાનાની પોલ ઉઘાડી પાડી દીધી છે, ત્યાં, આઝાદ હિંદ ફોજની આખી જિંદગી દરમિયાન એક પણ કોમી અથડામણ ઊભી થઈ ન હતી. અમે બધા ભાઈ ભાઈની જેમ રહેતા હતા અને આઝાદ હિંદ ફોજના અછૂત સૈનિકો પણ અમારી સાથે એક જ ટેબલ પર બેસીને જમતા. અંગ્રેજો હાજર ન હોય ત્યારે હિંદુ–મુસ્લિમ સવાલ જ ઊભો નથી થતો તે અમે સાબિત કરી દેખાડ્યું છે.'

અહીં લાહોરમાં જ ત્રણે આઝાદી–વીરો, એમના નેતાજીના વડીલ

બંધુ શ્રી. શરદ્‌ચંદ્ર બોઝને મળ્યા. એમને મળતાં મે. જ. શાહ નવાઝખાં-ને એમના પ્રાણપ્યારા નેતાજી યાદ આવી, ગળે ડૂમો ભરાયો અને જ્યારે નેતાજીના વડીલ બંધુને ભેટી પડ્યા ત્યારે એમની આંખો નેતાજીના સ્મરણે આંસુથી છલકી ઊઠી. નેતાજી પ્રત્યેની શાહ નવાઝખાંની મહોબ્બતનો એ અપરૂપ પુરાવો હતો.

લાહોરમા થોડો જ સમય રોકાઈને શાહ નવાઝખાં પોતાના વતન રાવલપીંડી તરફ ઊપડયા. પોતાના વતન, સગાંસંબંધીઓ, પત્ની તેમ જ એકના એક પુત્રથી વરસોથી વિખૂટા પડેલા શાહ નવાઝખાં રાવલપીંડી ઊપડયા તો ખરા, પણ જેમની સાથે મોત–વરસતા ખૂનખાર જંગોમાં એ ઝઝૂમ્યા હતા અને વરસોના સહવાસને કારણે જેઓ પોતાના લઘુ બંધુથી યે અધિક બની ગયેલા એ સહગલ અને ઢીલોંથી જુદા પડતાં એમની આંખોમાં યે આંસુ છલક્યાં અને સહગલ તેમ જ ઢીલોંની આંખો પણ આંસુથી છલકાઈ ગઈ. ધરતી પર ક્યારેક જ નીરખવા મળે છે એવાં પાવનકારી અને મંગળ દૃશ્યોમાંનું એ એક અમોલું દૃશ્ય હતું.

પોતાના વતન રાવલપીંડી શાહ નવાઝખાં પહોંચ્યો, પણ હવે એ ઘર કે કુટુંબ કરતાં દેશના વધારે બની ચૂક્યા હતા. એમનો મોટા ભાગનો સમય જાહેર સમારંભો અને તેના જવાબો દેવામાં ગયો. અહીં પણ એમણે ભાષણ કરતાં જણાવ્યું, કે

'ગુલામી એ જગતમાં સૌથી મહાન પાપ છે. ગુલામ પ્રજાને કોઈ ધર્મ નથી, એને કોઈ સ્વમાન નથી, આખી દુનિયાની આઝાદ પ્રજાઓ એમના પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી નિહાળે છે. આવા ગુલામ લોકોનાં સૈન્યોને, જ્યારે તેઓ પોતાના જ વતનમાં પોતે ગુલામ છે ત્યારે બીજા દેશોની મુક્તિ ખાતર લડવા જવાનો કયો અધિકાર છે?'

શાહ નવાઝખાંએ પોતાનાં વતનમાં થોડાક દિવસો ગાળ્યા, પોતાનાં સગાંસંબંધીઓને મળ્યા–હળ્યા, પણ એમણે નેતાજીને ચરણે

૨૫૫ય લઈને પોતાની જાત દેશને સમર્પણ કરી હતી. નેતાજીએ પોતાની ગેરહાજરીમાં કોંગ્રેસના નેતાઓનાં વચનો અનુસાર વર્તવાનો હુકમ આપ્યો હતો. એ હુકમ અનુસાર એક સિપાહીની અદાથી કોંગ્રેસના આગેવાનોની દોરવણી નીચે પોતાની જાતને સોંપી દીધી અને પોતાની પ્રાણપ્રતિજ્ઞા અનુસાર હિંદની ધરતી પર અહિંસાની નીતિનો સ્વીકાર કરીને લડત ચાલુ કરી દીધી.

થોડાક જ દિવસ થયા અને જાન્યુઆરીની ૨૩મીએ નેતાજીનો જન્મદિન આવ્યો. અપૂર્વ માનથી હિંદી જનતાએ એ દિન ઊજવ્યો. અને એ ઉજવણીમાં ત્રણે આઝાદી–વીરોને આમંત્રણ મળ્યાં. એમાં ક. સહગલ દિલ્હી આસપાસ રહ્યા, ક. ઢીલોં અમદાવાદ–મુંબઈ ગયા અને મે. જ. શાહ નવાઝખાંને નેતાજીના જ વતન કલકત્તામાં હાજર રહેવાનું બહુમાન મળ્યું.

નેતાજીના જન્મદિને શાહ નવાઝખાં કલકત્તા આવ્યા. જરા રસ્તો મોટરમાં કાપ્યા બાદ, નેતાજી પ્રત્યે સંપૂર્ણ બહુમાન જાળવવા શાહ નવાઝખાં પગપાળા નેતાજીના નિવાસસ્થાન તરફ જવા ઊપડ્યા. જનમેદનીએ એમને વીંટી લીધા અને આકાશભેદતા 'જય હિંદ'ના પોકાર ઊઠયા, નેતાજીના ગૃહમાં પ્રવેશતાં એમનાં કુટુંબીઓએ એમને આંસુભીનો હાર્દિક આવકાર આપ્યો, અનુપ્રભા બોઝે અને કનકલતા મિત્રે ધાન અને દર્ભ શાહ નવાઝખાં પર વેર્યાં, જનમટીપ ભોગવતા હરિદાસ મિત્રનાં પત્ની અમિના મિત્રે અંગૂલિચ્છેદન કરી રક્તકુંકુમે શાહ નવાઝખાંને તિલક કર્યું.

શાહ નવાઝખાં નેતાજીના ખંડમાં પ્રવેશી થંભી ગયા, તેમની આંખોમાંથી આંસુ ટપક્યાં, નેતાજી જ્યાં હમેશ બેસતા એ ખુરશી પર તેમના મૂકેલા ફોટા પાસે શાહનવાઝખાં થંભ્યા અને આઝાદ હિંદ ફોજના સિપાહ–સાલારને લશ્કરી સલામ ભરી. પોતે નેતાજી સમક્ષ

સીંગાપુર મુકામે ૧૯૪૩ના ઑક્ટોબર માસની ૨૧મી તારીખે જે પ્રાણપ્રતિજ્ઞા લીધી હતી એ ફરીથી અહીં શાહ નવાઝખાએ નેતાજીની છબી સમક્ષ વાચી સંભળાવી, 'નેતાજી ! મારી એ પ્રાણપ્રતિજ્ઞા હજી કાયમ છે અને આપને આપેલ વચન અનુસાર મારા બદનમા લોહીનું બુદ બાકી હશે ત્યા સુધી હું હિંદની આઝાદી ખાતર પ્રાણ ન્યોછાવર કરીશ.'

એ શબ્દો બોલીને લેખિત પ્રતિજ્ઞા નેતાજી સમક્ષ ધરતા શાહ નવાઝખાને પોતાના પ્રાણપ્યારા નેતાજીના સ્મરણો યાદ આવ્યા, એ સ્મરણોથી તેઓ પોતાની આખોમા તગતા પાણી રોકી ન શક્યા અને એક બાળક પિતાની સમક્ષ રડી પડે એ ભાવે શાહ નવાઝખા ડૂસકે ડૂસકે રડી પડયા કેટલીક મિનિટો સુધી શાહ નવાઝખા આ રીતે રડી રહ્યા, નેતાજીની ખુરસી પર પડેલી ગાદીને સ્પર્શ કર્યો, એની સામે મિનિટો સુધી અશ્રુ વહાવતા તાકી રહ્યા અને જ્યાં સુધી નેતાજીનો ખડ ન છોડયો, ત્યા સુધી બારણાને અઢેલીને રડતા રહ્યા. અને આ પાવનકારી દશ્ય નીરખીને ત્યા હાજર રહેલામાથી કોઈની પણ આખ સૂકી ન હતી. બધાની આખો અશ્રુ વહાવી રહી હતી."

અશ્રુજળ વડે પાવન કરીને નેતાજીના જન્મદિને એમના સમક્ષ રજૂ કરેલી એ પ્રતિજ્ઞા શાહ નવાઝખાએ એ પછીના દિવસોમા પંજાબ અને સરહદ પ્રાંત, બિહાર અને યુક્ત પ્રાતમા ચૂટણીના દિવસોમાં એક પળનો યે આરામ કર્યા વગર ઘૂમીને શબ્દશ પાળી બતાવી છે. બર્માની ધરતી પર જેટલી કુશળતાથી અવિશ્રાતપણે ઘૂમતા શાહ નવાઝખાં હથિયારો વડે લડી રહ્યા હતા એટલી જ કુશળતાથી અવિશ્રાતપણે ટ્રેનમા અને હવાઈ જહાજમા, પગપાળા કે અન્ય વાહનો દ્વારા એક પ્રાતથી બીજે પ્રાતે ઘૂમીને, આઝાદ હિંદ ફોજના ઇતિહાસ તેમ જ દષ્ટાતો વડે આઝાદીનો સંદેશો સંભળાવી રહ્યા છે

શપથ લઈને પોતાની જાત દેશને સમર્પણ કરી હતી. નેતાજીએ પોતાની ગેરહાજરીમાં કૉંગ્રેસના નેતાઓનાં વચનો અનુસાર વર્તવાનો હુકમ આપ્યો હતો. એ હુકમ અનુસાર એક સિપાહીની અદાથી કૉંગ્રેસના આગેવાનોની દોરવણી નીચે પોતાની જાતને સોંપી દીધી અને પોતાની પ્રાણપ્રતિજ્ઞા અનુસાર હિંદની ધરતી પર અહિંસાની નીતિનો સ્વીકાર કરીને લડત ચાલુ કરી દીધી.

થોડાક જ દિવસ થયા અને જાન્યુઆરીની ૨૩મીએ નેતાજીનો જન્મદિન આવ્યો. અપૂર્વ માનથી હિંદી જનતાએ એ દિન ઊજવ્યો. અને એ ઉજવણીમાં ત્રણે આઝાદી–વીરોને આમંત્રણ મળ્યાં. એમાં ક. સહગલ દિલ્હી આસપાસ રહ્યા, ક. ઢીલોં અમદાવાદ–મુંબઈ ગયા અને મે. જ. શાહ નવાઝખાંને નેતાજીના જ વતન કલકત્તામાં હાજર રહેવાનું બહુમાન મળ્યું.

નેતાજીના જન્મદિને શાહ નવાઝખાં કલકત્તા આવ્યા. જરા રસ્તો મોટરમાં કાપ્યા બાદ, નેતાજી પ્રત્યે સંપૂર્ણ બહુમાન જાળવવા શાહ નવાઝખાં પગપાળા નેતાજીના નિવાસસ્થાન તરફ જવા ઊપડ્યા. જનમેદનીએ એમને વીંટી લીધા અને આકાશભેદતા 'જય હિંદ'ના પોકાર ઊઠ્યા, નેતાજીના ગૃહમાં પ્રવેશતાં એમનાં કુટુંબીઓએ એમને આંસુભીનો હાર્દિક આવકાર આપ્યો, અનુપ્રભા બોઝે અને કનકલતા મિત્રે ધાન અને દર્ભ શાહ નવાઝખાં પર વેર્યાં, જનમદીપ ભોગવતા હરિદાસ મિત્રનાં પત્ની અમિના મિત્રે અંગુલિચ્છેદન કરી રક્તકુંકુમે શાહ નવાઝખાંને તિલક કર્યું.

શાહ નવાઝખાં નેતાજીના ખંડમાં પ્રવેશી થંભી ગયા, તેમની આંખોમાંથી આંસુ ટપક્યાં, નેતાજી જ્યાં હમેશ બેસતા એ ખુરશી પર તેમના મૂકેલા ફોટા પાસે શાહનવાઝખાં થંભ્યા અને આઝાદ હિંદ ફોજના સિપાહ–સાલારને લશ્કરી સલામ ભરી. પોતે નેતાજી સમક્ષ

'હું મુસ્લિમ છું એટલે મારા ધર્મ અનુસાર મને મૂર્તિપૂજાની છૂટ નથી. પણ ઇસ્લામ મને મૂર્તિપૂજાની છૂટ આપતો હોય તો હું નેતાજીનું પૂજન કરું.'

× × ×

એમના પ્રવાસ દરમિયાન કેવા પ્રસંગો પણ બનતા જાય છે.

×

શાહ નવાઝખાં પેશાવર ગયા હતા. જ્યાં જ્યાં એ જાય ત્યાં એ પોતાના જૂના સાથીઓ સમા લશ્કરના સિપાહીઓને મળતા રહે છે. દૂરથી પણ જોતા એમની સામે ખિસ્સામાંથી કાઢીને લાલ રૂમાલ ફરકાવે છે. એમનો આ સમાગમ હિંદી લશ્કરમાંથી ક્રાન્તિ ફેલાવી દે એવી આશંકાથી પેશાવરના લશ્કરી અફસરોએ સિપાહીઓને કેન્ટોન્મેન્ટમાંથી બહાર નીકળવાની મનાઈ ફરમાવી, દરવાજા બંધ કરી દીધા.

પણ હિંદી લશ્કરમાં પ્રેરણામૂર્તિ બની ગયેલ શાહ નવાઝખાંને મળવા આડાં આવાં બંધનો સિપાહીઓ સહન કેમ કરી શકે! તેઓ છાવણીની આઠ–આઠ ફીટ ઊંચી વાડો છલાંગીને બહાર આવતા રહ્યા, શાહ નવાઝખાં પાસે આવ્યા, લશ્કરીસલામી આપી અને લશ્કરી સિપાહીઓમાંથી એકઠી કરેલી રૂા. ૨૫૦)ની રકમ એમના હાથમાં ધરી.

×

શાહ નવાઝખા પટના ગયા હતા. ઊતરતાંવેંત હજારો માનવીઓએ એમને ઘેરી લીધા અને સ્ટેશન બહાર જ સભાસ્થાને લઈ જઈ ઉદ્‌બોધન આપવા વિનતિ કરી.

અવ્યવસ્થિતપણે હૂકળની એ જનતા સમક્ષ ઊભા થઈને શાહ

પોતાનો પ્રસંગ વર્ણવતા એ વારંવાર કહે છે : 'આઝાદ હિંદ ફોજમાં જોડાતાં પહેલા મેં ત્રણ ત્રણ દિવસ સુધી વિચાર કર્યા કરેલો; કારણ મારાં કેટલાં યે સગા ને સંબંધીઓ હિંદી લશ્કરમાં હતાં અને મારો એકનો એક નાનો ભાઈ બર્માને મોરચે લડી રહ્યો હતો. મારે એ નક્કી કરવાનુ હતુ કે વખત આવ્યે મારા પોતાના એ ભાઈને હું મારી પ્રતિજ્ઞા અનુસાર ગોળીએ દઈ શકુ કે નહિ? અને–બર્માના મોરચે જે મે ધાર્યું હતુ તે જ બનવા પામ્યુ.

'મારો ભાઈ અમારી સામે જ લડવા આવ્યો. અમે ગોળીઓની ઝડીમાર બોલાવી. એમા મારો ભાઈ સખત ઘવાયો અને તેને દવાખાનામાં ફેરવવો પડયો.. એ પછી મારા કાકાના ભાઈ સાથે એ જ મોરચા પર મારે બબ્બે માસ સુધી લડવું પડ્યું હતું. પણ હજી યે વખતોવખત એ ભૂતકાળના પ્રસંગો યાદ આવે છે ત્યારે મારું અંતઃકરણ કહે છે કે હજી યે જો હિંદની આઝાદીના રાહમાં મારો પોતાનો ભાઈ આડો આવીને ઊભો રહે તો એને ફરીથી એ જ રીતે ગોળીએ દઉ.'

શાહ નવાઝખા એક પાક મુસ્લિમ છે. દિવસની એકેય નમાઝ એ ચૂકતા નથી. સીંગાપુર–મલાયામાં છાવણીઓના સંચાલન સમયે કે આરાકાન–કાહીમા–પોપા વિસ્તારના રણમોરચાને વખતે લડતાં લડતાં યે એ નમાઝ પડતા રહ્યા છે. લાલ કિલ્લામાંથી મુક્તિ બાદ પ્રાંતે પ્રાંતે ચૂંટણી–પ્રવાસે ફરતાં ફરતાં ક્યાંયે મસ્જિદ મળી જાય કે શાહ નવાઝખાં નમાઝ પડવા માટે મોટરમાંથી ઊતરી જાય છે.

મુસ્લિમ ધર્મના પાલનમાં આટલા ચુસ્ત હોવા છતાં શાહ નવાઝખાંનો નેતાજી પ્રત્યેનો ચાહ કેટલો છે? એ ચાહ નેતાજીના મોટા ભાઈ શરદબાબુને મળતાં અશ્રુસ્વરૂપે વ્યક્ત થયેલો. પણ ત્યારબાદ શબ્દસ્વરૂપે એ ચાહ વ્યક્ત કરતાં શાહ નવાઝખાં બોલ્યા છેઃ—

ભાઈએ. આ રીતે એરોપ્લેનમાં બેસીને આખા પ્રાંતમાં ઘૂમતાં શાહ નવાઝખાં જનતામાં જે આઝાદીનો સંદેશા આપી રહ્યા હતા એ અમલદારોથી કેમ સહન થાય?

ઝાંસીના એરોડ્રોમ પર એમનુ એરોપ્લેન ઊતરવાની તૈયારી કરતું હતું. ત્યાંના લશ્કરી અધિકારીઓએ પોતાના તાબાના એરોડ્રોમ પર કોઈ ખાનગી એરોપ્લેનને અગાઉથી મંજૂરી ન લીધી હોવાનું કારણ રજૂ કરીને ઊતરવા દેવાની ના પાડી. ત્યાં શાહ જોતી જનતાને સંદેશ આપતા કાગળ ફેંકીને શાહ નવાઝખાં ત્યાંથી ચાલી નીકળ્યા. એરોપ્લેનમાં પેટ્રોલ ખૂટવા આવ્યું હતુ, છતાં રાજાના ભાઈએ એરોપ્લેનને આગળ ઉડાવી મૂક્યુ. પાસેમાં પાસેનું એરોડ્રોમ રામપુર રાજ્યનું હતું. ત્યાં ઊતરવા પ્રવાસ કર્યો, પણ ઝાંસીના અધિકારીઓએ અહીં અગાઉથી જ સંદેશા મોકલી દીધો હતો, એટલે જેવું એરોપ્લેન દેખાયું કે રામપુર રાજ્યના અધિકારીઓએ એને ઊતરવાની ના પાડતી ઝંડીઓ ફરકાવી. એરોપ્લેન ન ઊતરી જાય માટે એરોડ્રોમ પર મોટરો દોડાવ્યા કરી.

પણ એરોપ્લેનમાં હવે પેટ્રોલ ખૂટ્યુ હતું. ન ઊતરે તો અકસ્માત થવાનો જ સંભવ હતો, એટલે છેવટ રાજ્યે એમને ત્યાં ઊતરવા દીધા. શાહ નવાઝખાં રામપુરમાં તો ભાષણ આપવાના ન હતા, એટલે ત્યાંથી સીધા સ્ટેશનેથી ટ્રેઈનમાં બેસીને પોતાને જ્યાં પહોંચવાનું હતું ત્યાં ઊપડી ગયા. પણ આ અમલદારી અપંચ સામે નિવેદન કરતાં એમણે જણાવ્યું કે—

'પગપાળા ફરવુ પડશે તો યે મારે મંજૂર છે, મારો નિર્ધારિત કાર્યક્રમ પૂરો કર્યા વગર હુ પાછો નહિ ફરું.'

×

શાહ નવાઝખાં કાનપુર ગયા હતા. ત્યાંના લશ્કરી અફસરે

નવાઝખાંએ કહ્યું : 'હું એક લશ્કરી સિપાહી છું અને લશ્કરી શિસ્તમાં માનું છુ. જ્યાં સુધી તમે આમ અવ્યવસ્થિત રીતે ઊભા છો ત્યાં સુધી મારાથી બોલી ન શકાય.'

એ જ ક્ષણે જાણે પોતાના અફસરની આજ્ઞા અનુસરતા કોઈ શિસ્તબદ્ધ સૈન્યની અદાથી આખી જનમેદની નીચે બેસીને વ્યવસ્થિત ગોઠવાઈ ગઈ. એમનું આ આદેશપાલન આનંદથી વધાવીને શાહ નવાઝખાંએ એમને લંબાણથી ઉદ્બોધન કર્યું.

×

અલ્લાહાબાદમા શાહ નવાઝખાંનુ જાહેર સન્માન ગોઠવવાનો સમારંભ થયો હતો એનું પ્રમુખસ્થાન ખાસ પં. જવાહરે સંભાળ્યું હતું અને એ પ્રસંગ માટે તેઓ બહારથી અનેક કામો મૂકીને આવ્યા હતા. અલ્લાહાબાદની લાખોની જનતા એ સમારંભ નીરખવા ઊમટી પડી હતી.

શાહ નવાઝખાં જવાહર સાથે વ્યાસપીઠ પર આવતાં એમનાં દર્શન કરવા ચારે બાજુથી પોકાર થયા. ચારે બાજુ હૂકળતી જનમેદની નીરખીને આઝાદ હિંદ ફોજના આ અફસરે વ્યાસપીઠ પર ઊભા રહીને, લશ્કરી અદાથી જાણે 'દાહિને રૂક્'નો હુકમ અનુસરતા હોય તેમ, એક પછી એક ચારે દિશા તરફ ફરીને 'જય હિંદ' બોલતાં સલામ કરી. એમની આ લશ્કરી સલામી નીરખીને આખી જનતા આનંદથી હસી ઊઠી અને એ હાસ્યકલ્લોલથી આકાશ ગર્જી ઊઠયું.

*    *.    *

યુક્ત પ્રાંતમાં ચૂંટણીજંગના પ્રવાસમાં ઝડપથી ફરવા માટે એ પ્રાંતના એક રાજા-જમીનદારે પોતાનું એરોપ્લેન શાહ નવાઝખાંની ખિદમતમાં ધરી દીધું હતું. રખેને કોઈ એરોપ્લેન ચલાવનાર અકસ્માત કરી બેસે અને જનતાના આ પ્રાણપ્યારા નેતાને જફા પહોંચાડે તો ? —એ ડરથી એ એરોપ્લેન ચલાવ્યુ હતું એ રાજાના જ નાના

નીનું આયુષવચન આપેલ છે એવા ખ્યાલે મનઃશાંતિ પાછી મળી ગઈ.'

×

હિંદુ-મુસ્લિમ એકતા વિષે શાહનવાઝખાંના વિચારો નેતાજીના જેવા જ મક્કમ છે. છેલ્લા ચાર માસ દરમિયાનના પ્રવાસમાં એમણે ઠેરઠેર આ વાત પર ભાર મૂકતાં કહ્યું છે કે:

'ઇસ્લામ ભયમાં છે' એ ફરેબી પોકાર છે. માત્ર ચૂંટણીના દિવસોમાં પોતાનું અંગત હિત સાધવા માટે સ્વાર્થી ઇસમોએ નિર્દોષ અને ગરીબ જનતાને ભોળવવા પુનર્જિવિત કરેલું એ સૂત્ર છે. ઇસ્લામ ભયમા છે ખરો, પણ તે હિંદમાં નહિ; પૂર્વ એશિયામાં જાવા, સુમાત્રા અને મલાયાના પ્રદેશોમાં અને મધ્ય એશિયામાં પેલેસ્ટાઇન અને ઇરાનના પ્રદેશોમાં.

'જ્યારે આઝાદ હિંદ ફોજના સિપાહીઓ ઇમ્ફાલ-કોહીમાની સરહદો પર તેમ જ મલાયામાં ખૂન વહાવી રહ્યા હતા ત્યારે એ ખૂન હિંદુ, મુસ્લિમ, શીખ કે ખ્રિસ્તીનું ન હતું, પણ સંયુક્ત હિંદી પ્રજાનું હતું..

'સરહદના ૯૯ ટકા મુસ્લિમોને પાકીસ્તાન જોઈતું નથી. એથી એમને જો ફાયદો હોત તો એમણે જરૂર માગણી કરી હોત.'

'ઇસ્લામ ભયમાં છે' એવા સૂત્રથી આ વખતે જ નહિ, પણ સેંકડો વાર બ્રિટિશરોએ આપણને છેતર્યા છે. હવે એ સૂત્રથી છેતરાવું ન જોઈએ. જ્યારે જ્યારે આ સૂત્ર પોકારવામાં આવે ત્યારે સમજવું કે મુસ્લિમો નહિ, પણ તેઓ જ ભયમાં છે...જ્યાં સુધી અંગ્રેજો હિંદમાં છે ત્યાં સુધી પાકીસ્તાન નહિ, પણ માત્ર ગુલામીસ્તાન જ રહેવાનું છે.

'હિંદ એ જ આપણું વતન છે. હિંદનું અરમાન એ ઇસ્લામનું અરમાન છે. આપણે એ અરમાનમાં વધારો કરવાનો છે.

અગાઉથી જ ચેતીને પોતાના લશ્કરને શાહ નવાઝખાં ત્યાં રહે ત્યાંસુધી બહાર નીકળવાની બંધી ફરમાવી અને છાવણીના દરવાજા મજબૂત ભીડી દીધા.

શાહ નવાઝખાં રહ્યા ત્યાં સુધી કોઈ લશ્કરી સિપાહી બહાર ન નીકળી શક્યા. પણ છૂટ થઈ કે તરત જ ટોળાં વળીને તેઓ હાથમાં ફૂલના હાર લઈને શહેરમાં ઊપડ્યા. રસ્તામાં એક હારતોરાથી શણગારેલી મોટર પાછી ફરી હતી. એ મોટર અટકાવીને એ મોટર કોની છે એ તેમણે પૂછી જોયું. મોટર ચલાવનાર યુક્ત પ્રાંતના એક રાજા હતા અને એમણે જણાવ્યું કે એ મોટર શાહ નવાઝખાંના કાનપુરના વસવાટ દરમિયાન પોતાને ફેરવનારી હતી અને એમને સ્ટેશને વળાવીને જ પાછી ફરે છે.

લશ્કરી સિપાહીઓએ એકદમ લશ્કરી અદાથી મોટરને સલામી આપી, મોટરને ફૂલના હાર પહેરાવ્યા અને પોતાની અંદરથી ભેગી કરેલ રકમ આઝાદ હિંદ ફોજના ફાળામાં આપવા રાજા સાહેબને સુપરત કરી.

×

છેલ્લે છેલ્લે શાહ નવાઝખાં આઝાદ હિંદ ફોજના સિપાહીઓ માટે કઈ રીતે રાહતકાર્ય કરવું જોઈએ એ વિષેની યોજના વિચારવા મુંબઈ મુકામે મહાત્મા ગાંધીજીને મળવા માટે કર્નલ સહગલ સાથે આવી ગયા. ગાંધીજીને સંપૂર્ણ પ્રેમથી નમન કરતાં એમણે કહ્યું:

'મહાત્માજી! લાલ કિલ્લામાં જ્યારે અમારા પર મોત તોળાઈ રહ્યાં હતાં ત્યારે એક વખત એ આતંકના ખ્યાલે મારું મન અસ્વસ્થ થઈ ગયું. એવી જ સ્થિતિમાં મને ઊંઘ આવી ગઈ. ઊંઘમાં મને સ્વપ્નું આવ્યું. એમાં આપ વરદ હસ્ત રાખીને ઊભેલા દેખાયા. એ દૃશ્ય નિહાળીને મારું મન પુલકિત થયું. ઊંઘ ઊડતાં એ જ પ્રફુલ્લતા કાયમ રહી, મનની અશાંતિ દૂર થઈ અને જાણે આપે મને જિંદગા-

રસોડે ભોજન લીધું.' આવી એકતા વગર આપણો ઉદ્ધાર નથી.

×

આખરે ગાંધીજી, મૌલાના આઝાદ, સરદાર વલ્લભભાઈ, પં. જવાહર, સૌ નેતાઓની સલાહ લીધા બાદ, સૌના સહકાર વડે શાહ નવાઝખાંએ હિંદ વ્યાપી આઝાદ હિંદ વોલંટીઅર કોર સ્થાપવાની યોજના કરી છે. એનું મુખ્ય મથક અલ્લાહાબાદનું સ્વરાજભવન રહેશે, સ્વયંસેવકોની પસંદગી કોંગ્રેસની જિલ્લા સમિતિઓ કરશે અને એ સંસ્થાનું કામ નેતાજીની આગેવાની નીચે પૂર્વ એશિયાની હિંદી જનતાએ શિસ્ત અને ઐક્યના જે ગુણો મેળવ્યા હતા તેનો અહીંની હિંદી જનતામાં પ્રચાર કરવાનું રહેશે. એ કામમાં આઝાદ હિંદ ફોજના મુક્ત થયેલ સિપાહીઓ તેમ જ અન્ય સભ્યોને સાંકળી લેવામાં આવશે.

આ રીતે શાહ નવાઝખાં નેતાજીનો સંદેશો હિંદી જનતામાં દઢીભૂત કરવા માટે પોતાના પ્યારા સૂત્રનો જીવનમાં હર ઘડી અમલ કરી રહ્યા છે કે:

ખાકે વતનકા મુઝકો હર ઝર્રા દેવતા હૈ–
વતનની મિટ્ટીની રજેરજ મારે મન દેવતુલ્ય છે.

'હિંદીઓની એકતા બ્રિટિશ સામ્રાજ્યનો મૃત્યુઘંટ બની રહેશે. એટલા માટે જ હિંદીઓની એકતાથી બ્રિટિશરો ડર્યા કરે છે અને એકતામાં ભેદભાવ ઊભા કરવા પ્રયાસ કરે છે.

'નેતાજીએ તો આઝાદ હિંદ ફોજમાં કોમી ભેદભાવોને સદંતર મિટાવી દીધા હતા. બ્રિટિશરોને એ કેમ ગમે? સીંગાપુરમાં શરણે થયેલ આઝાદ હિંદ ફોજના સિપાહીઓને હિંદુ, મુસ્લિમ, શીખ એવી કોમવાર જુદી જુદી બેરેકોમાં રાખવા એમણે પ્રયાસ કર્યો. પણ એકેએક સિપાહીએ પોતાના બાંધવોથી આ રીતે જુદા રહેવાની ના પાડી દીધેલી.

'બ્રિટિશરોએ બીજી તરકીબ લગાવી. એમણે કોમેકોમ માટે જુદાં રસોડાં કરાવ્યાં. પણ એકરૂપ બની ગયેલ સિપાહીઓએ આ રીતે જુદા જુદા જમવા જવા ના પાડી દીધી અને ખાધા વગર બેઠા રહ્યા.

'આ ખબર સાંભળીને એક બ્રિટિશ અફસર એમને સમજાવવા આવ્યો, કે: 'તમે સૌ સાથે જમશો તો તમારો મઝહબ અભડાશે, માટે અમે તમારા મઝહબ ખાતર જ વ્યવસ્થા કરી છે.'

'આઝાદ હિંદ ફોજના સિપાહીઓએ એને જડબાતોડ જવાબ દીધો, કે 'અમારો મઝહબ કેમ જળવાય એ અમે સારી રીતે જાણીએ છીએ. તમારે એ સમજાવવાની જરૂર નથી. માત્ર તમારે એટલું જ સમજી લેવાની જરૂર છે કે અમે સૌ એક ભારત માતાનાં જ ફરજંદ છીએ અને એક માતાનાં ફરજંદમાં ભેદભાવ પડાવવાની તકલીફમાં તમારે કદી ઊતરવું નહિ.'

'આ રીતે એ બ્રિટિશ અફસરની ભેદ પડાવવાની ગંદી રમત ધૂળમાં મળી ગઈ અને આઝાદ હિંદ ફોજના સિપાહીઓએ એક જ

રસોડે ભોજન લીધું.' આવી એક્તા વગર આપણો ઉદ્ધાર નથી.

×

આખરે ગાંધીજી, મૌલાના આઝાદ, સરદાર વલ્લભભાઈ, પં. જવાહર, સૌ નેતાઓની સલાહ લીધા બાદ, સૌના સહકાર વડે શાહ નવાઝખાંએ હિંદ વ્યાપી આઝાદ હિંદ વોલંટીઅર કોર સ્થાપવાની યોજના કરી છે. એનું મુખ્ય મથક અલ્લાહાબાદનું સ્વરાજભવન રહેશે, સ્વયંસેવકોની પસંદગી કોંગ્રેસની જિલ્લા સમિતિઓ કરશે અને એ સંસ્થાનું કામ નેતાજીની આગેવાની નીચે પૂર્વ એશિયાની હિંદી જનતાએ શિસ્ત અને ઐક્યના જે ગુણો મેળવ્યા હતા તેનો અહીંની હિંદી જનતામાં પ્રચાર કરવાનું રહેશે. એ કામમાં આઝાદ હિંદ ફોજના મુક્ત થયેલ સિપાહીઓ તેમ જ અન્ય સભ્યોને સાંકળી લેવામાં આવશે.

આ રીતે શાહ નવાઝખાં નેતાજીનો સંદેશો હિંદી જનતામાં દઢીભૂત કરવા માટે પોતાના પ્યારા સૂત્રનો જીવનમાં હર ઘડી અમલ કરી રહ્યા છે કે:

ખાકે વતનકા મુઝકો હર ઝર્રા દેવતા હૈ–
વતનની મિટ્ટીની રજેરજ મારે મન દેવતુલ્ય છે.

૧

## બહાદુર લડવૈયો

શ્રી. પ્રેમકુમાર સહગલનો જન્મ ઈ. સ. ૧૯૧૭ના જાન્યુઆરી માસની ૨૫મી તારીખે પંજાબના હોશિયારપુર ગામે એ પ્રાંતનાં અભિજાત ગણાતા સહગલ કુટુંબમાં થયો હતો.

બાળપણ એમણે હોશિયારપુરમાં જ વિતાવ્યું, પણ લાહોર હાઈ-કોર્ટના જજના દરજ્જે પહોંચનાર પિતા સર અચ્છુરામનું કાયમી નિવાસસ્થાન લાહોર હોઈ સહગલ વિશેષ અભ્યાસ કરવા લાહોર આવ્યા. આખા પ્રાંતમાં ન્યાયાધિકારીઓમાં પ્રથમ હરોળમાં સ્થાન ધરાવનાર પિતા અચ્છુરામના ઘરમાં સહગલે બચપણથી જ બુદ્ધિ યુક્ત જીવનનું વાતાવરણ માણ્યું, બ્રિટિશ સરકારને હિંદને માટે અનિવાર્ય અને આવકારદાયક ગણનાર થોડા દશકા પહેલાં એક વિશાળ વર્ગ હતો, એમાં સર અચ્છુરામનું સ્થાન અગ્રિમ હતું.

બ્રિટિશ સલ્તનત પ્રત્યે વફાદાર રહેવાના સંસ્કાર જીવનના પ્રથમ પગથિયામાં જ પીતા પીતા સહગલ મોટા થયા અને વિશેષ અભ્યાસ

કરવા માટે લાહોરની મોડેલ સ્કૂલમાં જોડાયા. આ સ્કૂલમાં એમણે મેટ્રિક સુધીનો અભ્યાસ પૂરો કરીને પંજાબ યુનિવર્સિટીની ટેકનીકલ કોલેજમાં જોડાયા.

અહીં બબ્બે બાજુના એમને જીવનનો ભાવિ માર્ગ નક્કી કરવાનો સમય આવ્યો. એક બાજુ બુદ્ધિ યુક્ત વાતાવરણનો વારસો તેમ જ સલ્તનત પ્રત્યે વફાદારીના સંસ્કાર હતા. બીજી બાજુ બ્રિટિશ સલ્તનતના લશ્કરી ભરતીના આધારસ્વરૂપ પંજાબની રાજધાની લાહોરમાંથી લીધેલ લશ્કરી બહાદુરીનું આકર્ષણ ઊભું થતું જતું હતું. સલ્તનતની વફાદારી અને મનોગત બહાદુરી—બન્નેને સંયુક્ત વહેન આપવા સહગલે લશ્કરી શિક્ષણ લેવાનો નિર્ણય કર્યો અને એ માટે હિંદમાં લશ્કરી શિક્ષણ આપવામાં મોખરે મનાતી દહેરાદૂનની પ્રિન્સ ઑફ વેલ્સ રૉયલ ઇન્ડીઅન મિલિટરી કોલેજમાં જોડાયા.

ખાનગી ખાતાના ઊંચા અને સશક્ત સહગલે ઇન્ડીઅન મિલિટરી એકેડેમીનો અભ્યાસક્રમ સફળતાથી પસાર કર્યો અને ૧૯૩૯ના ફેબ્રુઆરી માસની પહેલી તારીખે એમને હિંદનાં ખુશ્કી દળમાં કેપ્ટન દરજ્જાનો રીનસરનો અધિકાર આપવામાં આવ્યો.

આ અધિકાર ધારણ કર્યા બાદ એમને એક વરસના સમય માટે બ્રિટિશ રેજિમેન્ટમાં મૂકવામાં આવ્યા. એ સમય પૂરો થતાં ૧૯૪૦ના ફેબ્રુઆરી માસની ૨૪મી તારીખે બલૂચ રેજિમેન્ટની પાંચમી બટાલિયનમાં રીનસરના અધિકારી તરીકે જોડાયા.

આ સમયે યુરોપની ધરતી પર યુદ્ધ ખેલાઈ રહ્યું હતું અને એશિયાની ધરતી પર ઊતરી પડે એવી સંભાવના ડોકિયાં કરી રહી હતી. એ સંભાવના સામે પગલાં લેતા બ્રિટિશ સલ્તનત હિંદી સૈનિકોને પૂર્વ એશિયામાં મોકલી રહી હતી. એમાં બલૂચ રેજિમેન્ટની બીજી

બટાલિયનને દરિયાપાર સીંગાપુર તરફ સક્રિય ફરજ પર મોકલવાનો નિર્ણય થયો. પણ એ રેજિમેન્ટના કંપની કમાન્ડરની જગ્યા ખાલી પડી હતી અને એ જગ્યા પૂરવા માટે એ દળ સીધા મોરચા પર જવાનું હોઈને કોઈ કાબેલ તેમ જ બહાદુર અફસરની જરૂર હતી. એ માટે સહગલના બટાલિયનના વડા અફસર પાસે ૧૯૪૦ના ઓક્ટોબરમાં માગણી કરવામાં આવી. એ અફસરે આવા કામ માટે સહગલની ખાસ પસંદગી કરી અને પાંચમી બટાલિયનમાંથી બદલી કરીને એમને બીજી બટાલિયનના અફસર દરજ્જે મૂકવામાં આવ્યા.

પોતાની આ નવી બટાલિયન લઈને સહગલ સ્ટીમર પર ચઢ્યા અને ૧૯૪૦ના નવેંબર માસની ૧૧મી તારીખે સીંગાપુર ઊતર્યા. પણ આ દિવસોમાં જાપાનના મિત્ર રાજ્યો સાથેના સંબંધો વણસવાની અંતિમ ઘડીઓ ગણાઈ રહી હતી અને જાપાન મલાયાની પૂર્વ બાજુએ જમીનમાર્ગે હલ્લો કરે એવી બ્રિટિશ અફસરો માટે તદ્દન નવીન સંભાવના ઊભી થઈ હતી.

એ સંભાવના સામે તાબડતોબ પગલાં લેવા માટે સહગલને સીંગાપુરમાં પંદર દિવસ રોકાયા બાદ તરત જ ઉત્તર મલાયામાં આવેલ કેલેન્ટાન રાજ્યના કોટાભાકુ બંદરે એમના બટાલિયન સાથે મોકલવામાં આવ્યા. મલાયાના પૂર્વ કિનારે કોટાભાકુ બંદરગાહ તેમ જ હવાઈ મથક–એવાં બે મહત્ત્વનાં સ્થાન ધરાવતું હતું. એ માટે એની સંરક્ષણ–હરોળ બરાબર મજબૂત કરવાની હતી. સહગલ પોતાના બટાલિયન સાથે હોંશભેર કામે લાગી ગયા. સહગલને પોતાને એન્જીનિયર કામનો શોખ તેમ જ અનુભવ બન્ને હોવાથી થોડા જ દિવસોમાં બંદરને ફરતી સુંદર સંરક્ષણ–હરોળો તૈયાર કરી દીધી.

એ સંરક્ષણ–હરોળ ખાસ મહત્ત્વની હોઈને મલાયાના બધા જ અગ્રિમ લશ્કરી અધિકારીઓ એનું નિરીક્ષણ કરવા આવ્યા. તેઓ

સૌએ—મલાયાના ઉત્તર વિસ્તારના લશ્કરી સેનાપતિ મેજર જનરલ મરે લિપોન્સ, નવમી ઇન્ડીઅન ડિવિઝનના સેનાપતિ મે. જ. બાર્સ્ટોવ, કોર કમાન્ડર લેફ. જનરલ હીથ અને મલાયા માંહેના લશ્કરોના સર સેનાધિપતિ લેફ. જનરલ પરસીવલે આટલા ટૂંકા વખતમાં આટલી સુંદર રીતે કાર્ય પાર પાડવા માટે સહગલને ખાસ અભિનંદન દીધાં.

એ અભિનંદન મળ્યાંને થોડો જ સમય થયો ત્યાં જાપાનીઓ ૧૦મી ડિસેંબરે સીંગાપુર પાસે સલ્તનતનાં 'પ્રિન્સ ઑફ વેલ્સ' અને 'રીપલ્સ' બે મહાન લશ્કરી જહાજો ડુબાડીને ૧૧મી ડિસેંબરે કોટાભાકુના વિમાની મથક પર ત્રાટકી પડ્યા, પણ બ્રિટિશ લશ્કર પાસે હવાઈ જહાજ હતાં જ ક્યાં! જાપાનીઓએ આંખના પલકારામાં કોટાભાકુનું વિમાની મથક કબજે કર્યું અને વિમાની સહાય વડે કોટાભાકુમાં થાણું નાખીને પડેલા સલ્તનતનાં લશ્કરોને પાછા હઠાવ્યાં.

બ્રિટિશ અધિકારીઓએ તો રસમ મુજબ વિના શરમે પીછેહઠ આદરી દીધી, પણ પોતાના લશ્કરી અભ્યાસ દરમિયાન વરસોથી યુદ્ધનાં સોણાં જોતા તેમ જ તેમાં કાંઇક કાંઇક કરી બતાવવાની કલ્પનાઓ કરતો સહગલને આ રીતે જીવનના પ્રથમ જ પ્રસંગે પીછેહઠ કરવાની વાત ભારે અસહ્ય લાગી.

સહગલે કોટાભાકુથી પોતાની નીચેનું બટાલિયન લઈને પીછેહઠ તો શરૂ કરી, પણ એ બ્રિટિશ અધિકારીઓની માફક આંખો મીચીને સીંગાપુરની સામે નજર નોંધીને જાણે સીંગાપુર પહોંચવાની શરતે દોડતા હોય તેમ નહિ. સહગલ વખતોવખત પાછા ફરીને જાપાની લશ્કરો પર પ્રતિ–આક્રમણ કરતા રહ્યા, જાપાની લશ્કરોને થોડો સમય પાછા હઠાવતા રહ્યા, એમને સારી પેઠે નુકસાન પહોંચાડતા રહ્યા અને ધીમે ધીમે પીછેહઠ કરતા રહ્યા.

આવાં પ્રતિઆક્રમણમાં એક વખત તો એમના બટાલિયને

જાપાનીઓના ૫૦૦ની સંખ્યાનાં મજબૂત દળને સાવ સાફ કરી નાખ્યું અને એ દળનાં હથિયાર તેમ જ દારૂગોળા કબજે કરી લીધાં. પીછેહઠની સાર્વત્રિક નીતિમા આવું ભયંકર પ્રતિઆક્રમણ મિત્ર રાજ્યોનાં લશ્કરોની નજરે પણ ચડયું અને એ પ્રતિઆક્રમણનાં ખૂબ ખૂબ વખાણ સાથે છાપાંઓમાં વર્ણન પણ આવ્યાં.

આ રીતે ક્યારેક ક્યારેક પ્રતિઆક્રમણ કરતા કરતા, ઠેઠ મલાયાના ઉત્તર પ્રદેશના પૂર્વ વિભાગના અંતિમ બિંદુથી શરૂઆત કરીને, આખો મલાયા વીંધીને, લગભગ ૫૦૦ માઇલનો પ્રદેશ પગતળે ખૂંદીને સહગલ મલાયાના દક્ષિણ કિનારે જોહોરબારુ સુધી આવી પહોંચ્યા.

સહગલ આ રીતે આખો મલાયા વીંધતા દક્ષિણ બાજુ જઈ રહ્યા હતા ત્યારે મલાયામાં વસતી હિંદી પ્રજા ઠેરઠેર એમને મળી રહી હતી અને જાત જાતના સવાલો પૂછી રહી હતી તેઓ બધા એમને કહેતા હતા કે:'તમે તો અમને છોડીને ચાલ્યા જાઓ છો. પાછળથી અમારું શું થશે? મલાયાના બચાવ માટે અમે બ્રિટિશ સરકારને અમારાથી થઈ શકે એટલી બધી મદદ કરી છૂટયા છીએ, પણ તમે તો અમને શત્રુને ખોળે મૂકીને ચાલ્યા જાઓ છો. શત્રુનો તો જબરો ડર છે જ. વધારામાં મલાયામાં વસતી ચીની અને મલાયલી પ્રજાઓ અમારા પ્રત્યે ધિક્કારની નજરે જુએ છે. તેઓ બધા એક સાથે તૂટી પડશે અને અમારી માલમિલકત લૂંટી લેશે, અમારી ઓરતોની આબરૂ લૂટશે અને અમારાં ખૂન કરીને જાન લેશે. અમારો એની સામે ઉગારો શો?'

સહગલ એમને શો જવાબ આપે? તેઓ લશ્કરમાં સલ્તનતની વફાદારી ખ્યાલમાં રાખીને જોડાયા હતા, પણ વાચનના શોખે તેમ જ આધુનિક વિચાર-પ્રવાહોને કારણે થોડાક હિંદી જનતાના

સંપર્કમાં આવ્યા હતા અને લશ્કરની ફરજ એ જનતાનું આવી પળોમાં સંરક્ષણ કરવાની છે એમ માનતા થયા હતા. પણ સમગ્ર સલ્તનતની પીછેહઠની નીતિ તેમ જ અધૂરાં સાધનોને કારણે તેઓ મલાયાની આ હિંદી જનતાને સંરક્ષણ માટે શો જવાબ દઈ શકે! તેમની આવી મુસીબતમાં પોતે કાંઈ કરી શકે તેમ નથી એવી અસહાય દશામાં છે એવા ખ્યાલથી એમને દિલમાં ભારે આઘાત લાગ્યો, દિલ દ્રવી ઊઠયું. હિંદી જનતાને માત્ર પ્રભુનો આધાર ચીંધીને, તે જ આવા સયોગોમાં સારાં વાનાં કરશે એવાં મૌખિક આશ્વાસન આપતા સહગલ શરમાતા શરમાતા પીછેહઠ કરતા રહ્યા.

છેવટ ૧૯૪૨ના જાન્યુઆરી માસની ૩૦–૩૧ તારીખના રોજ સહગલ પોતાના બટાલિયન સાથે જોહોર ભાકુનો પુલ પસાર કરીને સીંગાપુર બેટમાં આવતા રહ્યા.

એમનું લશ્કર જાપાનીઓએ મલાયામાં યુદ્ધ શરૂ કર્યું તેના પ્રથમ દિનથી મુખ્યે ચડયું હતું, એક પણ દિવસનો આરામ લીધા વગર એ આખા મલાયાની ધરતી પર લડતું આવતું હતું. એ લડત દરમિયાન જાપાનીઓનું હવાઈ આક્રમણ જબરું હતું, એની સામે બ્રિટિશ હવાઈ જહાજોનો નામ માત્રનો સામનો હતો. પરિણામે એ હવાઈ આક્રમણમાં સહગલનું દળ ભયંકર રીતે ખુવાર થઈ ગયું હતું. એના કેટલા યે અફસરો અને સિપાહીઓની જબરી સંખ્યા મોતને ભેટી હતી. આખું લશ્કર વેરવિખેર થઈ ગયું હતું. થાકીને લોથ થઈ ગયું હતું. આવા થાકેલા લશ્કરને થોડોક આરામ આપવાની સહગલની આંતરિક ઇચ્છા હતી.

પણ જાપાનીઓ બ્રિટિશ લશ્કરોનાં પગલાં દબાવતા પાછળ પડી રહ્યા હતા. સીંગાપુર અભેદ્ય ગણાતું હતું અને ત્યાંથી જાપાનીઓનો જબરો સામનો નિરાંતથી કરી શકાશે એવો સમગ્ર

લશ્કરને ખ્યાલ હતો, પણ સીંગાપુરનાં વિશ્વભરમાં બણુગાં ફૂંકવામાં આવેલ લશ્કરી વ્યૂહરચનાએ દગો દીધો અને જાપાનીઓ જોહોર ભાકુના સળગાવી નાખેલ પુલને યે સમારીને ૧૯૪૨ના ફેબ્રુઆરીની આઠમી તારીખે સીંગાપુરની ધરતી પર ઊતરી પડ્યા.

થાકીને લોથ થઈ ગયેલા તેમ જ વેરવિખેર બની ચૂકેલા સહગલના લશ્કરે હજી સીંગાપુર પર માંડ પગ માંડ્યો હતો ત્યાં જાપાનીઓ સીંગાપુર પર ઊતર્યા એ પહેલાં એમની સામે સંરક્ષક સામનો કરવાની ફરજ ઉપાડી લેવી પડી. આવી સ્થિતિમાં યે સહગલે પોતાનાં લશ્કરને વ્યવસ્થિત કર્યું અને સહર્ષ નવી જવાબદારી ઉઠાવી લીધી.

સહગલ પોતાના લશ્કરને ૧૦મી ફેબ્રુઆરીને દિને લઈને સીંગાપુર પર ચારે તરફથી ઊતરી રહેલાં જાપાની દળો સામે પ્રતિઆક્રમણ કરવા ઊપડ્યા અને સીંગાપુરના બેટ પર આવેલ જંગલ પ્રદેશમાંથી જાપાનીઓને પાછા હઠાવીને સીંગાપુરની ધરતી છોડાવી સમુદ્રમાં ધકેલી દીધા. જાપાનીઓ ફરી ફરીને સમુદ્રમાંથી સીંગાપુર પર ઊતરવા આ પ્રદેશમાં પ્રયાસ કરી રહ્યા હતા, પણ સહગલ એમના એકેએક પ્રયાસને નિષ્ફળ બનાવી રહ્યા હતા. ત્યાં એમને બીજે દિવસે સીંગાપુરના પ્રાણદોરી સમા જલભંડારો તેમ જ તેલ રાખવાનાં ભોંયરાં ધરાવતા મન્ડી ટેકરીઓના વિસ્તારમાં બોલાવવામાં આવ્યા; કેમકે જાપાનીઓ ઉત્તર સીંગાપુરને કાંઠેથી ઊતરીને આગળ વધી રહ્યા હતા અને આ વિસ્તારમાં ઓસ્ટ્રેલિયનોને જંગ આપી રહ્યા હતા એ ઓસ્ટ્રેલિયન લશ્કરને મુક્ત કરવા માટે સહગલને એમના લશ્કર સહિત આવવાનો હુકમ મળ્યો.

હજી સહગલ એ લશ્કરોને મુક્ત કરવા પોતાનાં લશ્કરોને લઈને મન્ડી ટેકરીઓના રસ્તા પર જઈ રહ્યા હતા ત્યાં જ જાપાનીઓએ હલ્લો કર્યો. ઓસ્ટ્રેલિયનો પોતાની મદદે કુમક આવતી જોઈ

રહ્યા હતા, છતાં જગ્યા છોડીને ભાગી છૂટ્યા અને જાપાનીઓએ રસ્તાની બન્ને બાજુની મહત્ત્વની જગ્યાઓ કબજે કરી લીધી. એ રસ્તા પર જઈ રહેલા સહગલ બન્ને બાજુથી ઘેરાઈ ગયા અને ખાસ, કરીને સહગલ પોતે જે કંપનીની સાથે હતા એ કંપની જાપાનીઓના હલામા ભિડાઈ ગઈ. ખૂનખાર જંગ થયો પણ જાપાનીઓ સદ્ધર સ્થળે હતા, સહગલ ખુલ્લા વિસ્તારમાં. પરિણામે સહગલના લશ્કરને ભારે નુકસાન થયું. પાંચ જ મિનિટમાં સહગલની કંપનીના સૂબેદાર અને મુખ્ય મથકના ત્રણ માણસો માર્યા ગયા.

આ કારણે સહગલનો મુખ્ય મથક સાથેનો તેમ જ પોતાના બાકીના લશ્કર સાથેનો વ્યવહાર તેમ જ સંબંધ સદંતર કપાઈ ગયો અને જાપાનીઓ તેમની નીતિ અનુસાર લડવાને બદલે, આટલી નજીકમાં આવી પડેલા સહગલના લશ્કરને બોલાવવા લાગ્યા તથા પોતાની સાથે ભળી જવા સમજાવવા લાગ્યા.

સહગલની કંપનીના કોઈ સિપાહીએ આ વાત કાને ન ધરી. સહગલે ચારે બાજુ છૂટા પડી ગયેલા પોતાના સિપાહીઓને એકઠા કર્યા અને જાપાનીઓની સામનો શરૂ કર્યો. પોતાના આખા બટાલિયનથી વિખૂટા પડેલા સહગલે પોતાની કંપની સાથે જાપાનીઓને ખૂનખાર જંગ આપ્યો અને કોંઠા જઈને પોતાની બટાલિયન સાથે ભેગા થઈ ગયા.

એ રાત્રે એમના અધિકારીના હુકમ અનુસાર સહગલ નેસન સુધી પાછા હટી ગયા અને ત્યાં ૨૪ કલાક ગાળ્યા. ત્યાં જાપાનીઓ પાછળ આવી પહોંચ્યા. આ સ્થાન સીંગાપુરના શહેર તરફ આગળ વધવા માટે બરાબર મહત્વના સ્થળે હતું, એથી જાપાનીઓએ જબરો હલ્લો કર્યો, પણ સહગલે એમની સામે સખત પ્રતિઆક્રમણ કરીને પાછા

હઠાવ્યા. જાપાનીઓએ ફરી ફરીને ત્રણ ત્રણ વખત હલ્લા કરીને એ સ્થળેથી આગળ વધવા ગજબ પ્રયાસ કર્યો, પણ દર વખતે સહગલે એમને પાછા હઠાવ્યા, એક પણ જાપાનીને એ હરોળ ભેદીને આગળ જવા ન દીધો. વધારામાં જાપાનીઓને ત્રણ ટેન્કો છોડીને પાછા હઠી જવુ પડ્યું.

પણ બ્રિટિશ લશ્કરોની નીતિ પીછેહઠની જ હતી, તેથી ફેબ્રુઆરીની ૧૨મી રાતે સહગલને પાછા હઠવા હુકમ થયો. એ પ્રમાણે ૧૩મીએ તેઓ પાછા હઠીને બિદાદરી છાવણીએ આવી પહોંચ્યા. અહીં આવ્યા બાદ એમને ફરીથી લડવાનો મોકો જ ન મળ્યો; કેમકે ફેબ્રુઆરીની ૧૫મીએ સમગ્ર બ્રિટિશ લશ્કરે જાપાનીઓની શરણાગતિ સ્વીકારી લીધી હતી.

એ પછી પેલા બહુ જાણીતા ફરાર પાર્કના બનાવો બન્યા. હિંદી લશ્કરોને એકઠાં કરીને બ્રિટિશ સલ્તનતના પ્રતિનિધિ ક. હન્ટે જાપાની પ્રતિનિધિ મેજર ફુજીવારાને હસ્તક સોંપ્યા અને મે. ફુજીવારાએ કૅપ્ટન મોહનસિંગને હસ્તક આઝાદ હિંદ ફોજ રચવા અર્થે સોંપ્યા.

ગોવાળ હાંકીને આખા ગાડરના ટોળાની સોંપણી કરે, એવી આ સોંપણીથી સહગલને ચોટ લાગી ગઈ. એમને વધારે ચોટ લાગવાનું એક કારણ એ હતુ કે મલાયાની ધરતી પર યુધ્ધે પગરણ માંડ્યાં એના પ્રથમ દિવસથી સહગલે સમગ્ર હિંદી લશ્કર સહિત જાપાનીઓને ખૂનખાર જંગ આપ્યો હતો. એના બદલામાં બ્રિટિશ સલ્તનતે આવી સોંપણી કરી એ જ દિવસથી એમના મનમાં નક્કી થઈ ગયું કે હિંદી લશ્કરમાં પોતે દાખલ થયેલા તે દિવસે રાજાને વફાદાર રહેવાની જે પ્રતિજ્ઞા કરેલી, એ પ્રતિજ્ઞા પાળવાની સઘળી જવાબદારીમાંથી સલ્તનતે જ આ પગલા દ્વારા એમને મુક્ત કરી દીધા છે.

છતાં યે સહગલ આઝાદ હિંદ ફોજમાં જોડાવા તૈયાર ન હતા; કેમકે આખા મલાયા તેમ જ ખુદ સીંગાપુરમાં લડતી વખતે એમણે હિંદી સિપાહીઓને પોતાને પક્ષે લેવા માટે સમજાવતા જાપાનીઓને જોયા હતા. આથી એમને શાહ નવાઝખાં જેમ જ અન્ય કેટલા યે હિંદી અફસરોની જેમ જાપાનીઓની નેમમાં શંકા ઊભી થઈ ગઈ હતી. એમને થતું હતું કે જાપાનીઓને હિંદના સ્વાતંત્ર્યની કશી જ પડી નથી. માત્ર પોતાનો હેતુ સારવા અર્થે દુનિયાભરમાં પ્રચાર કરવામાં આઝાદ હિંદ ફોજનો ઉપયોગ કરશે.

સહગલને તો આધુનિક વાતાવરણ તેમ જ વાચનને કારણે હિંદની આઝાદી માટે સંપૂર્ણ લાગણી હતી, પણ જાપાનીઓની આ નેમ જોઈને આઝાદ હિંદ ફોજમાં જોડાવા પ્રથમથી જ ના પાડી દીધી. શરૂઆતમાં તેઓ સમગ્ર હિંદી લશ્કરો સાથે જ રહ્યા. પણ ૧૯૪૨ના મે માસમાં ફોજમાં જોડાવા માગનાર તથા ન માગનારને જુદા પાડવાનો વખત આવ્યો. એ વખતે ઘણી ઘણી સમજાવટ છતાં સહગલે જોડાવાની ઘસીને ના પાડી દીધી અને તેમને પોતાના બટાલિયન સાથે ટેન્ગાબ એરોડ્રોમની છાવણીમાં મોકલી દેવામાં આવ્યા.

અહીં સહગલ પોતાના બટાલિયન સહિત ૧૯૪૨ના ઑગસ્ટ માસ સુધી રહ્યા. એ દરમિયાન જૂન માસમાં બેન્કોક મુકામે સંમેલન ભરાતું હતુ એમાં એમના બટાલિયનના પ્રતિનિધિ તરીકે હાજરી આપવા કૅ. મોહનસિંગે આમંત્રણ આપ્યું. પણ એવા કોઈ કાર્યક્રમમાં ભાગ લેવાની ના પાડી દીધી.

## ૨.

# મંથન અને નિર્ણય

**આ** દરમિયાન એવા બનાવો બનવા લાગ્યા, કે એને કારણે સહગલને આઝાદ હિંદ ફોજમા ન જોડાવાના નિર્ણય વિષે ફેર–વિચાર કરવો પડ્યો.

એમના કેટલા યે સાથી–અધિકારીઓ આઝાદ હિંદ ફોજમાં જોડાવાની તરફેણમાં ઢળતા જતા હતા, એના તેમની પાસે ચોક્કસ કારણો પણ હતા. સહગલ એમના મિત્રમંડળમા કોઈ પણ ગંભીર વિચારણા વખતે પૂછવા યોગ્ય ગણાતા. એમના મિત્રો જુદી જુદી છાવણીઓમા હતા. એમાં ખાસ કરીને સીંગાપુરમા માઉન્ટ પ્લેઝન્ટના વડા મથકમા રહેતા કે અરશાદ હતા એટલે આ બાબત વિષે વિચારણા કરીને સલાહ લેવા માટે સહગલને એમની છાવણીમાથી સીંગાપુર મોકલવા માગણી કરી અને એ માગણી અનુસાર સહગલને ખાસ ત્યાં લઈ જવામા આવ્યા

ત્યાં કે. અરશાદ સાથે અન્ય મિત્ર અધિકારીઓ પણ હતા

અને તેમની સાથે સહગલને ચર્ચાઓ થઈ. આમાં મુખ્ય બાબતો આ હતી—

(૧) જાપાનીઓ એકેએક મોરચા પર વીજળીક ફત્તેહો મેળવતા આગળ વધતા જતા હતા અને હિંદ પર પણ થોડા જ સમયમાં આક્રમણ કરે એવી સંભાવના દેખાતી હતી.

(૨) એવી સભાવનાનો સ્વીકાર કરીને બી. બી. સી. લંડન તરફથી આવી રહેલી ખાનાખરાબી માટે સહાનુભૂતિ પાઠવવી પણ શરૂ કરી દીધી હતી.

(૩) હિંદ પર આવી ખાનાખરાબી આવી પડે તો હિંદના બચાવની શી સ્થિતિ હતી?

ક હિંદમાંથી છેલ્લે છેલ્લે સીંગાપુરના યુદ્ધમાં મદદે આવી પહોંચેલ લશ્કરો તદ્દન કાચાં હતાં અને લડવાની નામની જ તાલીમ તેઓ પામ્યા હતા.

ચ ડૅ. અરશાદ જેવા મિત્રો સીંગાપુરના પતન પહેલાં થોડા જ સમય અગાઉ હિંદ જઈ આવ્યા હતા. તેમની માહિતી અનુસાર હિંદમાં આધુનિક સંરક્ષણનાં કશાં જ સાધન ન હતાં વધારામાં હિંદના સિપાહીઓને બંદૂકોને અભાવે લાકડાની બંદૂકોથી તેમ જ હળવી મશીનગનોથી તાલીમ આપવામાં આવતી હતી.

ક આમાં યે ખાસ કરીને પૂર્વ હિંદની સરહદો પર—જ્યાંથી જાપાની આક્રમણની સંભાવના પૂરેપૂરી હતી ત્યાં તો કશી જ સંરક્ષણ-તૈયારી ન હતી.

આવી—નમાલી રક્ષણ-તૈયારી હતી, એવે વખતે યે હિંદના આગેવાનોએ સાચી સત્તાની સોંપણી સરકાર કરે તો પ્રજાના સહકારથી

હિંદના બચાવની જવાબદારી ઉપાડી લેવાની તૈયારી દર્શાવી અને સરકારે ઠોકરે મારી. પરિણામે કોંગ્રેસને ૮મી ઓગસ્ટે 'હિંદ છોડો' નો ઠરાવ કરવો પડ્યો. સરકારે કશી જ દાદ ન આપતાં આગેવાનોને કેદમાં પૂર્યા. એની સામે પ્રજાએ રોષ વ્યક્ત કર્યો તો સમગ્ર હિંદમાં ભયંકર ત્રાસ વર્તાવીને પ્રજામાનસને દાબી દેવા ભયંકર પ્રયાસ આદર્યો.

આ સમાચાર સીંગાપુરનાં હિંદી લશ્કરોને મળ્યા એ ભેગા જ બી. બી. સી. લંડને તેમજ હિંદના સરકારી રેડિયોએ એના પર પરદો છાવરી દીધો. પણ હિંદમાં ગુપ્ત રીતે ચાલતાં રેડિયો-મથકો તથા ધરી સત્તાઓના રેડિયો તરફથી એમને હિંદમાં સત્તાવન સમો બીજો બળવો પ્રવર્તી રહ્યો હોય એવા સમાચાર મળ્યા. સરકારી સાધનો આ વિષે ભયંકર રીતે ચૂપ હતાં એટલે તો શંકા બરાબર મજબૂત થતી હતી કે બ્રિટિશ હિંદી સલ્તનત હિંદી પ્રજાને કાયમી ગુલામીમાં જ ગોંધી રાખવાના પ્રયાસ આદરી રહી છે.

આવી પરિસ્થિતિમા જાપાનીઓ હિંદ પર આક્રમણ કરે તો બ્રિટિશ સલ્તનત હિંદનો જરા યે બચાવ કરી શકે નહિ અને હિંદને જાપાનીઓને ખોળે મૂકીને નાસી જાય. વધારામાં ભાગતા ભાગતા 'ધીખતી ધરા'ની નીતિ અનુસાર હિંદને સાફ કરતા જાય. વરસોથી શસ્ત્રવિહીન બની ચૂકેલી હિંદી પ્રજા અવ્યવસ્થિત બનીને જાપાનીઓનો કશો સામનો કરી ન શકે અને જાપાનીઓ હિંદી ઓરતોની આબરૂના શા હાલ કરે એ તો સહગલે અહીં મલાયાની ધરતી પર જાપાનીઓએ ચીની, મલાયલી તેમજ યુરેશિયન ઓરતોના જે હાલ કર્યા હતા એ નજરે નિહાળ્યા હતા.

આ સામે એક જ ઉપાય હતો અને તે આઝાદ હિંદ સેનામાં જોડાઈને જાપાનીઓની સાથે હિંદમાં જવું અને બ્રિટિશરો ચાલ્યા જાય પછી જાપાનીઓ કબજો લે તો તેમનો યે સામનો કરીને હિંદને હિંદીઓના જ હાથમાં સોંપવા પ્રયાસ કરવો.

તાકાતવંત તેમ જ સાધનસંપન્ન બનાવવી, એનો એકએક સિપાહી સંપૂર્ણ ભોગ આપવા અને વખત પડયો જાપાનીઓ સામે યે લડવા તૈયાર રહે—આવા આવા ખ્યાલ અનુસાર સહગલે એમાં જોડાવાનો નિર્ણય કર્યો.

આ નિર્ણય એમણે પ્રથમ આઝાદ હિંદ ફોજના વડા સેનાપતિ મોહનસિંગને કહ્યો અને ફોજની રચના થતાં શાહ નવાઝખાં, ઢીલોં વગેરેની સાથે સહગલને ૧૯૪૨ના સપ્ટેમ્બરની ૧લી તારીખે સેકન્ડ લેફ્ટેનન્ટનો હોદ્દો મળ્યો, એ જ માસની ૯મી તારીખે કેપ્ટનનો હોદ્દો આપવામાં આવ્યો, અને ઓક્ટોબરની ૧૫મી તારીખે મેજરનો ઊંચો હોદ્દો આપવામાં આવ્યો. આ હોદ્દો ધરાવતા સહગલ આઝાદ હિંદ ફોજના મુખ્ય વિભાગ હિંદ ફીલ્ડ ફોર્સ ગ્રુપના અધિકારી તરીકે કામ કરી રહ્યા હતા.

સહગલ પોતાનું કાર્ય હોંશથી સંભાળી રહ્યા હતા ત્યાં પ્રથમ આઝાદ હિંદ ફોજમાં કટોકટી ઊભી થઈ, વડા સેનાપતિ મોહનસિંગને પકડવામાં આવ્યા, અને આઝાદ હિંદ ફોજ વિખેરી નાખવામાં આવી. આ વખતે સહગલ પણ એમાંથી છૂટા થઈ ગયા અને જાપાનીઓએ લીધેલા વલણનો બરાબર વિરોધ દર્શાવતા રહ્યા.

એ પછી બીજી વાર આઝાદ હિંદ ફોજ રચવા પ્રયાસો શરૂ થયા, પણ જ્યાં સુધી જાપાનીઓ પાસેથી રજૂ થયેલી માગણીઓની સ્પષ્ટ કબૂલાત ન થાય ત્યાં સુધી એની રચના નહિ કરવી એમ માનતા હિંદી અધિકારીઓના વર્ગમાં સહગલ પણ મોખરે હતા.

છેવટ જ્યારે જાપાનીઓ તરફથી એવી બાંહેધરી મળી. પણ આઝાદ હિંદ ફોજનો તેઓ ફરીથી ભવિષ્યમાં કદી ઉપયોગ ન કરી જાય માટે ફોજને મજબૂત પાયા પર મૂકી દેવી એવા સ્પષ્ટ ઇરાદાથી સહગલ એમાં ૧૯૪૩ના ફેબ્રુઆરીની ૨૬મીએ જોડાયા અને એમનું આગલું કામ—હિંદ ફીલ્ડ ફોર્સ ગ્રુપની આગેવાની સંભાળી લીધી. એની

સાથોસાથ છાવણીએ છાવણીએ ફરીને ફોજમાં જોડાઈ જવા માટે સૈનિકોને સમજાવવા લાગ્યા. પણ જ્યાં જ્યાં એ સમજાવવા ગયા, ત્યાં ત્યાં એમણે સ્પષ્ટ કહ્યું કે જેમની ઇચ્છા ન હોય એમને ન જોડાવાની સંપૂર્ણ છૂટ છે. જેમને પોતાની માભૂમિની આઝાદી માટે લડવાની તમન્ના હોય અને ક્યારેક એ માટે જાપાનીઓ સામે યે લડવાની તૈયારી હોય એવા મરદ માણસો જ જોડાય એવી હું માંગણી કરું છું.

બીજી વાર રચાયેલી આઝાદ હિંદ ફોજ બરાબર વ્યવસ્થિત કરવાની હતી, એથી એની વડી કચેરીનું કામકાજ આંટીઘૂંટીવાળું તેમ જ લાંબી નજર માગી લેનારું હતું. વિશાળ વાચન, અંગ્રેજીનું ઊંડું જ્ઞાન તેમ જ સહગલને આવી વ્યવસ્થાનું કામ સ્વાભાવિક હતું તેથી એમને હિંદ ફીલ્ડ ફોર્સ ગ્રુપનું કામ છોડાવી ૧૦મી એપ્રિલ ૧૯૪૩ના રોજ ડાયરેક્ટોરેટ ઑફ મિલિટરી બ્યુરોની કચેરીએ ફેરવવામાં આવ્યા અને મિલિટરી સેક્રેટરી યુદ્ધમંત્રી જેવું મહત્ત્વનું તેમ જ જવાબદાર કામ સુપરત કરવામાં આવ્યું.

## ૩

# કુનેહબાજ યુદ્ધમંત્રી

મિલિટરી બ્યુરોની નીચે ચાલતાં બધાં જ ખાતાં સાથે રોજ બ-રોજનાં મહત્વનાં કાર્યોની પતાવટ કરવાની જવાબદારીવાળા આ યુદ્ધમંત્રીના સ્થાનની અગત્ય તેમ જ ગંભીરતા જેઓ લશ્કરમાં રહ્યા હોય એ જ જાણે. પણ આ કાર્યને લાંબાગાળા સુધી એક સરખી ચીવટથી સહગલ સંભાળતા રહ્યા.

સહગલ આ સ્થાન સભાળી રહ્યા હતા, એ સમય દરમિયાન ૧૯૪૩ના જૂન માસમાં નેતાજી સુભાષચંદ્ર બોઝ સીંગાપુર આવ્યા, તેમણે આઝાદ હિંદ ફોજની સરદારી હાથમાં લીધી અને આરમી-હકૂમતે-એ-આઝાદ હિંદની સ્થાપના કરી. એ સ્થાપના વખતે ભવ્ય સમારંભ યોજાયો. બીજી આઝાદ હિંદ ફોજના અન્ય સૌ અફસરોની સાથે સહગલ પણ તેમાં હાજર રહ્યા અને નેતાજી સુભાષચંદ્ર બોઝની સમક્ષ ઊભા રહીને એમણે પણ ખરા દિલથી પ્રતિજ્ઞા કરી કે—

'હું સ્વેચ્છાપૂર્વક, મારી રાજીખુશીથી આઝાદ હિંદ ફોજમાં જોડાઉં છું. હું મારી જાનને ઈશ્વરસાક્ષીએ હિંદને સમર્પણ કરું છું અને પ્રતિજ્ઞા લઉ છુ કે હિંદની આઝાદીની ખાતર મારું જીવન અર્પણ કરીશ. હું મારી સર્વોચ્ચ શક્તિથી હિંદની અને હિંદની આઝાદીની પ્રવૃત્તિની સેવા કરીશ અને એમ કરતાં મારા પ્રાણની પણ પરવા કરીશ નહિ. હું મારી જાત માટે અંગત લાભની કશી આકાંક્ષા રાખીશ નહિ. હુ તમામ હિંદીઓને ન્યાત, જાત, ધર્મ કે વિભાગના કોઈ પણ જાતના ભેદભાવ વગર ભાઈઓ જ માનીશ.'

અત્યાર સુધી સહગલ ફોજમાં એક ભાવનાથી કામ કરી રહ્યા હતા પણ નેતાજી આવતાં એમનાં જ્ઞાન ભરપૂર તેમ જ ભાવના ભર્યાં તેજસ્વી વાણીનાં ભાષણો સાંભળીને તેમની સમગ્ર ભાવનાને નૂતન પ્રાણ મળ્યા. એવી નૂતન પ્રાણવંત ભાવના સાથે યુદ્ધમંત્રીનું કામ કરવા લાગ્યા. આ સ્થાન મહત્ત્વનું હતું જ. એમાં નેતાજી આવતાં આખી આઝાદ હિંદ ફોજ સેનામાં નવા પ્રાણ આવ્યા અને અકલ્પ્ય ભરતી આવી એ કારણે યુદ્ધમંત્રી તરીકેનું સહગલનું કામ સમય, મહેનત તેમ જ જવાબદારીની રીતે અનેકગણું વધી ગયું, પણ સહગલ એ કાર્યને એથી યે વિશેષ ઉત્સાહ અને આનંદથી સંભાળવા લાગ્યા.

૧૯૪૪ના જાન્યુઆરી માસમાં આરઝી–હકૂમત–એ આઝાદ હિંદ તથા આઝાદ હિંદ ફોજનું મુખ્ય મથક સીંગાપુરથી બર્મામાં રંગૂન મુકામે બદલાવવામાં આવ્યું. સહગલ પણ એ સાથે રંગૂન આવ્યા અને અહીં એમનું કામકાજ વ્યવસ્થિત કરીને સંભાળવા લાગ્યા.

બબ્બે વરસથી ચાણું નાખીને બેઠેલ બ્રિટિશ લશ્કરોને પાછાં હડસેલીને વિજય મેળવ્યો અને એ વિજય-દિનની રંગૂનમાંનાં આઝાદ હિંદ-ફોજનાં દળોમાં ઉજવણી અર્થે નેતાજીએ ખાસ જાહેરાત કરી, એ જાહેરાત સહગલે એકેએક છાવણીઓ પર ૯ મી ફેબ્રુઆરી ૧૯૪૪ના રોજ મોકલી અને લશ્કરોની કવાયત કરીને સૌની સમક્ષ એ વાંચી સંભળાવવાની સૂચના આપી.

સહગલે આ દિવસોમાં એક બીજી યોજના વિચારી. આઝાદ હિંદ ફોજનાં દળો હવે રીતસરના યુદ્ધ-મોરચે ચડ્યાં હતાં એટલે વ્યક્તિગત કે સમૂહગત બહાદુરીના કિસ્સા નોંધાવાનો સંપૂર્ણ સંભવ હતો. આવી બહાદુરીનાં માન હિંદી લશ્કરમાં વિકટોરીઆ ક્રૉસ કે એવા અન્ય ચાંદ આપીને કરવામાં આવે છે અને એવાં બહાદુર કાર્યો કરવાનો ઉત્સાહ પ્રેરવામાં આવે છે. આઝાદ હિંદ ફોજમાં પણ એવાં બહુમાન કરવા માટે માનદ નામાભિધાનની યોજના સહગલે વિચારી કાઢી.

એમાં સિપાહી પોતે એકલો અથવા પોતાનાં સાથીદળ સાથે મળીને જંગમાં કોઈ બહાદુર કાર્ય કરી બતાવે એને માટે 'તમ્રા-એ-બહાદુરી,' 'શેરે-હિંદ,' 'વીરે-હિંદ,' 'સનદ-એ-બહાદુરી,' એવાં માનદ નામ નક્કી કરવામાં આવ્યાં. કોઈ સિપાહી પોતે કે એકલો અથવા સાથી દળો સાથે મળીને બ્રિટિશ કે અમેરિકન શત્રુને મારી નાખે કે જીવતો પકડે એને માટે 'તમ્રા-એ-નાશ નામે નામ નક્કી કર્યું. કોઈ સરદાર રણજંગમાં સુંદર દોરવણી આપે એને માટે 'સરદાર-એ-જંગ' એવું નામ રચવામાં આવ્યું. કોઈ રણભૂમિ પર બહાદુરી બતાવતાં વીરગતિને પામે એને માટે 'શહીદ-એ-ભારત' એવું નામ આપવામાં આવ્યું. ફોજના સિપાહીઓથી બહાર પણ નજર દોડાવવામાં આવી અને હિંદની ભૂમિ પર કે બહાર કોઈ હિંદી પ્રજાજન હિંદી આઝાદીને રૂંધનાર બ્રિટિશ કે અમેરિકન પ્રજાજનને

મારે કે જીવતો પકડે, અથવા અન્ય રીતે હિંદની આઝાદીના કાર્યમાં મદદ આપે તેને માટે 'તઘ્મા–એ–શત્રુનાશ' એવું નામ ઠરાવવામાં આવ્યું.

પાછળથી આમાંના કેટલાં યે માનદ નામાભિધાન હિંદી પ્રજાજનોને સુંદર કાર્યો કરવા માટે જાહેર સમેલનો ભરીને નેતાજીને હસ્તે આપવામાં આવ્યાં. એવાં નામાભિધાન મેળવનાર પોતાને ધન્ય માનવા લાગ્યા.

૧૯૪૪ના મે–જૂન–આસપાસ જાપાની લશ્કરી તાકાત ઘટતાં, એમની સાથે આઝાદ હિંદ ફોજને પણ ઇમ્ફાલ–કોહીમાના મોરચા ઉઠાવીને તેમ જ વિષ્ણુપુર–બિશનપુર આસપાસના પ્રદેશમાં આઝાદ હિંદ સરકારનો ચાલતો વહીવટ છોડીને દુઃખપૂર્વક પીછેહઠ કરવી પડી. આ પીછેહઠમાં જાપાનીઓ આઝાદ–હિંદ ફોજનાં દળોને પ્રભુને ખોળે મૂકીને ભાગી છૂટયા. એ વખતે વરસાદને કારણે બર્માની જબરી નદીઓ પૂરથી છલકાઈ ઊઠી હતી, રસ્તા તૂટી ગયા હતા, વ્યવહારનાં સાધનો કપાઈ ગયાં હતાં, આઝાદ હિંદ ફોજનાં દળોને પાછાં ફરવા કશાં જ સાધન રહ્યાં ન હતાં.

આવી પરિસ્થિતિમાં સહગલ યુદ્ધમંત્રી તરીકે ભારે જહેમત ઉઠાવીને નવા નવા ઉપાયો યોજવા લાગ્યા અને વહેલામાં વહેલી તકે સગવડ મોકલવાની વ્યવસ્થા કરવા લાગ્યા. બર્મામાંથી એણે ઘોડા ખરીદ્યા, જૂનાપાના ખટારા વેચાતા લઈને એ સરખા કર્યાં અને આઝાદ હિંદ ફોજનાં દળોને સાણુ, ગોળ, તેલ અને ખોરાકના ડબ્બા મોકલવા લાગ્યા.

યુદ્ધમોરચા અને વડા મથક વચ્ચેનો કપાઈ ગયેલો વ્યવહાર જોડવા માટે એમણે સાપ્તાહિક ખેપિયાની યોજના અમલમાં મૂકી.

માડલેથી મેમ્યો સુધી તારની વ્યવસ્થા કરી પણ આ બધા સાધન ક્યારે ભાગી પડે એ કહેવાય નહિ એ માટે વાયરલેસ – બેતાર સંદેશા મોકલવાની યોજના વિચારી કાઢી અને જાપાની યુદ્ધવિભાગ હિકારી કિકાન પાસે એ રજૂ કરી જાપાનીઓએ એ સંદેશાનો ગુપ્ત–અંક સાદો હોવાનો વાંધો ઉઠાવ્યો તો તાબડતોબ બીજા ગુપ્ત–અંક એમણે તૈયાર કર્યા અને છેવટ જાપાનીઓએ તે મંજૂર કરતા એ અઘરી ભાષા માટે માણસોને તાબડતોબ તૈયાર કરીને બેતાર સંદેશા શરૂ કર્યા

જેવી રીતે શાહ નવાઝખા મોરચા પર જાપાનીઓ સાથે ઝઘડી રહ્યા હતા, તેમ સહગલ અહીં વડા મથક પર જાપાનીઓની દિલ–ચોરી સાથે ઝઘડી રહ્યા હતા. જાપાનીઓ મોરચા પરની ફોજને સાધનો મોકલવા માટે વેગન આપવાનાં વચન આપીને પાળતા ન હતા. મોરચા પરની જાપાની સ્ટીમ–લોચને છૂટી કરીને આઝાદ હિંદ ફોજની લોચ મારફત શાહ નવાઝખા હસ્તકના ૪૦૦ જેટલા જખમી સિપાહીઓને પાછા લાવવાની માગણી નકારતા હતા.

આ દિવસોમા શાહ નવાઝખાના પીછેહઠ કરતા લશ્કર માવલીક, સીતાગ અને તીરવાનમા સાવ વિખૂટા પડી ગયા હતાં અને તદ્દન કફોડી સ્થિતિમા હતા એમને માટે તાત્કાલિક વ્યવસ્થા કરવા સિવાય છૂટકો ન હતો.

સહગલે તાબડતોબ એ વાત નેતાજી પાસે રજૂ કરી નેતાજી જનરલ ઇશોકાને મળ્યા અને ઊભાઊભ એ માટે વ્યવસ્થા કરાવી.

આ સિવાય ઇમ્ફાલને મોરચેથી થાક્યા–પાક્યા આવ્યા પહેલા ડિવિઝન માટે બે જોડી કપડાં, એક જોડી બૂટ તેમ જ અન્ય આરામનાં સાધનો આપવા માટે વડા મથકની નજર તળે જ કારખાનાં ખોલીને સહગલ વ્યવસ્થા કરી રહ્યા હતા.

આટઆટલા કામ સાથે યે એમને થોડો વખત વધારાના કામ તરીકે આસીસ્ટંટ ચીફ ઑફ સ્ટાફનું કામ મળેલુ, એ પણ તેમણે બરાબર કરી આપ્યું.

આવી આવી અનેક પ્રકારની જવાબદારીઓ પળનો યે શ્વાસ લીધા વગર અદા કરતા સહગલે ૧૯૪૪ના નવેંબર એટલે–લગભગ લગાતાર બે વરસ સુધી યુદ્ધમંત્રીનું કામ કુશળતા પૂર્વક બજાવ્યે રાખ્યું. એમની આ કુશળતા તેમ જ વ્યવસ્થાશક્તિ માટે નેતાજીથી માંડીને એકેએક અફસરે એમને અભિનંદન આપ્યાં.

વિશ્વના સંયોગો બદલી ચૂક્યા હતા. ઉત્તર બર્મામાં મિત્ર રાજ્યોનાં લશ્કર વિજય મેળવીને દક્ષિણ તરફ આગળ વધી રહ્યાં હતાં અને જાપાની લશ્કરોએ સંરક્ષક–યુદ્ધ શરૂ કરી દીધું હતું. મિત્ર રાજ્યોનાં લશ્કરો ઠેઠ. માંડલે પાસે પહોંચવા આવ્યાં હતાં. માંડલે જીત્યા બાદ તેઓ આગળ વધે એ પહેલાં, એક બાજુ પોકાકુ–માંડલે–પ્રોમ તરફ ઇરાવદીનો જળ–વ્યવહાર તેમ જ બીજી બાજુ મીટીલા–પીનમામા પેગુના રેલ્વે–વ્યવહારના મિલનસ્થાન પોપાની ટેકરી–વિસ્તારમાં જાપાનીઓને એમને સામનો આપવાનો નિર્ણય કર્યો. એ સામનામાં, આઝાદ હિંદ ફોજના અત્યાર સુધી ખૂબ લડેલા પ્રથમ ડિવિઝનને ખસેડી લઈને ત.જી બીજી ડિવિઝનને મોકલવાનો નિર્ણય થયો. આ નિર્ણયમાં સહગલને પણ યુદ્ધમંત્રીના કામ બાદ સોંપવામાં આવેલ. પાંચમી ગેરીલા રેજિમેન્ટને લઈ ને રણમોરચે જવાનું નેતાજીએ આમંત્રણ આપ્યું.

૪

## યુદ્ધમોરચા ભણી

સહગલ અત્યાર સુધી યુદ્ધમંત્રી તરીકે કુશળતાથી કામ તો કરી રહ્યા હતા, પણ એમને દિલની હોંશ તો રણમોરચે જઈને હાથોહાથ જંગ ખેલવાની હતી. પોતે હિંદી લશ્કરમાં હતા ત્યારે યે આખો મલાયા વીંધતા સીંગાપુર સુધી બહાદુરીપૂર્વક લડતા ગયેલા. પણ એ તો સલ્તનતના સિપાહી તરીકે પોતાના વતનની આઝાદી ખાતર લડવાનો મોકો એમને યુદ્ધમંત્રી જેવી ફરજ માથે આવી પડતાં મળ્યો ન હતો. હવે એ મોકો મળતાં સહગલ થનગની ઊઠ્યા અને તરત જ પોતાની રેજિમેન્ટને વ્યવસ્થિત કરવાના કામમાં લાગી ગયા.

આ પાંચમી ગેરીલા રેજિમેન્ટ સીંગાપુરમાં ૧૯૪૪ના એપ્રિલ સુધી ખાસ તાલીમ લઈ રહી હતી. ત્યાર બાદ એ રેજિમેન્ટને વિશેષ તાલીમ આપવા માટે ઉત્તર મલાયામાં ઈપોહ મુકામે લાવવામાં આવેલી. ત્યાં ઑગસ્ટ માસ સુધી રોકાઈને પૂરી તાલીમ લઈ લીધા બાદ રેજિમેન્ટને મલાયાના ઠેઠ ઉત્તર છેડાના રેલવે-ટરમીનસ ચેંપન લાવવામાં આવેલી અને ત્યાંથી રંગૂન પાસેના વડા મથક મીંગલેડન પહોંચાડવામાં આવેલી. અહીં આવતાં એ રેજિમેન્ટને બીજી પાયદળ સેના સેકન્ડ ઇન્ફન્ટ્રીરેજિમેન્ટ નામ આપવામાં આવ્યું.

આવી સારી પેઠે તાલીમ લઈને આવેલી તાજી રેજિમેન્ટના

કમાન્ડિંગ-ઑફિસર સેનાપતિ થવાનું માન સહગલને આપવામાં આવેલું. આ રેજિમેન્ટમાં દરેકમાં ૬૫૦ સિપાહીઓ. એવી ત્રણ બટાલિયન હતી. ઉપરાત સેપર્સ એન્ડ માઇનર્સ કંપની, સિગ્નલ પ્લેટૂન અને રેજિમેન્ટનું મુખ્ય મથક એટલા વિભાગ હતા. એ રેજિમેન્ટના કેટલાક માણસો માંદા હતા; કેટલાક રણમોરચે લડવા માટે નબળા હતા, કેટલાક હજી સીંગાપુરમા તાલીમ લઈ રહ્યા હતા અને કેટલાક હજી ત્યાંથી આવી રહ્યા હતા. આ બધાને લક્ષમાં લઈને સહગલે પોતાની રેજિમેન્ટને વ્યવસ્થિત પાયા પર મૂકી દીધી.

સહગલને રણમોરચે જઈને લડવાની ઊલટ ભરી તમન્ના હતી, પણ પોતાની નીચેનું લશ્કર ક્યાંયે નીચાજોણું બતાવે એ તેમને પસંદ ન હતું. આ માટે એમણે રેજીમેન્ટને વ્યવસ્થિત કર્યા બાદ, સમગ્ર રેજિમેન્ટનું એક સંમેલન બોલાવ્યું અને તેમની સમક્ષ ભાષણ કરતાં કહ્યું :

'ઘણા વખતથી મારા મનમાં રણમોરચે લડનારા સૈન્યની સરદારી લેવાની ઊંડી ઇચ્છા રહ્યા કરતી હતી. એ માટે મેં નેતાજીને કેટલીયે વાર આવા સૈન્યની સરદારી સોંપવા માટે વિનંતિ કરી હતી. છેવટ નેતાજીએ મને આ પાંચમી ગેરીલા રેજિમેન્ટની સરદારી સોંપી છે એ માટે હું મને ભાગ્યશાળી માનું છું; કેમકે મને એવા સૈન્યની સરદારી સાંપડી છે કે જે સૈન્યે મલાયામાં સુંદર તાલીમ, અને વિશિષ્ટ શિસ્ત માટે નામના મેળવી છે. હું ઇચ્છું છું કે મારા સૈન્યના અફસરો પણ સિપાહીઓની સાથે જ રહે અને તેમને ભાઈઓની જેમ જ તાલીમ આપે. જો કોઈ અફસર કશી મુશ્કેલીનું નિવારણ પોતાના બટાલિયન કમાન્ડર પાસેથી ન કરી શકે તો તેમણે સીધા મારી પાસે પહોંચવું. હું એવી મુશ્કેલીનું નિવારણ કરવા બધા જ પ્રયાસ કરીશ.

'આપણે થોડા જ વખતમાં રણમોરચે જઈ પહોંચવાનું છે. આપણા વતનની આઝાદી માટે લડવાનો જેને મોકો મળે એ તો અહોભાગી કહેવાય. એ છતાં યે હું તમને ચેતવવા માગું છું કે એ

માટે આપણે મુસીબતો, જોખમો અને હાડમારીઓ પડ્યાં છે. જેઓ એ બધાં દિનરાત સહન કરવા તૈયાર હોય એ જ યુદ્ધમોરચે આવે. જેમની આ બધું સહન કરવાની તૈયારી ન હોય તેઓ રાજીખુશીથી પાછળ રહી શકે છે. તેમને પાછા પુનઃ ભરતીદળમાં મોકલી દેવામાં આવશે. એવા માણસોએ પોતાની કંપનીના ઉપરીને નામ આપી દેવાં, જેથી તરત જ વ્યવસ્થા કરી આપવામાં આવશે.'

આ ભાષણ પછી કેટલાક માંદા અને નબળા માણસોએ પાછળ રોકાવાની ઇચ્છા દર્શાવી, તેમને માનસહિત દવાખાનામાં તેમ જ પુનઃ ભરતીદળમા રહેવાની વ્યવસ્થા સહગલે કરી આપી.

આ રીતે નબળાં તત્ત્વો નીકળી ગયા પછી બાકી રહેલ મજબૂત દળને વ્યવસ્થિત કરીને એની સમૂહ–કવાયત યોજી અને જાન્યુઆરીના અંતમાં તેના નિરીક્ષણ અર્થે નેતાજી સુભાષચંદ્ર બોઝ આવ્યા; એ સમારંભમાં હિંદી પ્રજાજનો પણ હજારોની સંખ્યામાં પ્રેક્ષકો તરીકે હાજર રહ્યા. નેતાજીએ સલામી લીધી, રાષ્ટ્રીય ઝંડો ફરકાવ્યો અને પછી સહગલની સરદારી નીચે રણમોરચે જવા તૈયાર થયેલ એ લશ્કરને ઉદ્દેશીને કહ્યું:

'ગયે વરસે આઝાદ હિંદ ફોજ પહેલી જ વાર યુધ્ધે ચડી હતી. એનાં ગૌરવાન્વિત કાર્યો મારી ધારણાથી યે વિશેષ અધિક નીવડ્યાં અને શત્રુ તેમ જ મિત્ર–સૌની પ્રશંસાને જીતી ગયાં. જ્યાં જ્યાં તેમણે શત્રુને લડત આપી, ત્યાં ત્યાં શત્રુનો ભયંકર પરાજય થયો. એ ઇમ્ફાલના મોરચા પરથી આપણે શત્રુને હાથે પરાજય ખાધા વગર માત્ર હવા તેમ જ અન્ય કારણોને લીધે વ્યૂહ–રચનાની દષ્ટિએ જ પાછા હઠી જવું પડયું હતું.

'હવે આપણે એ પરિસ્થિતિઓમાંથી નીકળી જવા પ્રયાસ કર્યો છે. પણ આઝાદ હિંદ ફોજના એકેએક સિપાહીએ સમજી લેવાની

જરૂર છે કે આપણી ફોજ એ એક ક્રાંતિકારી ફોજ છે. આપણા શત્રુઓની મિસાલ યુદ્ધ-સરંજામ, સાધન અને સંખ્યાની દૃષ્ટિએ આપણી પાસે પૂરતી સગવડ નથી. શત્રુએ આ વરસે હિંદના સંરક્ષણની લડાઈ આસામના પ્રદેશમાં લડવાનો મનસૂબો કર્યો લાગે છે.

'ગયે વરસે આપણી ફોજના થોડાક માણસો શત્રુને મળી ગયા હતા. આ વરસે એક પણ માણસ શત્રુને જઈ મળે એમ હું ઇચ્છતો નથી. તેથી જે કોઈ માણસ નબળાઈ કે અન્ય કારણને લીધે મોરચા પર જવા માટે પોતાને શક્તિવંત ન માનતો હોય તે પોતાના દળના સેનાપતિને મળીને જણાવી શકે છે. તેમને વડા મથકે સુખેથી રાખવાની વ્યવસ્થા કરી આપવામાં આવશે.

'હું તમારી પાસે કોઈ ગુલાબી ચિત્ર ખડું કરવા માગતો નથી. તમે મોરચે જાઓ ત્યારે ભૂખ, તરસ અને અન્ય મુસીબતો-અરે મોત સુદ્ધાંનો સામનો કરવો પડશે. શત્રુએ બધી જ તૈયારીઓ કરી છે, ત્યારે આપણે આપણાં સઘળાં સાધન ખડાં કરી દેવાં પડશે. 'ચલ્લો દિલ્લી'ના આપણા આશુ સૂત્રની સાથે આપણે એક વિશેષ સૂત્રનો ઉમેરો કરવો પડશે. એ સૂત્ર હશે 'ખૂન! ખૂન! ખૂન! એટલે કે આપણે હિંદની આપણી ૪૦ કરોડની પ્રજાના સ્વાતંત્ર્ય અર્થે ખૂન વહાવવાનું રહેશે. એ જ રીતે આપણે હિંદની આઝાદી અર્થે શત્રુનું ખૂન પણ વહાવશું. હિંદી પ્રજાજનો માટેનું સૂત્ર બનશેઃ 'કરો સબ નિછાવર ઔર બનો સબ ફકીર.'

આટલું બોલીને નેતાજી સૂત્રો ગર્જ્યાઃ 'ઇન્કિલાબ, ઝિંદાબાદ! ચલ્લો દિલ્લી! ખૂન! ખૂન! ખૂન!'

બે હજારની એ ફોજે તેમ જ સમસ્ત પ્રેક્ષકસમુદાયે એ સૂત્ર ઝીલીને ગગન-ઘોષ ગજવ્યાઃ 'ઇન્કિલાબ! ઝિંદાબાદ! ચલ્લો દિલ્લી! ખૂન! ખૂન! ખૂન!'

આનંદ અને ઉત્સાહ ભરપૂર સૈન્ય વિખૂટું પડયું, સહગલે સૈન્યના

અધિકારીઓને એકઠા કર્યા અને કયુક-પદાગ વિસ્તારમા પહોચી જવા માટે સૌ જવાબદારીઓ સમજાવી દીધી એ અંગેના હુકમો જાન્યુઆરીની ૩૧મીએ બહાર પાડ્યા અને સહગલ હસ્તકની ફોજ રણમોરચે ઊપડી

દરમિયાન સહગલે મોરચા પર વાપરવાના મોર્ટાર વગેરે નવા સાધનોના જાતે અખતરા કરીને એની શક્તિ સમજી લીધી, નેતાજીને તેમ જ જાપાની અફસરોને મળીને મોરચા પર એમની ફોજે કેવી રીતે ભાગ લેવાનો છે તે સમજી લીધુ ઊપડતા પહેલા શત્રુના આગળ વધવાના સમાચાર મળતા એમને કયુક પદાગનો મોરચો સભાળવાનો હતો એને બદલે આગળ વધીને પોપા વિસ્તારનો વધારે જોખમી મોરચો સભાળવાની જવાબદારી સોંપાઈ આ નવી જવાબદારી ઉપાડી લઈને સહગલ રગૂનથી મોટરમા બેસીને ૧૩મી ફેબ્રુઆરીએ રણમોરચે ઊપડ્યા

રસ્તામા જાપાની મથકો તેમ જ મે જ ઇવિારુરા સમા જાપાની અધિકારીઓની મુલાકાત લેતા, મોરચાની પરિસ્થિતિ સમજતા સહગલ ચાર દિવસે ચેનાગયુઆગ પહોચ્યા ત્યા શત્રુ ઇરાવદી નદી ઓળગી ગયાના ગભીર સમાચાર મળ્યા મે જ યામાનોટોની સાથે કેટ્લી ચર્ચા કરી લઈને સહગલ બીજે જ દિવસે સીધા પોપાની યુદ્ધહરોળે પહોચ્યા આગલે જ દિવસે ત્યા આવી પહોચેલા ઢીલોને એક ઝૂપડામા મળ્યા એમની યુદ્ધ-પરિસ્થિતિથી પૂરા વાકેફ થઈ ગયા અને પોતાની ફોજને માટે લડવાના વ્યૂહો ગોઠવી લીધા

આ ગોઠવણ કરી એ પહેલા પણ સહગલે કોઈ પણ સિપાહીને રણમોરચે લડવાનો ડર હોય તેમને પાછા જવાની ગોઠવણ કરી આપવાની ઓફર આપી થોડાક માણસો જરા યે સકોચ વગર આગળ આવ્યા અને પોતાની નબળાઈ કબૂલ કરી એમને પણ સહગલે રગૂન પહોચાડવાની વ્યવસ્થા કરી આપી

આ અરસા દરમિયાન એ રણુમોરચા પર લડતી આખી બીજી ડિવિઝનના કમાન્ડર ક અઝીઝ અહમદ હવાઈ ઍામ્બમારામા સખત રીતે ઘવાતા એ સ્થાન સભાળવાનુ શાહ નવાઝખાને માટે આવ્યુ શાહ નવાઝખા ફેબ્રુઆરીની ૨૨મીએ રણુમોરચે આવ્યા તેમને સહગલે મહત્ત્વની ટેકરીઓ તેમ જ યુદ્ધરેખાઓ પર જાતે ફરીને બધી પરિસ્થિતિથી વાકેફ કર્યા

થોડા દિવસ બાદ શાહ નવાઝખા એ ડિવિઝનની રીતસરની જવાબદારી લેવા રગૂન ગયા એ દરમિયાન ૧૩મી ફેબ્રુઆરીથી ૧૨મી માર્ચ સુધી લગભગ એક માસ આખી ડિવિઝનના કામ ચલાઉ કમાન્ડર તરીકેનુ સ્થાન સહગલને સોપવામા આવ્યુ સહગલને એ પ્રસગે નેતાજી તરફથી ખાસ સદેશો મળ્યો અને એમણે એ જ માટે ખાસ જાહેરાત કરી કે

'નેતાજીએ આપણા ડિવિઝનના સમસ્ત અફસરો તેમ જ સિપાહીઓને હિંદના શત્રુને હરાવવા માટે સપૂર્ણ ભોગ આપવાનો સદેશો પાઠવ્યો છે

'સાથીઓ! આપણને તદ્દન આગળની હરોળો પર લડવાનો હક મળ્યો છે, એટલે હિંદનુ અરમાન અને ગૌરવ જાળવી રાખવા માટે આપણામાના એકેએક સિપાહીએ સપૂર્ણ ભોગ આપવા તૈયાર રહેવુ ઘટે કે હિંદના દુશ્મનો ઇરાવદી ઓળગી ચૂક્યા છે અને આપણા બહાદુર મિત્રો—જાપાનીઓ એમને ભારે લડત આપી રહ્યા છે

'જ્યારા વા ખાઈને શત્રુની નૈતિક તાકાત વેરવિખેર થઈ ગઈ છે, તેઓ માત્ર હવાઈ જહાજની મદદ પર જ મદાર બાંધીને

બેઠા છે. પણ જ્યારે જ્યારે આપણી ફોજે તેમના પર હલ્લો કર્યો છે ત્યારે ત્યારે એમને યુદ્ધ–મેદાન છોડીને નાસી જવું પડ્યું છે.

'હિંદની આઝાદી અર્થે જે હજારો શહીદોએ પારાવાર યાતનાઓ સહી છે તેમના નામે તેમ જ હિંદના આઝાદીયજ્ઞમાં આઝાદ હિંદ ફોજના જે સિપાહીઓએ પોતાનાં જીવન સમર્પણ કર્યાં છે તેમના નામે હું બીજી ડિવિઝનના એકેએક અફસર તેમ જ સિપાહીને હિંદના શત્રુની પાછળ પડવાનો અને જ્યાં જ્યાં મળે ત્યાં એનું નિકંદન કાઢવાનો આદેશ આપું છું.'

આ દિવસોમાં એક બાજુ મિત્ર રાજ્યો ટેન્ક, આર્મર્ડકાર લોરીઓ વગેરે સંખ્યાબંધ સાધનો તેમ જ ભયંકર હવાઈ હુમલા સહિત આગળ વધી રહ્યા હતા. બીજી બાજુ ઢીલોંની નીચે લડતા રિયાઝ, મદન, સરવર, ઉ અને મહમદબક્ષ–એમ પાંચ સિપાહીઓ શત્રુપક્ષે ભળી ગયાનો બનાવ બન્યો. સહગલને આ વાતથી ભારે દુઃખ થયું. ફરીથી એમણે સિપાહીઓને ભેગા કરીને પાછા જવું હોય તો વ્યવસ્થા કરી આપવાની ઓફર આપી, પણ હવે પછી જો કયાં યે નબળાઈ દેખાશે તો કડક હાથે કામ લેવાનો ખ્યાલ આપી દીધો. એ કડકાઈનો બરાબર ખ્યાલ આપવા માટે એમણે, હરિસિંઘ, દુલીચંદ, દરિયાવસિંઘ તથા ધરમસિંઘ નામના ચાર સિપાહીઓ શત્રુપક્ષ સાથે સંદેશા કરતાં પકડાયા હતા એમને મોતની સજા ફરમાવી. આ સજાનો અમલ કરવામાં ન આવ્યો, પણ સૈન્યમાં એની અસર થાય એ માટે એ માણસોને મુખ્ય મથક છાનામાના પાછા મોકલી દીધા અને જાણે એમને ગોળીએ દઈ દીધા હોય એવી જાહેરાત કરી.

આ જાહેરાતને લક્ષમાં લઈને જ એમના પર પાછળથી બ્રિટિશ સલ્તનત તરફથી સિપાહીઓનાં ખૂન કરાવવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો, પણ એ પુરવાર થયો ન હતો.

તા. ૩જી માર્ચના રોજ જાપાનીઓ શત્રુપક્ષ પર આક્રમણ

કરવાના હતા, તેમા સહગલના સૈન્યને ડાબી પાંખ પર સંરક્ષક કાર્ય સોંપાયુ. આ કાર્ય કરતા એમના સૈન્યે શત્રુને સાંપટમાં લીધા, શત્રુ-સૈનિકોમાંથી ત્રણ અમેરિકન સિપાહીઓને ઠાર કર્યા, બે મોટરો, એક વાયરલેસ સેટ તેમ ૭૮ કેટલો યે દારૂગોળો કબજે કર્યો અને શત્રુને હેરાનપરેશાન કરીને પાછા ભગાડી મૂક્યા. આ કાર્ય જાપાનીઓના આક્રમણ કરના યે વધારે યશસ્વી ગણાયુ. જાપાનીઓએ પણ તેનાં વખાણ કર્યાં, અને એ કાર્યને પાછળથી સહગલ પર સલ્તનત સામે યુદ્ધ ચલાવવાના એક વિભાગ "તરીકે પાછળથી ગણવામા આવ્યુ".

૫

## ખૂનખાર જંગમાં

આ રીતે જાપાનીઓની પડખે સહગલને સંરક્ષક કાર્યો મળતાં હતાં, પણ તેમને તો પોતાનાં સૈન્યોને એકલાંને લઈને આક્રમણ કરવાની હોંશ હતી. એ માટે એમણે વારંવાર જાપાનીઓ પાસે માગણી કરી. શાહ નવાઝખાં રંગૂનથી પાછા આવી જતાં આખા ડિવિઝનનો ભાર એમને માથે સોંપીને સહગલ હળવા થયા અને પોતાની ફોજને બરાબર સંભાળી લઈને શાહ નવાઝખાં પાસેથી એકલા આક્રમણ કરવાની યોજના વિચારી કાઢી. આ યોજના અનુસાર તાજેતરમાં જ શત્રુએ કબજે કરેલ પીનબીન કબજે કરવાનું હતું. આ સ્થાન ઈરાવદી ઓળંગ્યા બાદ પોપા વિસ્તાર તરફ આગળ વધવા માટે મહત્ત્વનું હતું; એટલે એ પાછું લઈ લેવું ભારે જરૂરી હતુ.

આ રીતે ગોઠવીને સહગલ જાતે જ પોતાના સૈન્યની સરદારી લઈને શત્રુ સામે આક્રમણ કરવા ઊપડ્યા. આખી રાત રેતીભર્યા વિસ્તારોમાં કૂચ કરતા સવારે એ સેસ્ટ્યો મુકામે પહોંચ્યા, ત્યારે

પાણી લઈને આવતી બળદ–ગાડીઓ, મોટર, મોટર–સાઈકલ વગેરેથી વિખૂટા પડ્યા છતા ગામડાંમાથી પાણી ખરીદતા ખરીદતા સહગલ આગળ વધ્યા. ૧૬મી માર્ચે રાતના સાડા અગિયારે પીનબીનથી આગળ વધીને મીન પર હલ્લો કર્યો, બબ્બે સાણસા–વ્યૂહથી શત્રુઓને ભીડવ્યા, ભગાડ્યા અને એ પછી એ આગળ વધવા લાગ્યા.

એમની સાથે લડનાં જાપાની દળો હવે ભયભર્યા વિસ્તારમા આગળ વધવા માગતાં ન હતાં, તો યે એમના બહાદુર સાથી જોગીંદસિંહ સમજાવીને આગળ વધ્યા, શત્રુઓ સાથે હાથોહાથની લડાઈ થઈ, એમાં શત્રુઓએ ગોળીઓની ઝડીમાર બોલાવી. સહગલના લશ્કરે હાથ–બૉબ ફેંકી એમના ૮ થી ૧૦ માણસો માર્યા, પોતાનો એક જ સિપાહી મર્યો અને શત્રુદળોને એ સમસ્ત વિસ્તારમાથી પાછાં ધકેલી દીધા.

આ રીતે દૂર દૂર સુધી શત્રુને ધકેલી, ત્યા સરક્ષણ–હરોળો મૂકીને પાછા સહગલ સેક્ટરો થઈને પોતાના મથક પાછા ફર્યા.

આવતાવેત ખબર પડી કે શત્રુઓએ મીટીલા તરફ જોર દાખવ્યુ છે; એટલે એ જોરની સામે સહગલે પોપા–ક્યુક–પદાગ–મીટીલાના રસ્તા પર મહત્ત્વની સરક્ષક હરોળો સભાળી લીધી.

આ સમય દરમિયાન શત્રુનો ભીડો વધતો જતો હતો. આઝાદ હિંદ ફોજનાં લશ્કર તેમ જ સાધન ઘટતાં જતાં હતાં. કેટલેક સ્થળે તો પાણી પણ પૈસા દઈને ખરીદતા ત્યારે પીવા મળતું હતુ. સહગલની છાવણીમા એક બકરી હતી એ તો એક મોજશોખનું સાધન હતું, કેમકે એ બકરીના દૂધથી સૌ કૉફી કરીને પીતા હતા. પણ માર્ચની ૨૬મી તારીખે એ બકરી મરી ગઈ. બકરી મરી જવી એ એક તદ્દન મામૂલી વાત છે, પણ આવી પરિસ્થિતિમાં બકરીનુ મહત્ત્વ કેટલું છે એ તો યુદ્ધમોરચા પર લડતા

સિપાહીઓ જ જાણે. સહગલે એ બકરીની મૃત્યુ-નોંધ પોતાની નોંધપોથીમાં ટપકાવીને, યુધ્ધે ઝઝૂમતા આઝાદ હિંદ ફોજના સિપાહીઓને દૂધ પૂરું પાડનાર એ અનામી અજાણ્યા જીવની સ્મૃતિ સંઘરી રાખી છે. પણ એ સ્મૃતિ સંઘરનાર રણમોરચે લડનાર સિપાહી હતો. સિપાહીની જબાન સાહિત્યકાર સમ લાંબી કે લાગણી દર્શાવવા માટે નવરી ન હોય એ નોંધ આટલું જ લખી શકે: ' Our milk goat died in morning so from now we shall be in milkless coffee : આજે અમારી બકરી મરી ગઈ. એથી અમારે દૂધવિહીન કોફીથી નભાવવું પડશે.'

આ દિવસોમાં માર્ચ માસની ૨૯મી તારીખે સહગલ પોતાના લશ્કરોને વેલાઉંગ-સીકતીન વગેરે વિસ્તારોમાં બિડાવીને પાછાં હઠાવવાની યોજનાઓ અમલમાં મૂકતા મોરચા પર ફરી રહ્યા હતા, ત્યાં એમની મોટરો પર ગોળીઓ વરસી. મોટરમાંથી ઊતરી જઈને એમણે સંરક્ષણ શોધ્યું. શત્રુઓ સામે એટલી મોટી સંખ્યામાં તથા ચડિયાતાં સાધનોમાં હતાં કે સહગલ સાફ થઈ જાય એવી સ્થિતિમાં હતા. એમની મોટર શત્રુના હાથમાં જઈ પડી તો યે સહગલે ખાઈમાં ગોઠવાઈ જઈને સામનો શરૂ કર્યો અને સંરક્ષણપદ્ધતિ ધારણ કરી થોડી વારે એમનાં લશ્કર આવી પહોંચતાં વળતો હલ્લો કર્યો અને શત્રુલશ્કરને હાંકી કાઢ્યાં, પોતાની મોટરો પાછી મેળવી લીધી અને એ આખો વિસ્તાર શત્રુદળોથી સાફ કરીને પાછા ફર્યા.

લગભગ ૨૪ કલાક આવી હાથોહાથની લડાઈ થઈ, એ દરમિયાન શાહ નવાઝખાને સહગલ બિડાઈ ગયાના સમાચાર મળતાં મૂંઝાયા. ત્યાં સહગલ આ રીતે છટકીને પાછા આવતાં નિરાંત થઈ.

૧૯૪૩ના એપ્રિલની શરૂઆતમાં શત્રુદળોએ લેગી કબજે કર્યું. એ પછીની સહગલની ડાયરીમાં રોજ-બ-રોજ ૧૩-૩૦-૧૧ જુદા જુદા કદની ટેન્કો, ૩૦-૪૦ આર્મર્ડકાર્સ, ૩૦-૪૦-૬૦ લૉરીઓ-

૫૦૦–૧૦૦૦ નવા સંખ્યાવાળાં પાયદળો સાથે ચારે બાજુથી આગળ નોંધો ટપકાતી નિહાળીએ છીએ. વધારામાં રાત ને દિન બાંબમારો. આઝાદ હિંદ ફોજ પાસે તો રાઇફલો અને સ્ટેનગનો એ મોટામાં મોટાં સાધનો હતાં. લોરી, કાર કે ટેન્કનાં નામ પણ ક્યાં? અને હવાઈ જહાજ તો જાપાનીઓ પાસે આ વિસ્તારમાં હતાં જ ક્યાં?

આવી પરિસ્થિતિમાં યે આઝાદ હિંદ ફોજ કેવી રીતે લડતી હતી?

૩૭ એપ્રિલે એચેલોન વિસ્તારમાં આઝાદ હિંદ ફોજનાં દળ બપોરના બાર વાગે પડ્યાં હતાં એમને શત્રુએ ચારે પાસથી ઘેરી લીધાં. આઝાદ હિંદ ફોજના સિપાહીઓમાં કોઈ એ સમયે ભોજન રાંધી રહ્યા હતા, કોઈ ભથ્થાં કે પાણી લાવી રહ્યા હતા તો કોઈ દારૂગોળો ફેરવી રહ્યા હતા. અચાનક થયેલા હલ્લાથી સિપાહીઓ ભિડાઈ ગયા, એમને જબરું નુકસાન થયું, કેટલા યે સિપાહીઓ માર્યા ગયા, એ સ્થળ એ વખતે છોડી જવું પડ્યું. પણ થોડી વારે એમણે વળતો હલ્લો કર્યો અને શત્રુને પાછા હઠાવી મૂક્યા.

એ જ વખતે જમણી પાંખ પર ૫૪૮મા યુનિટ પર શત્રુઓએ બાંબમારો વરસાવ્યો, એથી આઝાદ હિંદ ફોજના સિપાહીઓ ભાંગી ગયા હશે ધારીને શત્રુએ ધરતી પર અઢિયાતી સંખ્યામાં સીધો હલ્લો કર્યો. પણ એ હલ્લામાં એમને જબરી સંખ્યામાં માર ખાઈને જ પાછા હઠવું પડ્યું.

આ રીતે પાછા હઠવું પડ્યું એ શત્રુને શરમજનક લાગતાં ફરીથી એક મજબૂત ટેકરીનો કબજો લઈને એમણે હલ્લો કર્યો. પણ ૫૪૮મા યુનિટના સેકન્ડ લેફ્ટેનન્ટ કેવલસિંહ તેમ જ કંપની કમાન્ડર અને હવાલદાર અબ્દુલ માનન બે ટેકરીઓ પર ચડી ગયા, ત્રણ ત્રણ બાજુથી એમના પર મોર્ટર તેમ જ મશીનગનોનો મોતનો જ મારો

વરસી રહ્યો હતો, એની વચ્ચેથી યે તેઓ પાછા હટ્યા વગર વધતા
હલ્લો કરતા રહ્યા અને ઠેર ઠેર શત્રુને ભીનર ભીનર કરીને નસાડી મૂક્યા

આ વખતે સહગલ પાસે માણસો ખૂટ્યા હતા, એટલે એમણે એ બાજુથી માણસોને પાછા હઠાવી લેવાનો નિર્ણય કર્યો પણ એ જ વખતે શત્રુએ એચેનન વિસ્તાર જબરી સખ્યામા આવીને કબજે કર્યાના સમાચાર મળતા, પાછા હઠવાનો વિચાર છોડીને એ વિસ્તાર કબજે કરવા સહગલે નિર્ણય કર્યો એ વખતે માણસો ઓછા હતા તો યે લેફ ખાઝીનશાહની સાથે લે. ગગાસિહને મોકલીને વધતો હલ્લો કર્યો એ હલ્લામા પેના બહાદુર પ૪૮મા શુનિરવાળા રવન-સિહની કપનીની મદદની ધારણા રાખી હતી

પણ રવનસિહ એ વખતે પાછા હટતા બીજે લડવામા રોકાઈ જતા વખતસર આવી ન શ કા, તો યે ખાઝીનશાહે ઓછા માણસોથી હલ્લો કર્યો, આ હલ્લામા ખરી મદદ કરનાર યાસીનખાન નામના લેફ્ટેનન્ટ હતા સગભગ ઘેરાઈ ગયા હતા એ વખતે એમણે પોતે જ મશીનગન સભાળી લઈને ગોળીઓની ઝડીમાર વરસાવેલી, એ કામ સભાળતા સભાળતા, વરસની ગોળીઓ વચ્ચે જાતે જ દોડીદોડીને સિપાહીઓને શૂર ચડાવ્યુ અને જબ્બર આક્રમણ કરીને શત્રુલશ્કરોને પાછા કાઢી મૂક્યા સાજ સુધીમા ગગાસિંહે લેગીનો રસ્તો પણ કબજે કરી લીધો હતો

આવી બહાદુરીઓ દેખીને જાપાની લેફ ઇનુઝુકા ભારે નવાઈ પામી ગયા એણે સહગલને કહ્યુ કે આવી ખૂનખાર લડાઈ મે છેક નજરમા કદી નિહાળી નથી આઝાદ હિદ ફોજના સિપાહીઓ તો જાપાની ફોજોની બહાદુરીને યે વટાવી ગયા છે, અને આ અભિન ન એમણે શાહ નવાઝખા દ્વારા નેતાજી સુભાષચદ્ર બોઝને પાઠવ્યા વિનતિ કરી

પણ શત્રુના સૈન્ય તેમ જ સાધન ગોટના બધા વધારે હતા

તેમ જ મહિનાઓથી ઓછામા ઓછા સાધન-સગવડે લડી રહેલા આઝાદ હિંદ ફોજના દળો એટલા બધા થાકી ગયા હતા કે તેમનામાથી કેટલા યે દળો શત્રુપક્ષે જઈને શરણે થવા લાગ્યા અત્યાર સુધીમા બહાદુર કાર્યો કરી બતાવનાર લેફ ખાઝીનશાહ, લેફ યાસીનખાન, લેફ ગગાસિંહ વગેરે થાકીપાકીને છેલ્લી ઘડીએ ચારે બાજુથી ઘેરાઈ જતા સત્રુને શરણે થઈ ગયા અને એ સમાચારે સહગલ ચમકી ઊઠયા એમને ભારે દુ ખ થયુ, કેમકે વીણી વીણીને રાખેલ સૈન્યમાથી પણ આ રીતે શરણે થવાના પ્રસગ બનતા એમને ભારે આઘાત લાગ્યો યુદ્ધ-પરિસ્થિને બધી રીતે વિચારતા પાછા હઠી જવાનુ જ મુનાસબ હતુ છેવટે એમણે બાકી રહેલા દળોને લઈને ત્યાથી વ્યવસ્થિત પીછેહઠ કરવાનો નિર્ણય કર્યો

આવી કટોકટી વખતે યે એમની નીચેનુ પેલુ ન. ૫૪૮મુ યુનિટ કેરલી બહાદુરીથી લડી રહ્યુ હતુ[2] આખો દિવસ ને રાત શત્રુઓની જબરી સખ્યાથી ઘેરાઈ જઈને ત્રણ ત્રણ ઠેકાણે લડીને પાછા ફરતા એ લશ્કરે ફરીથી પ્રતિ-આક્રમણ કર્યું હતુ ૨૪ કલાક એકધારા માત્ર એક એક બિસ્કિટ અને એક એક બોટલ પાણી પર તેઓ ટકી રહ્યા હતા એમના અગેઅગ તૂટી ગયા હતા, થાક, તરસ અને ભૂખથી શરીર ભાગી ગયા હતા નેતાજીએ એમને નીકળતી વખતે કહ્યુ હતુ, કે ' હું તમારી પાસે કોઈ ગુલાબી ચિત્ર ખડુ કરવા માગતો નથી તમે મોરચે જાઓ ત્યારે તમારે ભૂખ, તરસ અને અન્ય મુસીબતો—અરે મોત સુદ્ધાંનો સામનો કરવો પડશે. ' ' એ બધાનો અમે સામનો કરશુ ' એવુ વચન દઈને નીકળેલા આ સિપાહીઓએ પોપાના યુદ્ધવિસ્તારમા ખરુ કરી બતાવ્યુ

છતા ત્રણ ત્રણ બાજુએ ઘેરાઈ જઈને વરસતી ગોળીઓ વચ્ચેથી ચોથી બાજુથી મેજર બી એસ નેગીની સરદારી નીચે એ યુનિટ સહગલ પાસે આવી પહોચ્યુ અને સહગલે એ વિસ્તારમાથી વ્યવસ્થિત રીતે પીછહઠ શરૂ કરી દીધી

૬

# પરિસ્થિતિ—તુલના અને પીછેહઠ

એક બાજુ બૉંબમારો ગર્જી રહ્યો હતો, બીજી બાજુ ગજબનાં ચડિયાતાં સાધન અને સંખ્યાથી શત્રુ હલ્લો કરતો આગળ ધપતો આવતો હતો. પોતાનાં લશ્કરના બહાદુર સેનાનીઓ સિપાહીઓ સહિત શરણે થઈ રહ્યા હતા અને એની વચ્ચેથી હઠી જવાની યોજના કરતા સહગલ શાંત ચિત્તે, જરા યે મનની સમતુલા ગુમાવ્યા વગર પોતાની નોંધમાં પોતાના સેનાનીઓ શા માટે શરણે થઈ રહ્યા હતા એનાં બુદ્ધિયુક્ત કારણો તપાસીને ટપકાવી રહ્યા હતા.

( અ ) જે બધા અફસરો શત્રુપક્ષે ચાલ્યા ગયા છે તે બધાએ અહીં સંપૂર્ણ સહૃદયતાથી કામ કરી બતાવ્યુ હતું અને તેમાંના બધા મોખરાના ગણાતા હતા. ખાસ કરીને તેમનાંમાંથી લેફ. ખાઝીનશાહ, લેફ. યાસીનખાન, લેફ. ગંગાસિંહ, સેકંડ લેફ. ચૈનસિંગ, સેકંડ લેફ. બલવંતસિંગ, બરફીરામ, અબ્દુલ હકીમ વગેરે તો નોંધપાત્ર હતા. કેટલા યે પ્રસંગો પર આ અફસરોએ ઉચ્ચ નેમ પ્રત્યેની ભક્તિ પુરવાર કરી બતાવી હતી. બહાદુરીપૂર્વક લડયા હતા અને

કદી યે એમની વફાદારી માટે શંકા જાય તેવો પ્રસંગ ઉપસ્થિત થયો ન હતો.

(ઘ) જે અફસરો ચાલ્યા ગયા છે તેમણે કદી યે નિર્માલ્યતા બતાવી નથી અને પકડાયા તેની છેક છેલ્લી ઘડી સુધી હિંમતપૂર્વક લડતા રહ્યા હતા.

બીજી તારીખે જ્યારે શત્રુ અમને પહોંચી ગયો હતો ત્યારે લેફ. યાસીનખાને તો પોતાને હાથે મશીનગન ચલાવી હતી, શત્રુ-પર ગોળીબારની ઝડીમાર ચલાવી હતી અને શત્રુના વરસતા ગોળી-બાર વચ્ચે દોડી દોડીને સિપાહીઓને શૂર ચડાવ્યું હતું.

૨૯મીએ અમે ઘેરાઈ ગયા હતા ત્યારે બલવંતસિંગ, અરફીરામ અને બલદેવસિંગ પણ અંગત સલામતીની જરા યે પરવા કર્યા વગર બહાદુરીપૂર્વક લડ્યા હતા.

અબ્દુલ્લાખાને તો એવી વિશિષ્ટતા બતાવી હતી કે એની બહાદુરી માટે વીર–હિંદનું માન આપવાની ભલામણ કરવામાં આવી હતી. અબ્દુલ્લાખાન તેમ જ અબ્દુલ હકીમને ખાસ જોખમીમાં જોખમી સ્થળે તપાસ કરવા માટે હમેશાં પસંદ કરવામાં આવતા.

એક વખત લેફ. ગંગાસિંહે માત્ર ૪૫ માણસો લઈને શત્રુ પર હલ્લો કર્યો હતો અને જબરા શત્રુદળને પાછું હઠાવ્યું હતું.

(ક) આમાંના એક પણ માણસે શત્રુની સામે કદી યે બાયલા-પણું બતાવ્યું ન હતું. અમારાં સ્થાન પર જબરી સંખ્યામાં શત્રુઓએ હલ્લા કર્યા હતા, પણ તેમણે કદી સ્થાન છોડયાં ન હતાં, અમે, માત્ર નાનાં દળો વડે એ શત્રુનાં દળો સામે–જેઓ હથિયાર તેમ જ સંખ્યામાં ક્યાં યે ચડિયાતાં હતાં–હલ્લા કર્યા હતા, પણ એ વખતે એકે ય સિપાહી ચસક્યો ન હતો. ફોજે અપ્રતિમ નિર્ણય અને સંપૂર્ણ શૂરવીરતાથી

લડી બતાવ્યું હતું અને એ માટે જાપાનીઓ મોંમાં આંગળાં નાખી ગયા હતા.

ત્યારે આ બધા શત્રુપક્ષે ગયા તેનાં કારણ શાં? ખૂબ વિચારતાં આટલાં લાગે છે. (૧) તુર્કી ધરીગત્યોની વિરુદ્ધ જોડાયું એની અસર મુસ્લિમ અફસરો પર થઈ. અમે મુસ્લિમ અફસરોને ક્યાં કારણસર તુર્કીને એમ કરવું પડયું તે સમજાવ્યું, પણ તેમને લાગ્યું કે જેઓ તુર્કીની વિરુદ્ધ છે એની સામે લડવું એ ઇસ્લામને બેવફા થવા જેવું છે.

(૨) કેટલાક અફસરોને એંગ્લો–અમેરિકન સાધનોની સંપૂર્ણ સરસાઈની તેમ જ તેમના વિજયની ખાતરી થતાં હવે લડત ચલાવવી નિરર્થક લાગી ગઈ હતી.

(૩) અત્યારે ખાસ જેઓ શરણે થયા હતા તેઓ કદી યે આવું હીણું કામ કરત નહિ. પણ શત્રુની જબરી સંખ્યા નિહાળીને લડવાની હિંમત છોડી દીધી હશે અને તાબે થઈ ગયા હશે.

આટલાં કારણો તપાસીને તેઓ શત્રુપક્ષે ચાલ્યા ગયા હતા તે છતાં યે એક સિપાહીની ખાનદાન અદાથી એમને પણ અંજલિ આપે છે કે :

'આ અહેવાલ પૂરો કરું એ પહેલાં જેઓ ભયાનક મુસીબતો વચ્ચે યે સંપૂર્ણ હિંમતથી ખૂનખાર જંગ લડેલા હતા અને અમારાં સ્થાનો પર શત્રુને ઘુસી જતો ખાળી રાખ્યો હતો એ આ અફસરો અને સિપાહીઓની ધીરતા, ફરજ પ્રત્યેની ભક્તિ તેમ જ બહાદુરી માટે અંજલિ અર્પણ કરવાની મારી ફરજ છે એમ મને લાગે છે. જ્યારે તેમની સંખ્યા સાવ કંગાળ થઈ ગઈ હતી. ભૂખ અને તરસથી તેઓ તદ્દન બલાસ થઈ ગયા હતા અને શરીરે તેમ જ મને થાકી ગયા હતા ત્યારે

પણ આઝાદ હિંદ ફોજના આ બહાદુર સિપાહીઓ જાપાની સૈન્યો આવી પહોંચે ત્યાં સુધી પોતાનાં સ્થાનને મરણાંતે વળગી રહ્યા હતા. જેમનાં કાર્યો માન માગે એવાં કેટલા યે સિપાહીઓએ અંગત કાર્યો કર્યાં છે. એની પણ તપાસ થઈ રહી છે અને જ્યારે તપાસ પૂરી થઈ રહેશે ત્યારે એનો સંપૂર્ણ અહેવાલ રજૂ કરવામાં આવશે.'

આ રીતે ઝીંકમારા વચ્ચે યે સંપૂર્ણ સ્વસ્થતાથી પોતાનો આખરી અહેવાલ પૂરો કરીને સહગલ એપ્રિલ માસની ચોથી તારીખે પોતાનાં બાકી રહેલાં રહ્યાંસહ્યાં લશ્કરોને લઈને યુદ્ધમોરચા પરથી પોપા આવતા રહ્યા.

પોપામાં તેમણે ૩–૪ દિવસ ગાળ્યા. એ દરમિયાન શત્રુના ઝીંક-મારા વચ્ચે એ સ્થળને સાચવી રહ્યા. બરાબર એ વખતે ડિવિઝનના કમાન્ડર શાહ નવાઝખાંએ સમગ્ર પરિસ્થિતિ લક્ષમાં લઈને પ્રોમ તરફ પીછેહઠ કરવાનો નિર્ણય કર્યો. એ નિર્ણયના વિભાગ તરીકે સહ-ગલને પોતાનાં દળ લઈને ટૂંગવીંગીને રસ્તેથી થઈને ત્યાં પહોંચી જવાનો હુકમ કર્યો.

એ હુકમ અનુસાર સહગલે ૯મી એપ્રિલે પોતાની નીચેના અફસરોની એક બેઠક બોલાવી અને ૧૪મીથી ૧૬ તારીખ દરમિયાન પોપા વિસ્તાર છોડી જવાનો નિર્ણય જણાવ્યો. બધા અફસરો તૈયારી કરી લે એ પહેલાં શત્રુ-ધસારો વેગવંત થતાં ૧૨મી એપ્રિલે રાત્રે દસ વાગે પોપા વિસ્તાર છોડવાનો હુકમ મળતાં સહગલ પોતાનાં લશ્કર લઈને, સતત સવા બે માસ યુદ્ધમોરચા પર વિતાવ્યા બાદ પાછા ચાલી નીકળ્યા. સહગલ પોતે રીતસરના યુદ્ધમાં ઠીકઠીક જખમી થયા હતા. જખમી અંગો સહિત સંપૂર્ણ જવાબદારી અદા કરતા એ ચાલતા થયા.

ઝપાટાબંધ તેઓ ટૂંગવીંગી પાસે પહોંચવા આવ્યા ત્યાં સમા-

ચાર મળ્યા કે ટ્રગવી ગી શત્રુદળોએ આગળથી કબજો કરી લીધુ છે, એટલે ટ્રગવી ગીથી દૂર ચાતીને, શત્રુદળોથી સલામત રીતે બચીને સહગલ ઇરાવદીને કાઠેકાઠે ગત—દિવસ જોયા વગર કૂચ કરતા પ્રોમ તરફ ચાલી નીકળ્યા

પણ એમના સૈન્યો થાકી ગયા હતા, ખાવાપીવાના સાધન ખલાસ થયા હતા અને શત્રુ પીછો પકડતો ત્રણ ત્રણ બાજુ દબાવતો પાછળ આવી રહ્યો હતો

છેવટ તા ૨૭મી એપ્રિલે સહગલ આલેનમ્યોની ઉત્તરે મ્યુ નામના નાનકડા ગામે પહોચ્યા, ત્યા આલેનમ્યોમા લડાઈ ચાલતી હોય તેવા ગોળીબાર સભળાયા સહગલે તરત થોડાક માણસોને મોકલાવીને તપાસ કરાવી તો ખબર પડી કે જાપાનીઓ અને મિત્ર રાજ્યોના દળો વચ્ચે લડાઈ ચાલી રહી છે તરત સહગલે જાણી પરથી આસપાસના પ્રદેશનુ નિરીક્ષણ કરીને માગી ગાગ ગામે સરક્ષણ—યુદ્ધ આપવાનો નિર્ણય કર્યો

માગી ગાગની ત્રણ બાજુ ટેકરીઓ હતી, એક બાજુ નદી હતી એ ગામમા રાતોરાત પહોચી જઈને ત્રણે ટેકરીઓ પર ચોકીઓ સ્થાપી દીધી અને ચોથી બાજુએ મોરચા રચી દીધા

બીજે દિવસે ખબર મળ્યા કે આલેનમ્યો શત્રુના હાથમા જઈ પડયુ છે અને શત્રુદળો ઉત્તર તરફ આગળ વધી રહ્યા છે ઉત્તરે માગ્વે તરફથી, પૂર્વે ટ્રગવી ગી તરફથી અને હવે દક્ષિણે આલેનમ્યો તરફથી શત્રુદળો આગળ વધી રહ્યા હતા ચોથી બાજુ ઇરાવદી નદી હતી આમ ચારે બાજુથી જબરા શત્રુદળોથી સહગલ ઘેરાઈ ગયા શાહ નવાઝખા અને ઢીલો એમના દળો સહિત પ્રોમ તરફ ઘણા દૂર નીકળી ગયા હતા આ રીતે પોતાના સાથીઓથી સહગલ એકલા

વિખૂટા પડી ગયા. હવે કરવું શું? પોતે જખમી હતા. પોતાની સાથે ૫૦–૧૦૦ જેટલા સિપાહીઓ જખમી હતા. સૌ થાકીને લોથ થઈ ગયા હતા. હવે કરવુ શુ?

યુદ્ધમોરચા પર ખૂનખાર રીતે ઝઝૂમતા અફસરે પોતાની નીચેના બધા અફસરોને ભેગા કર્યા. સૌને વિકટ પરિસ્થિતિથી સંપૂર્ણપણે વાકેફ કર્યા અને આ પરિસ્થિતિમાંથી ત્રણ જ માર્ગ છે એ બતાવ્યું: (૧) શત્રુદળો સામે લડતા લડતા વચ્ચેથી નીકળીને પ્રોમ તરફ ચાલ્યા જવું. (૨) નાગરિક પોશાક પહેરીને શત્રુદળો વચ્ચેથી નજરે પડ્યા વિના પસાર થઈ જવું. (૩) શત્રુ સમક્ષ યુદ્ધ–કેદી તરીકે શરણે થવું.

આમાંથી સૌ અફસરો જે નિર્ણય કરે તે સ્વીકારવાની સહગલે ઇચ્છા વ્યક્ત કરી. સૌ અફસરોને પોતાની મેળે જ ઠીક લાગે તે નિર્ણય કરવાની સંપૂર્ણ મુનસફી આપી.

અફસરોએ આ વાત પર વિચાર કરવા માટે એક કલાકનો સમય માગ્યો. સહગલે આનંદથી એ સમય આપ્યો. એક કલાક અંદરોઅંદર મંતલસ કર્યા બાદ અફસરોએ યુદ્ધ–કેદી તરીકે શરણે થવાનો નિર્ણય જણાવ્યો.

પોતે બધાના અધિકારી હોવા છતાં અને પોતાની પ્રાણાંત સુધી લડવાની ઇચ્છા હોવા છતાં સહગલે બહુમતીના એ નિર્ણયને એક સિપાહીની ખેલદિલીથી સ્વીકાર્યો અને આલેનમ્યોનાં શત્રુદળોના ઉપરીને એક ચિઠ્ઠી લખી કે પોતે, પોતાની નીચેના ૪૦ જેટલા અફસરો તેમ જ ૫૦૦ જેટલા આઝાદ હિંદ ફોજના સિપાહીઓ, જો યુદ્ધ–કેદી તરીકે સ્વીકારવામાં આવે તો જ શરણે થવા માગે છે; નહિ તો યુદ્ધ ચાલુ રાખવા માગે છે

આ ચિઠ્ઠી આલેનમ્યોમાં ચોથી ગુરખા રાઇફલનાં દળોની

સરદારી લઈને આગળ વધતા લેફ્. ક. કીર્સનના કંપની કમાન્ડરને મળી, એમણે એ ચિઠ્ઠી લેફ્. ક. કીર્સનને બતાવી, એમણે એ વાતનો સ્વીકાર કરતાં સહગલ, તેમના સાથીદાર અફસરો, તેમ જ સિપાહીઓને કબજે કરવા કંપની–કમાન્ડર આવ્યા. એ વખતે આ જાતની શરણાગતિ કેટલાક સિપાહીઓને મન દુઃખદ વાત હતી અને શુ કરી બેસે એ કહી શકાય એમ ન હતુ. પણ સહગલે તેમને હવે યુદ્ધ–કેદી થવાનો નિર્ણય કર્યો છે ત્યારે સંપૂર્ણ શાંતિ જાળવવાની સૂચના આપી.

ગુરખા–ફોજના કંપની–કમાન્ડર સાથે સહગલ લેફ્. ક. કીર્સનને મળવા ગયા, કંપની–કમાન્ડરે તેમની ઓળખાણ કરાવી અને સહગલ શરણે થયા.

આ રીતે બબ્બે વરસ સુધી આઝાદ હિંદ ફોજના સફળ યુદ્ધ-મંત્રી રહી ચૂકેલા, ૩૦૦૦ જેટલા સૈન્ય સાથે લગાતાર બબ્બે માસ સુધી યુદ્ધમોરચા પર લડીલડીને જખમી થઈ ચૂકેલા અને પોતાના નેતાજી પાસે પ્રતિજ્ઞા કરેલી તે સંપૂર્ણ રીતે અદા કરી બતાવનાર, સેકંડ લેફ્ટેનન્ટથી કૅપ્ટન, મેજર, લેફ્. કર્નલ અને છેવટ આઝાદ હિંદ ફોજના કર્નલ સુધીના હોદ્દા સુધી પહોચનાર પ્રેમકુમાર સહગલ, પોતાનાં સમગ્ર દળમાંથી માત્ર ૪૦ અફસરો અને ૫૦૦ સિપાહીઓ સહિત (જેમાંના ૫૦ જણ જખમી હતા) ૧૯૪૫ના એપ્રિલ માસની ૨૮મી તારીખે આલેનમ્યો મુકામે દુનિયાના કાયદા અનુસાર રીતસરની એક પ્રમાણિત ફોજ અફસર તરીકે શરણે થયા.

એ રાત્રે લેફ્. ક. કીર્સને સહગલને મળવા બોલાવ્યા એ વખતે ઘણી ઘણી ચર્ચાઓ થઈ. એમાં સહગલ શા માટે આઝાદ હિંદ ફોજમાં જોડાયા. જાપાનીઓ સાથે પણ કેવી રીતે કામ લીધુ વગેરે વિષે વાતો થઈ.

લેફ. ક. ફીટ્‌સને એમને પૂછ્યું: 'તમે આ ફોજમાં શા માટે જોડાયા હતા?'

સહગલે કહ્યું: 'અંગ્રેજો સામે મારે દુશ્મનાવટ નથી. કેટલાક અંગ્રેજો મારા મિત્રો પણ છે. પણ હિંદને જે બ્રિટિશ સામ્રાજ્ય ગુલામીમાં રાખી રહ્યું છે એની સામે હું લડી રહ્યો હતો.'

લેફ. ક. ફીટ્‌સને એમને પૂછ્યું: 'હવે તમે શું કરવા ધારો છો?'

સહગલે જવાબ દીધો: 'મને જે સાચું લાગ્યું એ માટે હું મારાથી બધું કરી છૂટયો છું અને લડી ચૂકયો છું. હવે હું હારી ગયો છું અને એમાં ગમે તે પરિણામ આવે તે સહન કરવા સંપૂર્ણપણે તૈયાર છું.'

બીજે દિવસે સહગલનાં દળોને બ્રિટિશ અફસરે પોતાના મુખ્ય મથક પર મોકલી આપ્યાં. પણ સહગલ પોતે એટલા બધા ઘવાયા હતા અને અપંગ થઈ ગયા હતા કે ચાલી શકે તેવી સ્થિતિમાં ન હતા. લેફ. ક. ફીટ્‌સને એમને માટે ખાસ વ્યવસ્થા કરવા માટે એક જુદી મોટર મંગાવી, તે સાંજે આવી પહોંચતાં સહગલને એમાં બેસાડીને બ્રિટિશ લશ્કરનાં મુખ્ય મથકે પહોંચાડી દીધા.

૭

## મુકદ્દમો અને છુટકારા બાદ

સહગલને પકડાયા બાદ થોડા જ દિવસોમાં દિલ્હી લાવવામાં આવ્યા અને લાલ કિલ્લા બહાર સલીમગઢ નામના કાંટાળા તારની વાડ–રક્ષિત એક મજબૂત મકાનમાં રાખવામા આવ્યા. ત્યાં અગાઉથી જ આઝાદ હિંદ ફોજના અન્ય અફસરોને રાખવામાં આવ્યા હતા અને સહગલ બાદ ઢીલોં તેમ જ શાહ નવાઝખાને પણ ત્યાં લાવવામાં આવતાં લગભગ ૨૦થી ૨૫ અફસરો ત્યાં ભેગા થઈ ગયા હતા.

થોડોક સમય ત્યાં એમને રાખ્યા બાદ સૌથી પ્રથમ સહગલને Combined Services, Detailed Interrogation Centre, Delhi, એ નામના હિંદી લશ્કરના ફોજી ગુનાના તપાસખાતા નીચે ૧૯૪૫ના મે માસની ૨૦મી તારીખે મૂકવામાં આવ્યા. એ પછી ઢીલોં અને ત્યાર બાદ શાહ નવાઝખાં પણ આવી પહોંચતાં તેમને પણ આ ખાતા નીચે મૂકવામાં આવ્યા અને છેલ્લે છેલ્લે પોપા વિસ્તારમાં બ્રિટિશ સલ્તનત સામે લડનારા આ ત્રણે અફસરો પર એક સાથે કામ ચલાવવાનો નિર્ણય કરવામાં આવ્યો.

આ નિર્ણયની જાણ સહગલના પિતા અગ અચ્છુરામને થતા, એમણે જ પોતાના પુત્ર સાથે શાહ નવાઝખા તથા ઢીલોના મુકદ્દમાનો બચાવ કરવા માટે શ્રી ભૂલાભાઈ દેસાઈને લખ્યુ અને એ કામ કોંગ્રેસે ઉપાડી લીધુ – આ બધુ તેમ જ મુકદ્દમાની સમગ્ર હકીકતો શાહ નવાઝખાના જીવનમા મુકદ્દમાવાળા પ્રકરણમા વિગતથી લખી ચૂક્યા છીએ એટલે અહીં ટૂકમા જ સહગલને લગતા મુદ્દાને જ ધ્યાનમા લેશુ

૧૯૪૫ના નવેમ્બર માસની ૫મી તારીખે એ ઐતિહાસિક મુકદ્દમો શરૂ થયો ત્યારે ત્રણે અફસરો સામેના સયુક્ત તહોમતનામામા સહગલ પર હિંદના શહેનશાહ સામે લડત ચલાવવાનો આરોપ મૂકવામા આવ્યો હતો, તેમ જ ત્રીજા, પાચમા, સાતમા અને નવમા આરોપમા ૧૯૪૫ના માર્ચની છઠ્ઠી તારીખે બર્મામા પોપા ટેકરી પાસે હરિસિંગ, દુલીચદ, દરિયાવસિંગ અને ધરમસિંગના ખૂન કરાવવાનુ તહોમત ફરમાવવામા આવ્યુ હતુ

આનો જવાબ આપતા સૌથી સહગલે પ્રથમ તો સોઈઝાગખીને પોતાના નિવેદનમા સંભળાવ્યુ કે—

'મારી સામે મૂકવામા આવ્યા છે તે કોઈ પણ દોષનો ગુનેગાર હોવાનો હુ ઇન્કાર કરુ છુ હુ એમ પણ માનુ છુ કે આ અદાલત સમક્ષ ચાલતો મારો મુકદ્દમો ગેરકાયદેસર છે'

ત્યાર બાદ એમની સામેના પ્રથમ આરોપનો જવાબ આપતા સહગલે જણાવ્યુ

'મારી માતૃભૂમિને પરદેશી ગુલામી તળેથી મુક્ત કરવા માટે સુધરેલી લડાઈના કાનૂન અનુસાર રચવામા આવેલ આરઝી–હકૂમત–એ–આઝાદ હિંદની વ્યવસ્થિત રીતે રચાયેલી ફોજના એક સભ્ય તરીકે

મેં આ લડતમાં ભાગ લીધો હતો. હું એનો દાવો કરું છું કે એમ કરવામાં મેં કશો ગુનો કર્યો નથી. ઊલટું મેં મારા દેશની મારી યથાશક્તિ સેવા બજાવી છે. વધારામાં હું એવો પણ દાવો કરું છું કે એક યુદ્ધ–કેદી તરીકેના તમામ અધિકારો મને મળવા જોઈએ.

હું તથા મારી નીચે રહીને લડતા અફસરો તથા સિપાહીઓ પોપા ટેકરીઓમાં ૧૯૪૫ના એપ્રિલ માસની ૧૮મી તારીખે બ્રિટિશ દળોના જે કમાન્ડરને શરણે થયા હતા તેમની પર લખેલી ચિઠ્ઠીમાં મેં સાફ સાફ કહેલું, કે અમે માત્ર યુદ્ધ–કેદીઓ તરીકે જ શરણે થવા માગીએ છીએ. આ ચિઠ્ઠી મળ્યા પછી જે શરતે અમે શરણે થવા માગતા હતા તેની સામે કોઈ વિરોધ વિના અમારી શરણાગતિ સ્વીકારમાં આવેલી અને શરણાગતિ પછી રીતસરના યુદ્ધ–કેદીઓ તરીકે જ અમારી સાથે વર્તાવ રાખવામાં આવતો હતો. અમને જો એમ કહેવામાં આવ્યું હોત કે અમે જણાવેલી શરતોએ બ્રિટિશ કમાન્ડર શરણે લઈ શકે તેમ નથી, તો લડી લેવાનો અમારો પૂરેપૂરો નિરધાર હતો. અમે એમ જરૂર કરી શક્યા હોત; કેમકે અમે લગભગ ૬૦૦ની મજબૂત સંખ્યામાં હતા, સંપૂર્ણપણે સશસ્ત્ર અને સુસજ્જ હતા; તેમ જ પોતાના મુલકને ખાતર પોતાના ખૂનનું છેલ્લું ટીપું વહાવી દેવા અમારામાંનો એકેએક જણ તૈયાર હતો.'

ત્યાર બાદ એમની સામે ત્રીજા, પાંચમા, સાતમા અને નવમા આરોપ તરીકે ખૂનના ગુનાનું તહોમત મૂકવામાં આવ્યું હતું એનો જવાબ આપતાં સહગલે જણાવ્યું :

'ડિવિઝનના કમાન્ડર તરીકેના મારા હોદ્દાની રૂએ ૧૯૪૫ની છઠ્ઠી માર્ચે મારે હરિસિંગ, દુલીચંદ, દરિયાવસિંગ, અને ધરમસિંગ પર કામ ચલાવવાનું હતું. ફોજમાંથી ભાગી છૂટવાનો અને દુશ્મનો સાથે સંપર્ક સાધવાનો પ્રયાસ કરવાના આરોપસર કર્નલ ઢીલોંએ એમને

મારી સમક્ષ ખડા કર્યા હતા. આઝાદ હિંદ ફોજના કાનૂનની કલમ ૩૫ અને ૨૯ (ગ) નીચે આ માણસો ગુનેગાર જણાયા હતા, અને એમને મોતની સજા ફરમાવવામાં આવી હતી. તેમ છતાં એ સજાનો અમલ કરવામા આવ્યો ન હતો. એ અરસામાં એમના જેવા બીજા ઘણાની ઉપર એ રીતે કામ ચલાવીને સજા ફરમાવવામાં આવતી, પણ એમણે ક્ષમા માગ્યા પછી અને ભવિષ્યમાં ફરી ગેરવર્તન નહિ કરે એવી ખાતરી આપ્યા પછી એમને માફી અપાતી. એમના પર સજાનો અમલ કરવામાં આવ્યો છે એ હકીકત તો અન્ય ભાગી છૂટતા અટકે એ માટે માત્ર પ્રચાર અર્થે વાપરવામાં આવી હતી.

'સજાનો અમલ કરવામાં આવ્યો હોત તો પણ ખૂન કરાવવાનો આરોપ મારા ઉપર મૂકી શકાય તેમ નથી. એ ચાર ગુનેગારો સ્વેચ્છાથી આઝાદ હિંદ ફોજમા જોડાયા હતા, પોતાની જાતને એની શિસ્તને અધીન બનાવી હતી અને આવી રહેલી લડાઈમાં ભાગ લેવાનું સ્વેચ્છાપૂર્વક અને પોતાની મેળે જ એમણે નક્કી કર્યું હતુ. લડાઈ ચાલુ હતી અને દુશ્મન સામે જ હતો ત્યારે ખેશરમપણે ફોજમાંથી નાસી જઈને એમણે એવો ગુનો કર્યો હતો, કે જેને માટે આઝાદ હિંદ ફોજના કાનૂન પ્રમાણે અને દુનિયા ભરના લશ્કરી કાનૂન અનુસાર એમને મોતની સજા થઈ શકે.

'દુશ્મન પાસે જે માહિતી લઈ જવાનો એમણે પ્રયાસ કરેલો તેથી મારા તાબા નીચેનાં તમામ દળોનો વિનાશ થઈ ચૂકયો હોત. મને કાયદેસર રીતે આપવામાં આવેલી સત્તાનો ઉપયોગ કરીને યોગ્ય મુકદ્દમો ચલાવ્યા પછી જ એ સજા ફરમાવવામાં આવી હતી.'

અંતમાં એમણે સમગ્ર આઝાદ હિંદ ફોજ પરાજય પામી હતી તો યે એના કાર્યનું ગૌરવપૂર્વક અભિમાન લેતાં જણાવ્યું :

'હિંદને આઝાદ બનાવવાના પોતાના પ્રથમ ઉદ્દેશમાં આઝાદ હિંદ ફોજ નિષ્ફળ ગઈ છે, તેમ છતાં અમારામાંના દરેકને એ સંતોષ છે કે મલાયા, બરમા અને દક્ષિણ-પૂર્વ એશિયામાંના હિંદીઓના જાનમાલ અને ગૌરવનું તમામ આક્રમણકારો સામે રક્ષણ કરવાનું ધ્યેય એણે સંપૂર્ણપણે હાસલ કર્યું છે. આ મુકદ્દમાની શરૂઆત થયા પછી રંગૂનના હિંદી ખ્રિસ્તી સંઘ તરફથી તેમ જ બરમા હિંદી સંઘ તરફથી મને મળેલા તાર, આ વાતની પૂરતી સાબિતી આપી રહે છે.'

હિંદી ખ્રિસ્તી સઘના પ્રમુખે સહગલનો યુદ્ધમોરચો શરૂ થયો એ જ દિવસે તાર કરતાં જણાવ્યું હતુઃ 'બર્મા તમારા માટે સહાનુભૂતિ ધરાવે છે. પ્રભુ તમને મદદ કરો. તમારા આઝાદ હિંદ ફોજના માણસોએ હજારો હિંદી જાન હથિયારબંધ માણસોના હાથમાંથી કપાઈ મરતા બચાવ્યા હતા. આઝાદ હિંદ ફોજે હિંદીઓને અધમ પરાધીનતામાંથી બચાવ્યા હતા. વાઈસરોય તેમ જ જવાહરલાલ નેહરુને તાર કરીએ છીએ.'

બરમા હિંદી સઘના પ્રમુખે પણ એ જ દિવસે તાર કરેલો:

'બર્મા હિંદી સઘ તમને અભિનંદન પાઠવે છે. તમને છોડી મૂકવામા આવશે એવી આશા રાખીએ છીએ. તમે હિંદની સેવા કરી છે.'

આવા તાર સહગલ પર જ આવવાનુ એક ખાસ કારણ હતું. સહગલને આઝાદ હિંદ ફોજના યુદ્ધમંત્રી તરીકે કામ કરતા રંગૂન તેમ જ બરમાની હિંદી પ્રજા સાથે ખૂબ જ સંપર્કમાં આવવુ પડેલું; તેમ જ યુદ્ધના કાર્ય સાથે હિંદી પ્રજાની સેવા કરવાનો તેમને ત્યાં સારી પેઠે મોકો મળેલો. પાછળથી એક વખત સહગલે ભાષણ કરતાં જણાવ્યું હતું એ પ્રમાણે—

એક વખત સહગલ પાસે બિનવારસી હિંદીઓનાં બે કરોડ

રૂપિયાની કિંમતનાં માલમાલ તેમ જ ઘરેણાં આવ્યાં હતાં. પાછળથી એ ઘરેણાં તેમ જ માલમાલ અંગ્રેજ સલ્તનતના હાથમાં જઈ પડે એવા ખ્યાલથી સહગલે મોરચા પર જતા પહેલાં એ બધો માલમાલ તેમ જ ઘરેણાં હિંદી પ્રજાને રાહત તેમ જ મદદ આપવાના કાર્યમાં વાપરી નાખ્યાં હતાં.

છેવટ ફોજી અદાલતે સહગલ પર માત્ર શાહી સરકાર સામે યુદ્ધ ચલાવવાનો આરોપ પુરવાર થયો જણાવીને ચાર સિપાહીઓનાં ખૂન કરાવવાના ગુનામાંથી મુક્ત કરેલા જણાવ્યા. અદાલતે એ બદલ એમને જનમટીપની, લશ્કરમાંથી છૂટા કરવાની અને એમનાં પગાર-ભથ્થાંની જમા રકમો જપ્ત કરવાની સજા ફરમાવી. એમાંથી વડા સેનાધિપતિએ જનમટીપની સજા રદ કરીને બાકીની સજાઓ કાયમ રાખી.

૧૯૪૬ના જાન્યુઆરીની ૩જી તારીખે શાહ નવાઝખાં તથા ઢીલોંની સાથે છૂટયા બાદ, બીજે દિવસે દિલ્હીમાં એમનું જાહેર સન્માન કરવામાં આવ્યું ત્યારે શાહ નવાઝખાંએ જવાબ આપ્યા પછી સહગલે ભાષણ કરતાં જણાવ્યું :

'પ્રથમ તો આઝાદ હિંદ ફોજ ચીંથરેહાલ, સાધનહીન અને વસ્ત્રહીન હતી, પણ ખંત તેમ જ પોતાના પ્રાણપ્રિય ધ્યેયના જુસ્સાથી થોડા જ વખતમાં આઝાદ હિંદ ફોજ સુસજ્જ તેમ જ સુવ્યવસ્થિત બની ગઈ હતી. અમે નેતાજી સમક્ષ પ્રતિજ્ઞા કરી છે કે અમારામાં લોહીનું એક બુંદ પણ બાકી રહેશે ત્યાં સુધી હિંદની આઝાદી અર્થે લડશું. પ્રથમ લડાઈમાં આઝાદ હિંદ ફોજ પરિસ્થિતિને કારણે પાછી પડી છે, પણ અમારી લડત ચાલુ જ રહેવાની છે.'

દિલ્હીના જાહેર સન્માન-સમારંભ બાદ સહગલ શાહ નવાઝ તથા ઢીલોંની સાથે પોતાના વતન લાહોર ગયા. ત્યાં પોતાના કુટુંબને મુક્ત હવામાં મળ્યા. શાહ નવાઝ તથા ઢીલોંને પોતાને ત્યાં જ રાખ્યા.

આ ત્રીપુટીમાંથી શાહ નવાઝખાં તથા ઢીલોં પરણેલા હતા અને સહગલ અપરિણિત હતા. અપરિણિત સહગલના જીવનમાં આવા કટોકટી ભર્યા મુકદ્દમા વખતે યે એક રોમાંચક પ્રસંગ બની ગયો.

સહગલના આઝાદ હિંદ ફોજ સમયના યુદ્ધ–પરાક્રમો જાણીને એમના જ એક શ્રીમંત સંબંધીની કન્યા સહગલ પર મોહિત થઈ ગઈ. સહગલે કન્યા યે જોઈ ન હતી. કન્યાએ સહગલને જોયા ન હતા. એ બન્નેનાં કુટુંબો એકબીજાથી પરિચિત હતા એ ખરું. એ છોકરીએ પોતાના વડીલો સમક્ષ જાહેરાત કરી કે 'બસ, મારે સહગલને જ પરણવું છે, અન્ય કોઈને નહિ.'

તેના માતાપિતાએ સમજાવી: 'દીકરી! એના પર તો કોર્ટ મુકદ્દમો ચાલે છે. મોતની ઘડીઓ ગણાય છે. એને પરણીને તું શું કરીશ?'

છોકરીએ જવાબ દીધો: 'ભલે એના પર મોત ભમતું. જો એને મોત મળશે તો યે હું તો એના નામ પર ન્યોછાવર થઈને આખી જિંદગી અપરિણિત અવસ્થામાં જ વિતાવીશ.'

માતાપિતાની સમજાવટ નકામી ગઈ. સહગલના કુટુંબીઓએ પણ એને સમજાવી જોઈ, પણ નકામું ગયું.

પણ એ વીરની ગંભીરતા પર ઓવારી જનાર કન્યાના મુખ પર નજર કરીને જ જાણે દેવે સહગલને છોડવાનાં મુહૂર્ત કર્યા, અને છુટકારા બાદ થોડાક જ દિવસમાં સહગલના લગ્ન ધામધૂમે એ કન્યા સાથે થઈ પણ ગયાં.

શાહ નવાઝખાં તથા ઢીલોંની જેમ સહગલ પણ પોતાની જિંદગી નેતાજી સમક્ષ પ્રતિજ્ઞા કરીને દેશને સમર્પણ કરી ચૂક્યા છે. એ પ્રતિજ્ઞાને સંપૂર્ણ વફાદાર રહીને એમણે યે પોતાની જાત દેશને

અરજી ધરી દાધી છે. કોંગ્રેસ તરફથી દિલ્હીના મથકે આઝાદ હિંદ ફોજ રાહત સમિતિની સ્થાપના કરવામાં આવી છે. આઝાદ હિંદ ફોજના યુદ્ધમંત્રી તરીકેનુ કાર્ય યશસ્વી રીતે પાર પાડનાર તથા સ્વભાવથી જ જેમને આવી વ્યવસ્થાનુ કામ ગમે છે તે સહગલને એ સમિતિના મંત્રી તરીકેની સમગ્ર જવાબદારીભર્યું સ્થાન આપવામાં આવ્યુ છે

એ સમિતિના મંત્રી તરીકે બધુ કાર્ય પતાવતા સેહગલ પણ વખતોવખત ચૂટણીના દિવસોમાં પંજાબ, યુક્ત પ્રાંત તેમ જ આસપાસના પ્રદેશોમાં પ્રચાર અર્થે ફરતા રહ્યા છે અને સલ્તનત સામે તીખા ભાષણો કરી રહ્યા છે. આ કામ સભાળતા સંભાળતા એક યુદ્ધમંત્રીની નજરથી કોઈની નજરે ન ચડે એવા મુદ્દાઓ પર એ નિવેદનો બહાર પાડતા જાય છે ને જાહેર જનતાનું લક્ષ ખેંચતા જાય છે

સરકારી યાદીમાં આઝાદ હિંદ ફોજના બે માણસોએ આપઘાત કર્યાની જાહેરાત થતા જ સહગલે નિવેદન કરીને જણાવ્યું:

'લાલ કિલ્લામાં આઝાદ હિંદ ફોજના સુબેદાર જુવાનસિંગે ૧૯૪૫ના જાન્યુઆરી માસમા તેમ જ અન્ય એક સિપાહીએ મુલતાનની છાવણીમા જાન્યુઆરી માસની ૨૪મીની રાતે માનસિક અત્યાચાર તથા યાતનાને કારણે આપઘાત કર્યો હતો એના વિષે સરકાર કેમ ચૂપ છે?

બર્મામાં આઝાદ સેનાના માણસોને, તેઓ નાગરિક હતા એ માટે છોડી મૂકવામાં આવ્યા છે એમ હિંદના યુદ્ધમંત્રી મિ. સિલિપ મેસને વડી ધારાસભામાં નિવેદન કરતાં સહગલે સામે નિવેદન આપ્યું.

'એ વાત ગલત છે. એમાંના મોટા ભાગના માણસો બર્મા મિલિટરી પોલીસ ફોર્સ તેમ જ અન્ય લશ્કરી દળોમાં કામ કરી ચૂકેલા

છે કદાચ એ હુમીમ્નને સ્વીકારી લઈએ તો પછી આઝાદ હિંદ ફોજના સેંકડો નાગરિક સભ્યોને જેલમા શા માટે રાખવામા આવ્યા છે?'

કૅપ્ટન અબ્દુલ રશીદને તો અત્યાચારના ગુના બદલ સજા કરવામા આવી છે એનો મહંમને મણસણતો જવાબ આપ્યો

'આ અત્યાચારો હિંદી યુદ્ધ–કેદીઓ પર ગુજર્યા હોવાનું કહેવાય છે એ માટે તો બ્રિટિશ સરકાર વતી સમગ્ર હિંદી સિપાહીઓને ફરી જાપાનને હવાલે કરી દેનાર મિ હન્ટને જવાબદાર ગણવા જોઈએ, અને ત્યા સજા માત્ર ફટકાની જ કરવામા આવતી એ જ વખતે સીંગાપુરની ચાંગી છાવણીમા બ્રિટિશ યુદ્ધ–કેદીઓને પણ જનરલ પર્સીવલના હુકમ અનુસાર ફટકા મારવામા આવતા એમના પર એ માટે કામ કેમ નથી ચલાવાતુ '

'આખા ૧૯૪૪ના વરસ દરમિયાન તથા ૧૯૪૫ના પ્રથમ અર્ધ ભાગમા આઝાદ હિંદ ફોજના સિપાહીઓ પર દિલ્હીના લાલ કિલામા ભયકર અત્યાચાર ગુજારવામા આવ્યા હતા એ માટે જો કોઈની સામે કામ ચલાવવાનુ હોય તો લેફટેનન્ટ વોરેન સામે ચલાવવુ જોઈએ મારા સગા કાનથી મારી કોટડીમા મે એમને પોતાના જ હાથથી પડખેની જ કોટડીમા બીજા માણસોને મારતા સાભળ્યા છે

આઝાદ હિંદ ફોજના અફસરો તેમ જ સિપાહીઓને મર્મોમાં કેટલા યે પ્રસંગે બળબળતા તાપમા રાખવામા આવતા, ત્યા ૪૮ થી ૬૦ કલાક સુધી પાણીનુ એક ટીપુ યે પૂરુ પાડવામા ન આવતુ અને એવે વખતે માણસ તરસને માર્ગે મરી ગયો તો યે એને પાણી આપવામા આવ્યુ ન હતું'

આઝાદ હિંદ ફોજે જાપાનનો સહકાર લીધો છે એ બાબતમા સહગને લાહોરના અખબારી પ્રતિનિધિઓ સમક્ષ કરેલા એક નિવેદનમા જણાવેલુ

'જ્યારે જર્મનીએ રશિયા પર આક્રમણ કર્યું ત્યારે મિ. ચર્ચીલે નિવેદન કરતાં કહેલું, કે 'રશિયા વિરુદ્ધ અત્યાર સુધી મેં જે જે ઉચ્ચાર્યું છે તેમાંથી એક શબ્દ પણ પાછો ખેંચવા નથી માગતો. એ છતાં યે જર્મનીને હરાવવા માટે હું રશિયાની મદદ લેવા તૈયાર છુ.' રશિયાને તદ્દન હલકા શબ્દોથી ઉતારી પાડનાર મિ. ચર્ચીલ રશિયા સાથે સહકાર કરી શકે એ ઠીક ગણાતું હોય તો અમારી માતૃભૂમિને આઝાદ કરવા માટે અમે જાપાનીઓનો સાથ લીધો હતો એ એટલું જ ઠીક ગણાવું જોઈએ.'

આઝાદ હિંદ ફોજના માણસો ક્વીસલીંગ હતા એમ કોઈ અંગ્રેજી અખબારમાં પ્રસિદ્ધ થયેલું. એનો જવાબ આપતાં સહગલે જણાવ્યું :

'ફ્રાન્સની બહાર જઈને એકેએક સત્તાની મદદ લેનાર જનરલ દ'ગોલ તથા ઝેકોસ્લોવેકિયાની બહાર જઈને મિત્ર રાજ્યોની મદદ લેનાર ડૉ. બેનેસને ક્વીસલીંગ કહેવાની કોઈ હિંમત બતાવે એવા અંગ્રેજોનાં તો મારે દર્શન કરવાં છે.'

આઝાદ હિંદ ફોજમાં સિપાહીઓને બળજબરીથી ભરતી કરવામાં આવતા એનો જવાબ આપતાં સહગલ બોલેલા:

'હિંદમાં આઝાદ હિંદ ફોજને કારણે જે નવજાગૃતિ આવી ગઈ છે એના પર કૂચડો ફેરવવા માટે જ આવો હીન પ્રચાર કરવામાં આવે છે. જે સિપાહીઓને બળજબરીથી ભરતી કરવામાં આવ્યા હોય તેઓ દિવસો સુધી ઘાસ અને જંગલનાં મૂળિયાં પર દિવસો કાઢીને લોહી વહાવી શકે ખરા ? ભૂખથી પ્રાણાંતે આવી ગયેલા સાધનહીન આઝાદ હિંદ ફોજના સિપાહીઓ સામે શત્રુઓએ જ્યારાં પ્રલોભનો રજૂ કર્યાં હતાં, તો યે એ પક્ષે જવાને બદલે પીછેહઠ કરવાની યે એમણે ના પાડી હતી. તેઓમાંના કેટલા યે થાકીને લોથ થઈ જતાં

# કર્નલ ગુરુબક્ષસિંઘ ઢીલોં

## ૧
## વફાદાર વીરતા

ગુરુબક્ષસિંઘ ઢીલોંનો જન્મ લાહોરના એક ઉચ્ચ શીખ કુટુંબમાં લાહોર પરગણાના તેમના વતનના ગામ આલ્ગો મુકામે ઈ સ ૧૯૧૧ના એપ્રિલ માસની ૪થી તારીખે થયો હતો

પંજાબની રાજધાની લાહોરમાં બાળપણ ગાળતા ઢીલોંએ લુધીઆના અને મોન્ટગોમરીની જાણીતી અંગ્રેજી શાળાઓમાં અભ્યાસ કર્યો અને મૅટ્રિક સુધીનુ શિક્ષણ પૂરુ કર્યું

આટલુ શિક્ષણ પૂરુ કરતાવેત તરત જ ઢીલો સામે ભાવિ જીવનમાં કયો માર્ગ ગ્રહણ કરવા એ પ્રશ્ન ઊભો થયો પણ શીખ કુટુંબના બચ્ચાને એ નિર્ણય કરવામાં વાર ન લાગી જે શીખ જાતિ વરસોથી લશ્કરમાં ભરતી થઈને બ્રિટિશ સામ્રાજ્યનુ હરેક સંયોગોમાં રક્ષણ કરે છે એ રક્ષણ કરતા કરતા પોતાના નવલોહિયા જુવાનોને વિના સંકોચે પોતાના રાહ પર ધરી દે છે અને એ કિંમતી મદદના બદલામાં બ્રિટિશ સલ્તનત એમના ફાંકડા વખાણ કરે છે, એ શીખ જાતિના આ જુવાન સામે પણ લશ્કરી જીવન જ મોખરે તરી આવ્યુ

લશ્કરી જીવન ગાળવુ, એ જીવન ગાળતા જાનફેસાની કરવી, એવી જાનફેસાની બદલ સામ્રાજ્યની પ્રશસા મેળવવી એ પજાબના હરેક શીખ જુવાનની સામાન્ય તમન્ના હોય છે એ તમન્ના એમને વશપરપરાગત સરકારથી મળે છે, એમના લડાયક ખમીરમાથી મળે છે ઢીલોના પિતા સરદાર ઠાકુરસિંગ પણ લશ્કરમા જ હતા અને હજી થોડા વખત પહેલા જ બાવીસ વરસની વફાદાર નોકરી બાદ એ નિવૃત્ત થયા છે ઢીલોના બે ભાઈઓ પણ લશ્કરમા જ જોડાયા હતા આમ જાતિ, કુટુબ અને વર્ગ તરફથી લશ્કરી જીવનના જ સસ્કાર અને આદર્શ મળતા હોય ત્યા ઢીલોને પણ લશ્કરમા જ જોડાવાની ઈચ્છા થાય એ સ્વાભાવિક જ હતુ ને ?

લશ્કરમા ભરતી થતા પહેલા, લશ્કરમા મદદગાર થાય એ માટે એમણે થોડો સમય પજાબ યુનિવર્સિટી ટેકનિકલ કૉલેજમા અભ્યાસ કર્યો અને ત્યાર બાદ ૧૯૩૩ના મે માસની ૨૯મી તારીખે જાણીતી ચૌદમી પજાબ રેજિમેન્ટની ચોથી બટાલિયનમા એક અદના સિપાહી તરીકે જ ઢીલો દાખલ થયા

ઢીલો સિપાહી તરીકે જ દાખલ થયા એ તો લશ્કરના તદ્દન સામાન્ય દરજ્જાનુ જાતઅનુભવથી શિક્ષણ લેવા માટે, પણ એમને એ અનુભવ ભારે પડી ગયો અન્ય ધધાઓની જેમ લશ્કરી જીવનમા પણ લાગવગ, સ્થાન, હોદ્દો વગેરે ખૂબ જ કામ કરતા હોય છે અને કોઈ પણ સિપાહીની પ્રગતિમા એ અચૂક ભાગ ભજવે છે સિપાહી તરીકે કુશળતા મેળવી લીધા બાદ ઢીલોના જીવનમા આ બધા તત્ત્વોએ સારી પેઠે ભાગ ભજવ્યો અને એક અદના સિપાહીને આગળ વધવામા સારી પેઠે રુકાવટ આપી

મહા મુશ્કેલીએ ઢીલો નાના નાના હોદ્દા મેળવતા આગળ

વધતા જતા હતા ત્યાં લેફ. ક. સી. હંગર ફોર્ડ જેક્સન નામના એક અધિકારીની નજરે એ ચડી ગયા. એમણે ઢીલોંની શક્તિઓ જોઈ અને એમને આવી સામાન્ય સ્થિતિમાં પડેલા જોઈને અજાયબી થઈ. તેમણે ખાસ ભલામણ કરતાં ૧૯૩૬માં ઢીલોંને પ્રોસ્પેક્ટીવ કેડેટ્સ કોર્સ માટે પસંદ કરવામાં આવ્યા અને નાઉગોંગ મુકામે કિચનર કૉલેજમાં અભ્યાસ કરવા માટે મોકલવામાં આવ્યા. આ અભ્યાસક્રમ એમણે સફળતાથી પસાર કરતાં, ઢીલોંને જેન્ટલમેન કેડેટ્સ કોર્સ માટે ખાસ પસંદ કરવામાં આવ્યા અને એ માટે તેમને દેહરાદુનની જાણીતી લશ્કરી શાળા ઇન્ડીઅન મિલિટરી એકેડેમીમાં મોકલવામાં આવ્યા.

ઢીલોંએ દેહરાદુનનો અભ્યાસક્રમ પણ સફળતાપૂર્વક પસાર કર્યો એટલે જેમાં શાહ નવાઝખાં કેપ્ટન હતા એ જાણીતી ૧૪મી પંજાબ રેજિમેન્ટના પહેલા બટાલિઅનમાં સેકન્ડ લેફ્ટેનન્ટના હોદ્દા સહિત ૧૯૪૦ના એપ્રિલની ૩૦મી તારીખે એમની નિમણૂક કરવામાં આવી.

ઢીલોંની આ સ્થાને નિમણૂક કરવામા આવી એ પહેલાં વિશ્વયુદ્ધ ક્યારનું યે શરૂ થઈ ગયુ હતું અને નિમણૂક બાદ થોડા વખતમાં દૂર પૂર્વ તરફ મુશ્કેલી ઊભી થાય એવા સંયોગો દેખાઈ રહ્યા હતા. આ સંયોગોનો સામનો કરવા માટે બ્રિટિશ સલ્તનતે દૂર પૂર્વમાં લશ્કર મોકલવાં શરૂ કર્યાં. એમાં ૧૪મી પંજાબ રેજિમેન્ટની પસંદગી થઈ અને એ રેજિમેન્ટ સાથે ૧૯૪૧ના માર્ચ માસમાં ઢીલોં મલાયા જવા રવાના થયા.

મલાયામાં ઢીલોં એમની રેજિમેન્ટ સહિત સૌથી પ્રથમ ઈપોહ નામના મથક પર માર્ચની ૧૮મી તારીખે આવી પહોંચ્યા. પણ મલાયામાં મુશ્કેલીની સંભાવના હજી વિશેષ ઉત્તર વિભાગમાં હતી એટલે હિંદી લશ્કરોને ઉત્તર મલાયામાં સુંગેઈ (નદી) પતની આસ-

પાસ લાવવામાં આવ્યાં. અહીં લેફ્. ક. ફીટ્ઝ પેટ્રીક નામના કમાન્ડિંગ ઑફિસરે ઢીલોંની શક્તિ જોઈ અને ઢીલોંને પોતાના સહાયકારી અધિકારી તરીકે ખાસ પસંદ કર્યા. એ કાર્ય ઢીલોંએ બે માસ કર્યું. કમાન્ડિંગ ઑફિસરે એમનામાં વિશેષ શક્તિ જોઈ અને આ વખતે લડાઈમાં જેની ખાસ અગત્ય લાગતી હતી એ–ઑલ આર્મ્સ સિગ્નલ કોર્સ–સાંકેતિક અભ્યાસક્રમ શીખવા માટે ઢીલોંને ખાસ ભલામણ સહિત હિંદ પાછા મોકલ્યા. ઢીલોં હિંદ આવ્યા, અને પૂના મુકામે આર્મી સિગ્નલ સ્કૂલમાં એ અભ્યાસક્રમ શીખવા ૧૯૪૧ના જૂન માસમાં દાખલ થયા.

થોડા જ સમયમાં ઢીલોંએ એ અભ્યાસક્રમ પણ શીખી લીધો અને મલાયાનું યુદ્ધ શરૂ થયું એ પહેલાં થોડા જ સમયે ડિસેંબર માસની ૫મી તારીખે ઉત્તર મલાયામાં જિત્રા મુકામે પડેલી પોતાની રેજિમેન્ટ સાથે જોડાઈ ગયા. અહીં આવતાં બટાલિયનના સિગ્નલ ઑફિસર તરીકે ઢીલોંની નિમણૂક કરવામાં આવી.

ઢીલોંએ આ હોદ્દો સંભાળ્યાને થોડાક જ દિવસ થયા ત્યાં જાપાનીઓ પૂર્વ મલાયામાં કોટા ભારુ મુકામે ઊતર્યા અને ઉત્તર મલાયામાં સિયામમાં થઈને આવી પહોંચ્યા. આ રીતે આગળ વધતા આવતા જાપાનીઓનો સામનો કરવાનો સૌથી પ્રથમ મોકો ઢીલોંના બટાલિયનને જિત્રાના ઉત્તર તરફના વિસ્તારમાં મળ્યો. જાપાનીઓ માર માર કરતા વિના રોકટોક ધપ્યા આવતા હતા એમને ઢીલોંના લશ્કરે ત્રણ દિવસ બરાબર થંભાવી દીધા. ચેંગ્લુન મુકામે ખૂનખાર લડાઈ થઈ. એમાં જાપાનીઓ પાસે ચડિયાતાં સાધન હોવાને કારણે ચોથે દિવસે ઢીલોંના બટાલિયનને પાછા હઠવું પડયું.

ઢીલોં પોતાના બટાલિયનને લઈને જિત્રા તરફ પાછા હઠી રહ્યા હતા. ત્યાં તો જાપાનીઓ ટેન્કો લઈને માર માર કરતા આવી

પહોંચ્યા અને આખી હરોળ પર જબ્બર ધસારો કર્યો જાપાનીઓ પાસે ટેન્કો જોઈને હિંદી લશ્કર અજાયબીમા પડી ગયા કેમકે હિંદી લશ્કર પાસે અહીં એક પણ ટેન્ક હતી નહિ અને જાપાનીઓ મલાયામા આવા ગાઢા જંગલોમા ટેન્કો લાવી જ નહિ શકે, માટે એ બાબતમા નિરાંતવા રહેવુ એવી ખાસ હૈયાધરી અંગ્રેજ અધિકારીઓ મહિના ઓથી આપી રહ્યા હતા જાપાનીઓની ટેન્કોએ હિંદી લશ્કરોમા ધમસાણ મચાવી મૂક્યુ, આખી યુદ્ધહરોળ વેર વિખેર કરી નાખી અને કમાન્ડિંગ ઑફિસર અન્ય અધિકારીઓ તેમ જ આખુ લશ્કર એકબીજાથી વિખૂટા પડી ગયા

ઢીનો થોડાક માણસો સાથે ચોવીસ કલાક સુધી જંગલોમા ભટકતા રહ્યા છેવટ બીજે દિવસે કે હબીબુર રહેમાનને તેઓ મળી ગયા કે હબીબુર રહેમાન પણ એ જ દશામા હતા બન્નેએ મળીને આસપાસના જંગલોમા રખડીને જુદા જુદા દળના ૮૦ જેટલા સિપાહીઓ એકઠા ત્યા એમા બ્રિટિશ સિપાહીઓ પણ ભેગા હતા આ બધાને લઈને તેઓ આગળ ચાલ્યા, પણ મુખ્ય રસ્તો જાપાનીઓએ કબજામા લીધો હોવાથી જંગલો અને ભાતના ખેતરોમા થઈને તેઓ ગાઢ ગાઢ માર્ગ શોધતા આગળ વધ્યા

આમ તેઓ ચાલ્યા જતા હતા ત્યા જાપાનીઓની નજરે ચડી ગયા જાપાનીઓએ એમના પર હલ્લો કર્યો કશા સાધન વિનાના આ વેરવિખેર લશ્કરને જાપાનીઓએ થોડી જ વારમા વેરણછેરણ કરી નાખ્યુ ઢીનો તથા હબીબુર પાસે માત્ર પોતાના દળના ૨૬ માણસો જ બાકી રહ્યા

આ માણસોને લઈને વળી તેઓ ચાલી નીકળ્યા રસ્તામા તેમની જ દશામા ભટકતા અન્ય હિંદી સિપાહીઓને તેમણે એકઠા કર્યા અને ચાલતા ચાલતા સાજ વખતે અલોર સ્ટાર નામના ઉત્તર મલા-

યાના એક મુખ્ય મથકથી બે માઇલ પાસે આવી પહોંચ્યા. અહીં એમને કોઈ નાગરિકોએ સમાચાર આપ્યા કે જિત્રા અને અલોર સ્ટાર જાપાનીઓએ કબજે કર્યાં છે.

જિત્રા અને અલોર સ્ટાર જેવાં મુખ્ય મથકો આટલી સહેલાઈથી આટલા ટૂંકા ગાળામાં તાબે થઈ જાય એ વાત હબીબુર કે ઢીલોં—બન્નેના માન્યામાં ન આવી. હબીબુરે થોડાંક માણસોની એક ટુકડી જુદી તારવી. એ ટુકડી લઈને હબીબુર પોતે અલોર સ્ટારમાં શી પરિસ્થિતિ છે તેની તપાસ કરવા જાતે આગળ ચાલ્યા અને ઢીલોંને અન્ય સિપાહીઓને લઈને થોડે અંતરે પાછળ પાછળ આવવા કહ્યું. માંડ એકાદ માઇલ દૂર તેઓ ગયા હશે ત્યાં અલોર સ્ટારમાંથી ભાગી છૂટતાં માણસો એમને સામાં મળ્યાં. એ માણસોએ એમને અલોર સ્ટાર પડ્યાના પાકા સમાચાર આપ્યા અને પાછા ફરી જવા સલાહ આપી.

બધી પરિસ્થિતિનો ખ્યાલ કરીને ઢીલોં તેમ જ હબીબુર પાછા ફર્યા, ત્યાંથી સીધા જંગલોમાં ઊતરી ગયા. જંગલોને રસ્તે થઈને તેઓ ૧૪મી તારીખે દરિયાકાંઠે કુઆલા કેદાહ નામના ગામે આવ્યા. ત્યાંથી એમણે નાનકડી હોડીઓ મેળવી. એ હોડીઓમાં ઢીલોં, હબીબુલ તથા તેમનાં માણસો દરિયામાર્ગે ૧૪મીની સાંજે પિનાંગ બંદરે આવી પહોંચ્યા.

પિનાંગ આવતાંવેંત ઢીલોંએ તેમ જ હબીબુલે તેમની સાથેનાં માણસો તથા પરિસ્થિતિના અહેવાલ સહિત હિંદી લશ્કરી મથકે જાણ કરી. આ જાણ કરી એ સાથે એમને પિનાંગ છોડી જવાનો હુકમ મળ્યો. પિનાંગમાં પગ મૂક્યાને પંદર મિનિટ પણ પૂરી થઈ ન હતી, ત્યાં આ હુકમ! હુકમ માથે ચડાવીને તેઓ પિનાંગ છોડીને ચાલતા થયા, દરિયો વટાવી મલાયાના ભૂમિભાગ પર આવ્યા અને બીજે

દિવસે ૧૬મી તારીખે પિનાંગથી ૨૬ માઈલ દૂર આવેલા નીલોંગ ટિબલ નામના સ્થળે આવી પહોંચ્યા.

આ સ્થળે હિંદી લશ્કરની વેરણછેરણ ટુકડીઓ આવી પહોંચી હતી. જુદાં જુદાં દળોમાંથી સિપાહીઓને એકઠા કરીને એમાંથી ટુકડીઓ બનાવવામાં આવતી હતી. આમાંથી એક ટુકડીની સરદારી હબીબુલને આપવામાં આવી, બીજી ટુકડીની સરદારી ઢીલોંને આપવામાં આવી અને તેમને દરેકને નીલોંગ ટિબલ પાસેના બે મહત્ત્વના પુલનું સંરક્ષણ કરવાનું સોંપવામાં આવ્યું.

ઢીલોંની સરદારી નીચે આપવામાં આવેલી ટુકડીમાં મુખ્યત્વે ગુરખા સિપાહીઓ હતા. એમને સાચવવા માટે સોંપવામાં આવેલા પુલ પર ઢીલોં છેવટ સુધી બચાવ કરતા ઊભા રહ્યા. છેવટ જ્યારે એ પ્રદેશમાંથી બધાં યે લશ્કરોને પાછાં બોલાવી લેવામાં આવ્યાં ત્યારે સૌથી છેલ્લે ઢીલોં પણ પોતાનું સ્થળ છોડીને હુકમ અનુસાર પાછા આવતા રહ્યા. નીલોંગ ટિબલથી એમને ૧૯મી ડિસેંબરે લાંબી પીછેહઠ કરવાનો હુકમ મળ્યો. એ હુકમ અનુસાર પીછેહઠ કરતા કરતા ઢીલોં પ્રથમ ટેઈપીંગ આવ્યા અને ત્યાર બાદ, પોતે સૌથી પ્રથમ મલાયામાં આવીને રહેલા એ ઈપોહ મુકામે આવી પહોંચ્યા. અહીં પહોંચ્યા ત્યારે ઢીલોંની પોતાની બટાલિયનના સિપાહીઓ ત્યાં આવી ચૂક્યા હતા. પોતાના બટાલિયનના રહ્યાસહ્યા અવશેષ સાથે ઢીલોં ઈપોહ મુકામે ફરી જોડાઈ ગયા.

ઈપોહ આવતાં ઢીલોંનું શરીર ભાંગી પડ્યું. ૮ મી ડિસેંબરે જિત્રાની ઉત્તરે લડાઈ શરૂ થઈ ત્યારથી આજ સુધી એકધારા એ લડતા આવતા હતા. રોજ માઈલોના માઈલો સુધી પીછેહઠ કરતા જવી, એમાં એક દિવસ પણ પૂરું ભોજન ખાવા ન પામવું, આરામની તો

વાત ન કરવી – આવી સખત પરેશાનીભરી સતત પીછેહઠને કારણે ઢીલોં સખત તાવમાં પટકાઈ પડ્યા અને એમને દવાખાનામાં દાખલ કરવા પડ્યા. પણ ઈપોહના દવાખાનામાં પૂરતાં સાધનનો અભાવ હતો; તેમ જ જાપાનીઓ ધીમે ધીમે પાસે આવી રહ્યા હતા એટલે એમને સારવાર અર્થે સીધા સીંગાપુર મોકલી દેવામાં આવ્યા.

સીંગાપુર આવીને બરાબર સારવાર મળતાં ઢીલોં સાજા થઈ ગયા કે તરત જ એમણે પોતાની બટાલિયન સાથે મોકલી દેવાની માગણી કરતો બ્રિદાદરીની મુખ્ય છાવણીમાં અહેવાલ મોકલ્યો. પણ હિંદી સામ્રાજ્યની જાણીતી તુમારશાહીને કારણે વારંવાર પ્રયત્ન કરવા છતાં ઢીલોંની માગણી કાગળિયે ચડી અને દિવસો જવા લાગ્યા. છેવટ જ્યારે એમને પોતાના બટાલિયન સાથે જઈ પહોંચવાની સગવડ આપવામાં આવી ત્યારે તો લડાઈ સીંગાપુરની ધરતી પર આવી પહોંચી હતી.

એ દરમિયાન ઢીલોં સીંગાપુરમાં નવરા બેસી રહ્યા ન હતા. ત્યાં રહ્યા રહ્યા તેઓ બ્રિદાદરી છાવણીમાં ઇન્ડીઅન વીંગ કમાન્ડર તેમ જ એડજ્યુટન્ટ નરીકેનો હોદ્દો સંભાળી રહ્યા હતા. એમને આ સ્થાન પર એ છાવણીના કમાન્ડરે ખાસ પસંદ કર્યા હતા; કેમકે આ દિવસોમાં તેમની અને ગોરા સિપાહીઓની વચ્ચે રાખવામાં આવતો ભેદભાવ હિંદી સિપાહીઓની નજરે ચડી ચૂક્યો હતો અને એ અસંતોષ ભભૂકી ઊઠે એવાં સ્પષ્ટ ચિહ્નો દેખાતાં હતાં. આવી કોઈ પરિસ્થિતિ ઊભી થાય તો એવે વખતે ઢીલોં હિંદી સિપાહીઓને સમજાવી શકશે અને પરિસ્થિતિ કાબૂમાં લઈ શકશે એવા વિશ્વાસથી છાવણીના કમાન્ડરે ઢીલોંને ખાસ પોતાની પાસે રાખ્યા.

અહીં હિંદી સિપાહીઓને સમજાવીને ઢીલોં કુનેહથી કામ લેતા ફરી રહ્યા હતા ત્યાં ૧૧મી ફેબ્રુઆરીએ હિંદી સિપાહીઓને મોઢેથી

એમને જાણવા મળ્યું કે આખા મલાયાની જેમ સીંગાપુર પણ થોડા જ દિવસમાં શરણે થવાનું છે. ઢીલોં એ વાત ન માની શક્યા. સમગ્ર પૂર્વ એશિયાના સંરક્ષણના મહત્ત્વના મથક સમું સીંગાપુર શરણે થાય એ કેવી વાત ! એ વાત હજી એમનું મન માનવા ના પાડી રહ્યું હતું ત્યાં ૧૨મી ફેબ્રુઆરીએ તેઓ હતા એ બ્રિદાદરીની છાવણી ખાલી કરવાનો હુકમ આવી પડ્યો.

બ્રિદાદરીની છાવણી ખાલી કરીને ઢીલોં એમના અંગ્રેજ અધિકારી સહિત સીંગાપુર શહેર તરફ જઈ રહ્યા હતા ત્યા રસ્તામાં ખુલ્લી જગ્યાઓએ ભેગા મળેલા હજારો હિંદીઓ એમણે જોયા. હજારો હિંદી શહેરીઓ હિંદના રાષ્ટ્રીય ઝંડા ફરકાવી રહ્યા હતા; હિંદી રાષ્ટ્રીય સૂત્રો પોકારી રહ્યા હતા અને બ્રિટિશ લશ્કરો સામે દેખાવો કરી રહ્યા હતા. ઢીલોંએ એમને જોયા કે અચરજ થઈ. એમણે પોતાની સાથેના બ્રિટિશ કર્નલને એ દેખાવ તરફ નજર કરવા આંગળી ચીંધી. બ્રિટિશ કર્નલે એમને જવાબ દીધો : ' હું એમને દોષ દેતો નથી. જો આપણે એમનો બચાવ ન કરી શકીએ તો તેમણે પોતાની મેળે જ પોતાની સંભાળ લઈ લેવાની રહે છે.'

આ પ્રસંગ પરથી ઢીલોંને આવતી પરિસ્થિતિનું વિશેષ સૂચન મળ્યું. પણ આવે વખતે યે અંગ્રેજ અધિકારીઓની બડાશ ક્યાં ઓછી થઈ હતી ? હિંદી લશ્કરમાં આગામી શરણાગતિની ખબર પ્રસરી ગઈ છે એવી જાણ અંગ્રેજ અધિકારીઓને થતાં એમના તરફથી ૧૩મી ફેબ્રુઆરીની સાંજે હિંદી લશ્કરને વિધિસર જણાવવામાં આવ્યું કે કશો યે ડર રાખવાની જરૂર નથી. ૧૫મીની સવારે આપણી મદદે ૫૦૦ એરોપ્લેન ખસસ આવી રહ્યાં છે અને અમેરિકનો એ જ દિવસે પિનાંગ બંદરે ઊતરીને, જાપાનીઓને ભિડાવતા સીંગાપુર તરફ આવી પહોંચવાના છે.

પણ પંદરમીની સવારે આમાંનું એકે ય એરોપ્લેન દેખાયું નહિ કે

અમેરિકન વિનાંગ ઊનર્યોના કશા સમાચાર સાંપડ્યા નહિ. ઊલટું ૧૫મીની રાતે દસ વાગે ઢીલોને એમના કમાન્ડિંગ ઑફિસરે બોલાવ્યા અને સીંગાપુરે બિનશરતી શરણાગતિ સ્વીકારી છે એની ખબર આપી. આ સમાચારે ઢીલોના દિલમાં જબરો આંચકો આપ્યો. જે સલ્તનત માટે અસીમ પ્રેમ ધરાવતા એ જાનને જોખમે લડી રહ્યા હતા એની શરણાગતિના સમાચાર સાંભળતા એમની આંખમાંથી આંસુ દડી પડ્યાં. એમના હાથમાંથી ઢીલોએ રિવોલ્વર નીચે ફગાવી દીધી અને દુઃખપૂર્વક પોતાની નીચેનાં સૈન્યને આ સમાચાર આપી હથિયાર હેઠાં કરવાનો હુકમ આપ્યો.

૨

## મોહનસિંગના સાથીદાર

આ દુઃખ અને આંચકા હજી ઢીલોં માટે પૂરતાં ન હતાં. બીજે દિવસે સવારે હિંદી લશ્કરને ફેરર પાર્કમાં અને બ્રિટિશ લશ્કરને ચાંગી છાવણીમાં જુદાં જુદાં વહેંચાઈને પહોંચી જવાના હુકમ મળ્યા. આ જુદાઈ શા માટે? એ જુદાઈનાં સાચાં કારણ ઢીલોં સામે ફેરર પાર્કમાં સમગ્ર હિંદી લશ્કરને ઘેટાંની માફક કર્નલ હન્ટે દોરીને મેજર ફુજીવારાના હાથમાં દઈ દીધાં ત્યારે મળી ગયાં. મેજર ફુજીવારાએ એ જ વખતે હિંદી લશ્કરની સોંપણી કૅ. મોહનસિંગના હસ્તક કરી દીધી.

એક પછી એક બનતા જતા આ બધા બનાવો ઢીલોંનાં દિલ ઉપર ચોટ પર ચોટ લગાવતા ગયા, આઘાત પર આઘાત મૂકતા ગયા. જાણે બ્રિટિશ સલ્તનત પોતાને ઘોરતમ અને કરુણ અસહાય દશામાં મૂકીને ચાલી નીકળી છે એવી દુઃખદ લાગણી ઢીલોંને થઈ.

આવી લાગણીઓ વચ્ચે મન સખત દુઃખ અનુભવી રહ્યું હતું

એવે જ સમયે કૅ. મોહનસિંગે હિંદી યુદ્ધ-કેદીઓમાંથી આઝાદ હિંદ ફોજ રચવાની જાહેરાત કરી. આ જાહેરાતને હિંદી લશ્કરે આનંદથી વધાવી લીધી અને આનંદના શોર જગાવ્યા.

આ જાહેરાતને કારણે અસહ્ય દુઃખ અનુભવી રહેલા ઢીલોનું મન અન્ય વિચારણા તરફ વળ્યું. એ વિચારણાની પ્રાથમિક ભૂમિકા કૅ. મોહનસિંગ એ આઝાદ હિંદ ફોજના સેનાપતિ થવાના હતા એ સમાચારે બાંધી. કૅ. મોહનસિંગ પોતે શીખ હતા. અને ઢીલોંના નિકટના સબંધી હતા. ઢીલોં અને કૅ. મોહનસિંગ એક જ દળમાં હતા, એટલું જ નહિ, પણ કૅ. મોહનસિંગ એમના નિકટતમ મિત્રોમાંના એક હતા અને મોહનસિંગ પ્રત્યે ઢીલોંને અપ્રતિમ વિશ્વાસ હતો. જેમના પર પોતાને અસીમ વિશ્વાસ હતો. એવા કૅ. મોહનસિંગની સરદારી નીચે આઝાદ હિંદ ફોજ રચાય છે એ ખ્યાલે એમને ધૈર્યધરી મળી અને એમાં જોડાવા ઢીલોં તૈયાર થયા.

આટલી પ્રાથમિક માનસિક તૈયારી થયા બાદ હજી સાચેસાચ ફોજમાં જોડાવું કે નહિ એના મથન પર ઢીલોં ચડ્યા, આ મથનમાં સૌથી પ્રથમ એમને વિચાર આવ્યો તે આ હતો : જે સલ્તનતને વફાદાર રહેવાના, પોતે સોગંદ લીધા હતા તેની, વફાદારી, છોડીને આ નવી ફોજમાં જોડાવું એ દ્રોહ નથી?

આ મંથનના જવાબમાં ઢીલોંને પોતે દેહરાદુનની લશ્કરી શાળામાં ભણતા ત્યારે ત્યાંના ચેટવુડ હોલમાં જ્યાં સોનેરી અક્ષરે સૂત્ર ટાંગવામાં આવ્યું હતું તે યાદ આવ્યું: એમાં લખ્યું હતું:

'તમારા દેશનું ગૌરવ, સુખ અને, સલામતી હમેશાં અને દર સમયે પ્રથમ આવે છે. તમારી નીચેનાં માણસોની સગવડ, સલામતી અને સુખ એની પછી આવે છે. તમારા પોતાની સલામતી અને સગવડ હમેશાં અને દર સમયે, સૌથી, આખરે આવે છે.'

આ ધ્યેયસૂત્રને ઢીલોંએ પોતાના જીવનમાં અગ્રપદે સ્થાપ્યું હતું અને એ સૂત્ર અનુસાર આખા મલાયાના યુદ્ધમાં એ લડી ચૂક્યા હતા. એ ધ્યેયસૂત્ર અનુસાર એમણે હવે પોતાના દેશની પરિસ્થિતિ પર વિચારણા કરી. એ વિચારણામાં એ સમયે આઝાદ હિંદ ફોજમાં જોડાવા માટે સ્વદેશપ્રેમભરપૂર જે ભાષણો થઈ રહ્યાં હતાં તે સાંભળ્યાં અને એમને પોતાની ફરજ આઝાદ હિંદ ફોજમાં જોડાઈ જવાની લાગી. એ ફરજનો પોતે મનમાં કેવી રીતે ખ્યાલ કર્યો એ વિષે પોતાના નિવેદનમાં ઢીલોંએ વિસ્તારથી આ રીતે જણાવ્યું:

'મલાયાના સંરક્ષણ માટે જેમણે જવાબદારી લીધી હતી એ બ્રિટિશ સલ્તનતની તૈયારીઓના સદંતર અભાવને કારણે જાપાનીઓના આક્રમણને પરિણામે મલાયાની પ્રજાને જે સહન કરવું પડયું હતું એ મેં મારી નજરે જોયું હતું. હિંદ પર પણ જો આક્રમણ થાય તો મારા દેશબાંધવોની શી સ્થિતિ થાય તેનો વિચાર કરતાં માત્ર હું ધ્રુજી ઊઠયો. દોઢ સૈકાના બ્રિટિશ આધિપત્યે મારા દેશનું જે સત્યાનાશ વાળ્યું હતું તે મને એ સમયે સમજાઈ ગયું.

'મેં મનમાં ખ્યાલ કર્યો કે અમારી સમગ્ર ભૌતિક સાધન-સંપત્તિનું અંગ્રેજોએ પોતાના લાભ ખાતર શોષણ કર્યું છે અને પોતાની શાહીવાદી યુદ્ધ લડવા અર્થે અમારા માનવબળનો છૂટથી ઉપયોગ કર્યો છે. આમ છતાં યે જરૂર પડયે અમારી માભોમનું રક્ષણ કરવા માટે અમને એમણે જરા યે તૈયાર કર્યાં નથી, એટલું જ નહિ, પણ સદા-કાળને માટે અમને બંધનમાં રાખવા ખાતર અમને સંપૂર્ણપણે નિર્વીર્ય બનાવી દીધા છે. મને થયું કે જો હિંદ સ્વતંત્ર હોત અને પોતાનો બચાવ કરી શકે તેવી સ્થિતિમાં હોત તો એની સરહદ ઓળંગવાનો ખ્યાલ સુદ્ધાં કોઈ આક્રમણકારને આવી ન શકત.

'મોહનસિંગે ઊભી કરવા ધારેલી આઝાદ હિંદ ફોજમાં મેં

માટે એક નવી આશા નિહાળી. મને થયું કે જો એક તાકાતવંત સ્વયંસેવક રાષ્ટ્રીય ફોજ રચી શકાય તો એ હિંદને પરદેશી આધિપત્યમાંથી મુક્ત કરી શકે, એટલુ જ નહિ પણ જાપાનીઓ પોતાના વચનનો ભંગ કરે અને હિંદની આઝાદી જીતવામાં અમને મદદ કરવાને બદલે અમારા મુલકનુ તેમના પોતાના લાભ ખાતર શોષણ કરવા લાગે તો એમનો પણ સામનો કરી શકે.

'આવી ફોજ દૂર પૂર્વમાં અમારા દેશબાંધવોનું પણ અન્ય રાષ્ટ્રની પ્રજાઓના આક્રમણ સામે રક્ષણ કરી શકે. હિંદમૈયા જાણે મને સાદ કરી રહી હતી અને એ સાદનો જવાબ દેવાનો મેં નિર્ણય કર્યો. એ નિર્ણય અનુસાર મેં મોહનસિંગ સાથે ઝંપલાવવાનું નક્કી કર્યું.'

પણ મોહનસિંગનુ કામ આસાન ન હતું. હિંદી લશ્કરમાં સામાન્ય કૅપ્ટન સમો હોદ્દો ધરાવતા આ અજાણ્યા માણસે આઝાદ હિંદ ફોજ રચવાની જવાબદારી ઉપાડી લીધી હતી એની મુસીબતો, એની વિટંબણાઓ વિષે બહુ ઓછાને ખ્યાલ આવ્યો છે. એ વિષે ખ્યાલ આપતાં ઢીલોં પોતાના નિવેદનમાં કહે છે:

'મોહનસિંગનું કામ ભારે મુશ્કેલ હતું. એમણે કદી કલ્પના સરખી યે કરી ન હતી કે વિશ્વ–ઇતિહાસના અભૂતપૂર્વ પ્રસંગને એક સમયે ૭૫,૦૦૦ જેટલા અફસરો અને સિપાહીઓને સંભાળવાનું કામ એમને માથે આવી પડશે. એક પરાજિત, વેરવિખેર અને અસંતોષિત ફોજમાં શિસ્ત એમને જાળવી રાખવાની હતી. આઝાદ હિંદ ફોજ એ સ્વૈચ્છિક ધોરણે રચવાની હોઈને બધા પ્રકારના રાજકીય વિચારોને સ્વાતંત્ર્ય આપવાનું હતું. આ બધાની ઉપર, જે અફસરો અને સિપાહીઓ પર જાપાનીઓને શંકા હતી એમને બચાવવાના હતા. અમારા નાગરિક પ્રજાજનોને પણ બધા પ્રકારના જોખમમાંથી બચાવવાના હતા.'

અને આ બધું હિંદના રાષ્ટ્રીય ગારવ તેમ જ માનવતાના નિયમ અનુસાર રહીને કરવાનું હતું. અને આ બધું કામ કરવામાં એમને ભારે શંકાખોર બની જાપાનીઓ સાથે વ્યવહાર પાડવાનો હતો.'

આ ઉપરાંત મોહનસિંગ માત્ર કૅપ્ટન હતા, જ્યારે આઝાદ હિંદ ફોજમાં એમના કરતાં યે મોટા અધિકાર ધરાવનાર અન્ય અફસરો હતા. એ બધા અફસરોને આવો નાનો માણસ એક વખતનો પોતાની નીચેનો કે સમકક્ષાનો માણસ ઉપરી થઈ બેસે એ સામે વાંધા-વિરોધ હતા.

આવી અસંખ્ય મુસીબતો વચ્ચે યે મોહનસિંગે આઝાદ હિંદ ફોજ રચવાની અપૂર્વ હિંમત બતાવી. એમના એવા મુસીબતભર્યા કામમાં પ્રથમથી જ સંપૂર્ણ સહાય આપનાર થોડા અફસરો નીકળી આવ્યા. એમાં ઢીલોં મોખરે હતા.

ઢીલોં આજે બિદાદરી તો કાલે નેસન, એક દિવસ સેલેટાર તો બીજે દિવસ રીવરવેલી–એમ એક પછી એક છાવણીએ ફરવા લાગ્યા અને હિંદી યુદ્ધ–કેદીઓને આઝાદ હિંદ ફોજમાં જોડાઈ જવા માટે સમજાવવા લાગ્યા. એમણે ઠેર ઠેર કહ્યું:

'આપણા વતનની આઝાદી મેળવવા માટે આપણે આઝાદ હિંદ ફોજ રચવાની છે. એમાં આપણને અત્યારે જાપાનીઓ સાથ આપે છે, એ સાથ ઝડપી લઈને આઝાદ હિંદ ફોજ રચવાનો આ સોનેરી સમય છે. આપણી ફોજ આપણા મુલકની આઝાદી મેળવવા અર્થે લડશે. અલબત્ત, એ માટે આપણે પારાવાર મુસીબતો તેમ જ મુશ્કેલીઓ સહન કરવાનાં રહેશે. મા-ભોમની સેવા કરવા માટે આવી મુસીબતો સેવા કરવાની જેમને તમન્ના હોય તેઓ જ આ આઝાદ હિંદ ફોજમાં જોડાય એવી મારી ભલામણ છે. આપણે હિંદમાં જાપાનીઓ સાથે

મળીને જવાનું છે. એ સમયે આપણે સંપૂર્ણપણે શસ્ત્રસજ્જ હોઈશું. એ વખતે જો જાપાનીઓ આપણા ધ્યેયની આડા આવે તો આપણે જાપાનીઓ સામે પણ લડવાનું છે. જાપાનીઓ જ શા માટે, આપણા ધ્યેયની આડે જે કોઈ પ્રજા કે સત્તા આવીને ઊભી રહેશે એની સામે હથિયાર ઉઠાવશું. એમાં કાં તો આપણે ખતમ થઈશું, અથવા વિજય મેળવશું. કોઈ પણ સમયે પોતાના ઉચ્ચ ધ્યેય ખાતર લડવાની તૈયારી હોય એ જ આઝાદ હિંદ ફોજમાં જોડાઈ જજો.'

ઢીલોં આ રીતે દિવસ-રાત જોયા વગર આઝાદ હિંદ ફોજની રચનામાં લાગી ગયા. પણ થોડા સમય પહેલાં જ એ સખત માંદગીમાંથી ઊઠ્યા હતા. ચારચાર માસ આ રખડ માટે ફરી એમના શરીરને સખત ફટકો આપ્યો અને ઢીલોં ગંભીર માંદગીમાં પટકાઈ પડ્યા. ૧૯૪૨ના જૂન માસમાં ફરીથી એમને દવાખાનામાં દાખલ કરવામાં આવ્યા.

ઢીલોં દવાખાનામાં હતા એ દરમિયાન જ મોહનસિંગના સેનાપતિ પદે આઝાદ હિંદ ફોજની રચના જાહેર થઈ. એમાં ઢીલોંને શાહ નવાઝખાં તથા સહગલ સહિત ૧૯૪૨ના સપ્ટેમ્બરની ૧લી તારીખે આઝાદ હિંદ ફોજમાં સેકન્ડ લેફ્ટેનન્ટનો હોદ્દો આપવામાં આવ્યો. ત્યાર બાદ સપ્ટેમ્બરની ૯મી તારીખે એમને આઝાદ હિંદ ફોજના કૅપ્ટન પદે મૂકવામાં આવ્યા. ૧૯૪૨ના ઑક્ટોબર માસની ૨૭ તારીખે ઢીલોંને દવાખાનામાંથી મુક્ત કરવામાં આવ્યા, પણ તેમના શરીરને માટે સીંગાપુરની હવા માફક આવતી ન હોવાથી ડૉક્ટરની ભલામણ અનુસાર ઢીલોંને પિનાંગ મોકલવામાં આવ્યા. હજી એમનું શરીર કામ કરવા માટે બરાબર થયું ન હતું, પણ એમની આગલી કામગીરીને લક્ષમાં લઈને ૧૫મી ઑક્ટોબરે એમને આઝાદ હિંદ ફોજમાં મેજરના ઊંચે હોદ્દે મૂકવામાં આવ્યા અને પુનઃ ભરતીદળનું કામકાજ સોંપવામાં આવ્યું.

ઢીલોંનું શરીર કાંઈક ઠીક થતાં તરત એ સીંગાપુર પાછા ફર્યા,

પણ અહીં આવ્યા એ પહેલાં સેનાપતિ મોહનસિંગના રાસબિહારી બોઝ તેમ જ જાપાનીઓ સાથેના સંબંધો વણસી ચૂક્યા હતા અને કટોકટી ઝઝૂમી રહી હતી ઢીલો પરિસ્થિતિનો પૂરો ખ્યાલ મેળવે એ પહેલાં સેનાપતિ મોહનસિંગને પરહેજ કરવામાં આવ્યા, એમને કોઈ અજાણ્યે સ્થળે મોકલી દેવામાં આવ્યા અને એમની સૂચના અનુસાર આઝાદ હિંદ ફોજને પાછળથી વિખેરી નાખવામાં આવી

ઢીલોને આ બધી બાબતોનું ભારે દુઃખ થયું હિંદની આઝાદી માટે લડે એવી ફોજના એ હજી સ્વપ્ના સેવી રહ્યા હતા ત્યાં જ એ વિખેરાઈ ગઈ. એમણે પણ એમાંથી સૌની સાથે ગળનામું આપ્યું. પણ ઢીલોંનું દુઃખ દ્વિવિધ હતું આઝાદ હિંદ ફોજ વિખેરાઈ એના દુઃખ સાથે મોહનસિંગ જેવા પોતાના હિતોજન સાથીને આ રીતે પરહેજ કરીને ઉડાવી જવામાં આવ્યા એ વાત પણ એમના પર દુઃખ મૂકતી ગઈ.

થોડા સમય બાદ ફરીથી આઝાદ હિંદ ફોજ સ્થાપવાના રાસબિહારી બોઝે પ્રયાસ આદર્યા. આગલાં જે વચનોની જાપાનીઓએ બાંહેધરી આપી ન હતી તેની આ વખતે સંપૂર્ણપણે બાંહેધરી મળે તો જ આઝાદ હિંદ ફોજ રચવી એવી કદર માન્યતા ધરાવનાર વર્ગમાં ઢીલોં પણ મોખરે હતા. શાહ નવાઝખાએ આઝાદ હિંદ ફોજનું નેતૃત્વ લેવા માટે યુરોપથી સુભાષચંદ્ર બોઝને બોલાવી લેવાની માગણી કરી હતી એને ટેકો આપનારમાં પણ ઢીલોં મોખરે હતા. આ બધા વચનો કબૂલ રખાયાં એટલે ઢીલોં બીજી વારની આઝાદ હિંદ ફોજમાં જોડાયા અને એમને 'કયુ' શાખના સહાયકારી અધિકારી તરીકે આઝાદ હિંદ ફોજના મુખ્ય મથક સિંગાપુરી છાવણીમાં મૂકવામાં આવ્યા

## ૩

# સિપાહી શાયર

૧૯૪૩ના જૂન માસમાં સીંગાપુર મુકામે સુભાષચંદ્ર બોઝ આવી પહોંચતાં આઝાદ હિંદ ફોજની પ્રવૃત્તિમાં અપૂર્વ ચેતના પ્રસરી ગઈ. સુભાષચંદ્ર બોઝ આઝાદ હિંદ ફોજ તેમ જ સમસ્ત પૂર્વ એશિયાની પ્રજાના લાડીલા 'નેતાજી' બની ગયા, અને નેતાજી એમનામાં પ્રાણવંત ઉત્સાહ પ્રેરવા લાગ્યા. નેતાજીએ આવતાંવેંત જાણે સમસ્ત હિંદી સમુદાય પર મોહિની છાંટી દીધી અને નેતાજીના બોલ પર એકેએક હિંદી પોતાના જાન ધરી દેવા લાગ્યો.

નેતાજી જનસમુદાયના માનસના જ્ઞાતા હતા. આવતાંવેંત એમણે જનસમુદાયના માનસને પકડી લે એવાં સૂત્રો આપ્યાં. એ સૂત્રોમાંનું પ્રથમ સૂત્ર હતું 'ચલ્લો દિલ્લી.'

એ સૂત્ર સાંભળતાં દીલોંના કલ્પનાના તાર ઝણઝણી ઊઠયા. એમના મિત્રમંડળમાં સૌને ખ્યાલ હતો કે દીલોં એક કવિ છે. હા દીલોં એક કવિ હતા. એ વખતોવખત જાણીતા કવિઓમાં શેર અને

બેત લલકાર્યા કરતા અને ક્યારેક ક્યારેક પોતે યે શેર, બેત કે ટૂંકી ગઝલ રચી નાખતા. પણ એ શેર, બેત કે ગઝલમાં ઇશ્ક, પ્રેમ કે એવી જ વાતો હતી.

નેતાજીનાં સૂત્ર સાંભળતાં એમનું કવિહૃદય ઝણઝણી ઊઠ્યું અને અત્યાર સુધી ઇશ્કનાં ગીત રચતા એ કવિએ 'ચલો દિલ્હી'ના સૂત્ર આસપાસ આઝાદીનું મનોરમ ભાવના રચતું એક ગીત રચી નાખ્યું:

ચલો દિલ્હી જવાનો હિંદકો આઝાદ કરવાયેં
ચલો દિલ્હી પે ઝંડા શાન સે અપના લહરાયેં
ચલો દિલ્હી, ઉસી દિલ્હી, જહાં હૈ રાજ અંગ્રેઝી
ચલો દિલ્હી પે હિંદી રાજ અપના ફિરસે હમ લાયેં
ચલો દિલ્હી, ઉસી દિલ્હી, જહાં મિનારે-કુતુબ હૈ
ચલો દિલ્હી, નિશાને હિંદકો હમ ઉસ પે લહરાયેં
ચલો દિલ્હી, અગર રાસ્તેમેં લાખો મુશ્કીલેં આયેં
ચલો દિલ્હી પે અપને ખૂન સે તારીખ લીખ જાયેં
ચલો દિલ્હી વહીં સબ બંધ કર 'જય હિંદ હમ ગાયેં'

આ ગીત આઝાદ હિંદ ફોજના અન્ય સિપાહીઓ પણ ગાવા લાગ્યા અને સીંગાપુરમાંથી પ્રગટ થતા 'આઝાદ હિંદ' નામક છાપામાં પણ પ્રસિદ્ધ થયું. ઢીલોં આવી ભાવનાથી થનગનતા હતા એ વખતમાં જ આરઝી-હકૂમત-એ આઝાદ હિંદની રચનાનો સમારંભ થયો, નેતાજી આઝાદ હિંદ ફોજના સિપેહસાલાર થયા અને આઝાદ હિંદ ફોજના અન્ય અફસરો સાથે ઢીલોંએ પણ નેતાજી સમક્ષ ઊભા રહીને પેલી પ્રસિદ્ધ પ્રતિજ્ઞા લીધી કે—

'હું સ્વેચ્છાપૂર્વક, મારી રાજીખુશીથી આઝાદ હિંદ ફોજમાં

જોડાઉં છું. હું મારી જાતને ઈશ્વરસાક્ષીએ હિંદને સમર્પણ કરું છું અને પ્રતિજ્ઞા લઉં છું કે હિંદની આઝાદી ખાતર મારું જીવન અર્પણ કરીશ. હું મારી સર્વોચ્ચ શક્તિથી હિંદની અને હિંદની આઝાદીની પ્રવૃત્તિની સેવા કરીશ અને એમ કરતાં મારા પ્રાણની પણ પરવા કરીશ નહિ. હું મારી જાત માટે અંગત લાભની કશી પરવા કરીશ નહિ. હું તમામ હિંદીઓને ન્યાત, જાત, ધર્મ કે વિભાગના કોઈ પણ જાતના ભેદભાવ વગર ભાઈઓ જ માનીશ.'

આ પ્રાણપ્રતિજ્ઞાના દિવસોમાં આઝાદ હિંદ ફોજમાં સરફરોશી અને જાનફેસાનીની અભૂતપૂર્વ તમન્ના ઊછળવા લાગી. ટીલોં એવી તમન્નાને પોતાનાં કાવ્યો દ્વારા વ્યક્ત કરવા લાગ્યા અને ગાવા લાગ્યાઃ

ઊઠો સોયે ભારતકે નસીબોંકો જગા દો
આઝાદી યું લેતે હૈં જવાનો લે કે દીખા દો
ખૂનખાર બનો, શેર મેરે હિંદ સિપાહી
દુશ્મનકે સફેં તોર દો ટેહલકા મચા દો
કર દિયા શહીદોંકા લહુ, દેશકી ખાતિર
એક ટોલી ભી, દુશ્મનકી હઝારોં સે લડા દો
તુમ કૌમકી સિપાહી હો અદુ ચીઝ હી કયા હૈ
રાસ્તેમેં આયે ભાઈ, ઉસે માર ગિરા દો
કયોં લાલ કિલા યું રહે, દુશ્મનકે હવાલે
ફીર લશ્કરે હિંદીકો વહાં ધૂમ મચા દો
મિનાર કુતુબ દેખતા હૈ રાહ તુમ્હારી
ચલ ઉસકી બુલંદી તે તિરંગી સે સજા દો
કુછ ઓર તમન્ના હૈ ના ખ્વાહિશ મેરે દિલમેં
આઝાદ વતન હિંદમેં 'જય હિંદ' બુલા દો

નેતાજી સુભાષચંદ્ર આવ્યા બાદ આઝાદ હિંદ ફોજમાં આમૂલ પરિવર્તન કરી નાખવામાં આવ્યું તથા એની પુનર્રચના કરી નાખવામાં આવી. આ પુનર્રચનામા ૧૯૪૩ના નવેંબર માસમાં ઢીલોંને પહેલી ઇન્ફન્ટ્રી રેજિમેન્ટના પ્રથમ અધિકારી મેજર રોડ્રીગ્ઝની સાથે બીજા અધિકારી તરીકે મૂકવામાં આવ્યા. ત્યાર બાદ નવી રચવામાં આવેલી પાંચમી ગેરીલા રેજિમેન્ટમાં એમને મૂકવામાં આવ્યા અને ત્યાર બાદ ફરી પાછા પહેલી ઇન્ફન્ટ્રી રેજિમેન્ટના બીજા અધિકારી તરીકે મૂકવામાં આવ્યા.

સીંગાપુરમાં ને સીંગાપુરમા ઢીલોંની આ બધી ફેરબદલીઓ થતી રહી એનું મૂળ કારણ એમની તબિયત હતી એક વખત એમનું શરીર ભાંગી ગયું, એ કોઈ પણ રીતે પાછું વળતુ ન હતું અને અતિ ઉત્સાહી ઢીલોં ફરી ફરી એમને સોંપાયામાં આવેલું કામ વધારે પડતી મહેનત લઈને કરવા લાગી જતા અને માંદા પડી જતા, શિસ્ત અને વ્યવસ્થા માટે ઢીલોં ખૂબ ચોક્કસ હતા અને જે જે, ઠેકાણે એ તત્ત્વોની જરૂર જણાય ત્યાં ત્યાં એમને મૂકવામાં આવતા.

પણ આ સમય દરમિયાન આઝાદ હિંદ ફોજ આરાકાન મોરચે વિજય પ્રાપ્ત કરીને હિંદની સરહદ ઓળંગી ચૂકી હતી અને ઇમ્ફાલ તથા કોહીમામાં ઇતિહાસપ્રસિદ્ધ ઘેરા નાખીને બેસી ગઈ હતી. બ્રિટિશ સલ્તનતના હિંદી લશ્કરમાં હતા ત્યારે ઢીલોં કેવી બહાદુરીથી લડ્યા હતા? એ લડાઈ તો માત્ર એક અજ્ઞાન વફાદાર સિપાહીની હતી. પણ હવે એ ભાવનાભરપૂર ઉત્સાહથી પોતાના વતનની આઝાદી મેળવવા માટે આઝાદ હિંદ ફોજમાં જોડાયા હતા અને એ ફોજ રણમોરચે લડી રહી હતી ત્યારે ઢીલોંને તબિયતને કારણે પાછળ રોકાઈ રહેવું પડતું હતું. આ સ્થિતિ એમનું દિલ કોરી રહી હતી અને વારંવાર નેતાજી રંગૂનથી સીંગાપુર આવતા ત્યારે ઢીલોં પોતાને રણમોરચે મોકલવાની માગણી કર્યા કરતા હતા.

છેવટે ઈમ્ફાલને મોરચેથી આઝાદ હિંદ ફોજ પાછી ફરી ત્યારે એ ફોજના કેટલા યે સિપાહીઓ તથા અફસરો હિંદની ધરતી પર શહીદ થઈ ચૂક્યા હતા, કેટલા યે સિપાહીઓ ને અફસરો આજાર અને જખમી થઈ ગયા હતા અને ત્યાં ગયેલાં ડિવિઝન તેમ જ રેજિમેન્ટો ભાંગી ગઈ હતી. આ દરમિયાન જાપાનીઓએ માંડલે આસપાસ મિત્રરાજ્યોનો સામનો કરવા મોરચો રચ્યો હતો. એ મોરચામાં સાથ આપવા માટે આઝાદ હિંદ ફોજને પણ યોગ્ય સ્થાન આપવામાં આવ્યું. એ વિસ્તારમાં મોકલવા માટે નેતાજીએ તાજાં દળોને તૈયાર કર્યાં. એ તાજાં દળોને દોરવા માટે અફસરો પણ તાજા લેવાનું નક્કી થયું.

એ નિર્ણય અનુસાર ઢીલોંને સીંગાપુરથી રંગૂન બોલાવવામાં આવ્યા. ૧૯૪૪ના જૂન માસમાં સીંગાપુરમાં પહેલી ઇન્ફન્ટ્રી રેજિમેન્ટના બીજા અધિકારી તરીકેનું સ્થાન છોડીને ઢીલોં ઈપોહ, ટેપીંગ જિત્રા વગેરે સ્થાનોની છાવણીની મુલાકાત લેતા લેતા, તે તે સ્થળોએ શિસ્ત અને વ્યવસ્થાનો સંદેશો આપતા જતા ૧૯૪૪ના સપ્ટેંબર માસમાં રંગૂન આવી પહોંચ્યા. રંગૂન આવતાં જ નેતાજીએ એમની માંડલે મુકામે રહેલી નહેરુ બ્રિગેડના નામથી ઓળખાતી ૪થી ગેરીલા રેજિમેન્ટના સેનાપતિ તરીકે નિમણુક કરી. ઘણા સમયથી યુદ્ધમોરચા પર જઈને લડવા માટે ઝંખી રહેલા ઢીલોં આ નિમણૂકથી ખુશ થઈ ગયા; કેમકે એ રેજિમેન્ટનાં યુદ્ધમોરચાની સૌથી પ્રથમ હરોળમાં લડવાનું હતું.

રંગૂનમાંથી નીકળતી વખતે ઢીલોં નેતાજીને મળવા ગયા, નેતાજીએ એમને મોરચાની બધી સૂચનાઓ આપી અને નેતાજીને વંદન કરીને ઢીલોં બોલ્યા :

'મેં આપકી આંખેં કીસીકે સામને નીચી ન હોને દૂંગા.'

નેતાજીએ એમની પીઠ થાબડી અને ઢીલાં માંડલે તરફ ચાલી નીકળ્યા. જતાં જતાં એ સ્વરચિત ગીત ગાતા ચાલ્યા.

હૂં ઈક અદના સિપાહી અપને નેતાકા હજારોંમેં
મીલી હૈ જિસકો કિસ્મતસે જગહ ઉન ખાકસારોમેં
હૈં જીતે વતનકે ખાતિર, હૈં મરતે વતન અપને પર,
મુસીબત સે રહે લડકર, મુસીબત કે પહાડોમેં
કભી ભૂખે, કભી પ્યાસે, કભી બીમાર બે-બિસ્તર,
ફિકર ફીર ભી નહિ દિલ પર, નજર આયે બહારોંમેં
ન ઉનકો ખૌફ તોપોંસે, ન ડર બમમાર જહાઝોંકા
લિયે સંગીનકા હમલા, કરેં લાખોં હજારોમેં
લડાઈ કે વખ્ત જોશે વતન જોશે સમુંદર સે
બઢે જીનકા સિપાહી, હું મેં ઈક ઉનકી કતારોંમેં.

૪

## આગલી યુદ્ધહરોળ પર

આવાં જોશ-ભરપૂર ગીતો ગાતા ગાતા ઢીલોં માંડલે આવ્યા અને મેજર મહેબૂબના હાથમાંથી ૧૯૪૪ના નવેંબર માસમાં જ્યી ગેરીલા રેજિમેન્ટનો અધિકાર સંભાળી લીધો.

આ સમયે ઉત્તર તરફથી મિત્ર રાજ્યોનું બલવત્તર આક્રમણ માડલે તરફ ધપ્યું આવતું હતુ. આ કારણે મોરચો માંડલેથી દક્ષિણે મીંગ્યાન તરફ લઈ જવાનો હતો. મીંગ્યાન આસપાસ ફાલડાનાર ખૂનખાર લડાઈમાં પોતાની નીચે કોઈ નબળા-પોચા સિપાહી ન રહે અને પોતાની સરદારીને લાંછન ન લગાડે એ માટે ઢીલોંએ માંડલેમાં જ સમગ્ર સૈન્ય ભેગું કર્યું અને હમેશાં શિસ્ત અને વ્યવસ્થા માટે કડક રહેતા ઢીલોંએ કહ્યું : 'મેં સાંભળ્યું છે એ પ્રમાણે આ બ્રિગેડની શિસ્ત બરાબર નથી. મારે એ બરાબર કરી લેવી છે. હવે આપણે રીતસરની લડાઈમાં જવાની તૈયારીમાં છીએ. એ લડાઈમાં આપણી બ્રિગેડ સુંદર કામ કરી બતાવે એમ ઇચ્છું છું

એટલે જેમની મુસીબતો, સંકટો કે વખત આવ્યે મોતનો યે સામનો કરવાની તૈયારી ન હોય તેઓ પોતાનાં નામ પોતાના ઉપરી-અધિકારીને આપી દે. એમને રંગૂન પાછા મોકલી આપવાની વ્યવસ્થા કરી આપવામાં આવશે. આ પછી જો કોઈ ભૂલ કરશે તો એને સીધા રંગૂનની જેલમાં જ મોકલી દેવા પડશે. '

થોડાક માણસોએ પાછા જવાની તૈયારી બતાવતાં એમને ઢીલોંએ રંગૂન મોકલી આપ્યા અને પોતે લશ્કર લઈને ડિસેંબર માસમાં મીંગ્યાન આવી પહોંચ્યા. મિત્ર રાજ્યોની સાધન-સરસાઈ ઘણી વધી ગઈ હતી, જાપાનીઓ માત્ર સંરક્ષણ-યુદ્ધ ખેલવાનો જ નિર્ણય કરેલો હોઈ ઓછાં સાધન લાવતા હતા. મિત્ર રાજ્યોનાં લશ્કર માંડલે કબજે કરીને મીંગ્યાન તરફ આગળ વધવા લાગ્યાં હતા. એમની સામે ઢીલોં બરાબર લડાઈ આપી રહ્યા હતા. ઢીલોંને એકલાં મિત્ર રાજ્યો સાથે જ લડાઈ કર્યા કરવાની હતી ? જાપાનીઓ પણ હવે ઉચાળા ભરવાના હોઈને આઝાદ હિંદ ફોજ સાથે બરાબર વર્તતા ન હતા. પણ ઢીલોં નાની સરખી વાતમાં યે એમની સાથે ઢીલો વ્યવહાર રાખવા તૈયાર ન હતા.

૧૯૪૪ના ડિસેંબર માસની ૨૧મી તારીખે ઢીલોંની નીચેના આઝાદ હિંદ ફોજના સિપાહીએ લડતાં લડતાં બે બ્રિટિશ અધિકારીઓને હરાવ્યા અને યુદ્ધ-કેદી તરીકે પકડી લીધા. યુદ્ધ-કેદી તરીકે તેઓ એમને જાપાનીઓ પાસે સુપરત કરવા ગયા ત્યારે એમાંના એક બ્રિટિશ અધિકારી પાસેથી રિવોલ્વર મળી આવી હતી તે સુંદર હોઈને જાપાનીઓએ નકશા વગેરે અન્ય સામાનની સાથે રાખી લીધી. સિપાહીએ આવીને આ વાત ઢીલોંને કરતાં તરત જ એમણે જાપાની અફસરને લખ્યું કે એ બ્રિટિશ અફસરોને અમારા સિપાહીએ કબજે કરેલ છે એટલે આપણી સમજણ અનુસાર તેમની પાસેથી મળી આવેલી ચીજ અમને જ સોંપાવી જોઈએ. એ સમ-

જરૂર અનુસાર તેમની પાસેથી મળી આવેલી રિઝર્વ અનારે મથક મોકલી આપો. નકશા તેમ જ અન્ય વસ્તુઓ થોડો સમય તપાસ અર્થે રાખવાની હોય તો જરૂર રાખી શકો.

કહેવાની જરૂર નથી કે જાપાની ઓફિસરને એ રિઝર્વ તરત જ ઢીલોંના મથક પાછી મોકલી આપવી પડી.

ધીમે ધીમે મિત્ર રાજ્યોનું પરિબળ વધતાં મીઝ્યાન છોડીને પોતાના વિસ્તારમાં પાછા ફરી જવા જાપાનીઓએ નક્કી કર્યું, કેમકે એ વિસ્તારમાં રહીને પેગુ–પાગન તરફ ઇરાવદી બાજુ તેમ જ પૂર્વે થાઝી–મીકટીલા તરફ રંગુન લાઇન બાજુ મિત્ર રાજ્યોને આગળ વધતા અટકાવી શકાય તેમ હતું. એ નિર્ણય અનુસાર ઢીલોંએ પણ પોતાનું મથક ફેરવવાનું નક્કી કર્યું.

આ સમય દરમિયાન ફોજના સિપાહીઓએ મિત્રરાજ્યોના બળવત્તર સાધનો જોયાં હતાં અને તેમની સામે ટકવાનો કાંઈક વિશ્વાસ ઓછો થયો હતો, એટલે ઢીલોંએ મીઝ્યાન છોડતાં પહેલાં ફરીથી પોતાના દળોને એકઠાં કરી કહ્યું: 'હવે નવા મોરચા પર જઈને આપણે શત્રુને બરાબર લડાઈ આપવાની છે. તમે સૌ હવે જાણો છો એ પ્રમાણે શત્રુ શસ્ત્ર અને સંખ્યામાં આપણા કરતાં ક્યાંયે વિશેષ સાધનસંપન્ન અને ચડિયાતો છે. એની સામે હિંમતને અભાવે કે બીજા કોઈ કારણે જે કોઈની લડવાની તૈયારી ન હોય અને સીધા મોરચા પર જવા ઇચ્છા ન હોય તેઓ મને જણાવી દે. તેમને પાછળના વિસ્તારમાં મોકલી આપવામાં આવશે. આ રીતે આગળ આવીને જેઓ વિના સંકોચે જણાવશે તેમને હીણા ગણવાને બદલે મારા લશ્કરની શિસ્ત જળવાઈ રહેવામાં મદદ કરવા બદલ અભિનંદન આપીશ.'

ખૂબ ખૂબ સમજાવીને ઢીલોંએ આ વાત કહેતાં અફસરો તેમ જ

સિપાહીઓ મળીને લગભગ ૨૦૦ માણસો પાછા જવા માટે આગળ આવ્યા.

મીગ્યાન છોડતાં પહેલાં ઢીલોંએ એમને રંગૂન મોકલી આપ્યા અને ઢીલોં પોતાના બાકીના લશ્કરને વ્યવસ્થિત કરીને પોપા વિસ્તારમાં ૧૯૪૫ના ફેબ્રુઆરી માસની અધવચમાં આવી પહોંચ્યા.

અહીં આવતાંવેંત એમણે સૌથી આગળની યુદ્ધહરોળો ગોઠવી લીધી, બચાવ કરવા માટે ખાઈઓ ખોદાવી લીધી અને રાત કે દિવસ જોયા વગર એક સ્થળેથી બીજે સ્થળે ફરીને બધી વ્યવસ્થા તપાસી લીધી.

ઢીલોં આવી ગયા પછી બીજે દિવસે એ વિસ્તારમાં સહગલ પણ આવી પહોંચ્યા. ઢીલોં એક ઝૂંપડામાં રહેતા હતા ત્યાં સહગલ એમને મળવા આવ્યા અને ઢીલોંએ બધી પરિસ્થિતિથી એમને વાકેફ કર્યા.

થોડા દિવસ બાદ આ વિસ્તારમાં લડતાં બધાં દળોની સમગ્ર બીજી ડિવિઝનના સેનાપતિ કર્નલ અઝીઝ અહમદ ઝાંબમારામાં ઘવાતાં, તેમનું સ્થાન શાહ નવાઝખાંને સોંપવામાં આવ્યું. શાહ નવાઝખાં એ સ્થાન વિધિપુરઃસર લે એ પહેલાં પોપા વિસ્તારમાં સહગલ તેમ જ ઢીલોંને મળી ગયા, બધી પરિસ્થિતિ સમજી ગયા અને બીજે જ દિવસે શત્રુ ઇરાવદી પાર કરે છે એવા સમાચાર મળતાં એમનો સામનો કરવાના હુકમો સહગલ તેમ જ ઢીલોંને આપતા ગયા.

શાહ નવાઝખાં પોતાના હોદ્દાનો અધિકાર વિધિસર લેવા તથા અન્ય પરિસ્થિતિ સમજવા રંગૂન ગયા, એ દરમિયાન સૌથી મોખરાની લડાઈ ઢીલોં લડી રહ્યા હતા. એ દરમિયાન ઢીલોંએ સિપાહીઓને

શત્રુમોરચાની તપાસ કરવા મોકલેલા એમાંથી રિયાઝ, મદન, સરવર અને બે વગેરે પાંચ સિપાહીઓ શત્રુપક્ષે ચાલ્યા ગયા. આ જાતના હીણપતભર્યા બનાવે નેતાજી સુદ્ધાંને દુઃખિત કર્યા.

પોતાના શિસ્તબદ્ધ લશ્કરમા આવુ બનતું જોઈને ઢીલોંને ભારે દુઃખ થયુ. એમણે અત્યાર સુધી કોઈ પણ સિપાહીને પાછા જવાની ઇચ્છા હોય તેમને સંપૂર્ણ છૂટ આપી હતી, છતાં આવો બનાવ બન્યો એટલે એ કડક બન્યા. થોડા દિવસ બાદ દુલીચંદ, હરિસિંગ, દરિયાવસિંઘ અને ધરમસિંઘ નામના ચાર સિપાહીઓ શત્રુપક્ષે જવાની ચર્ચા કરતાં પકડાયા કે તરત જ છાકો બેસાડવા માટે ઢીલોંએ યુદ્ધના આવા સંયોગોમાં કંપની કમાન્ડર તરીકે પોતાને મળેલી સત્તાની રૂએ એમના પર કામ ચલાવ્યું અને ગોળીએ દેવાની સજા કરી.

આ સજા કરીને એમણે બહાલી લેવા માટે એ વખતના સમગ્ર ડિવિઝનના કામચલાઉ સેનાપતિ સહગલ પર અહેવાલ મોકલી આપ્યો. સહગલે એ સજા મંજૂર કરી, પણ અંદરની સમજણ પ્રમાણે એ સિપાહીઓને પાછા મોકલી દઈને એણે આયોસાચ એમને ગોળીએ દીધા હોય એવી જાહેરાત કરી. .

આ જાહેરાતે બ્રિટિશ લશ્કરોના હાથમા પડતાં પાછળથી ઢીલોં પર આ ચારેનાં ખૂન કરવાનો તેમ જ સહગલ પર ખૂન કરાવવાનો આક્ષેપ મૂકવામાં આવેલો; પણ જે દિવસે એમને ગોળીએ દેવામાં આવ્યા તે દિવસે ઢીલોં સખત બીમાર પડી ગયા હતા, એટલે એમણે મોરચા પર શું કરવું એની વિસ્તારથી સૂચનાઓ આપતો એક હુકમ લખી કાઢેલો, અને એ સૂચનાઓ મેજર જાગીર પર મોકલતાં એક કાગળ લખેલો—કે 'મારે આજે ત્યાં આવી જવું જોઈતું હતુ, પણ કાલે રાત્રે અમુક બચાવસ્થાનોનું નિરીક્ષણ કરવા ગયો હતો, અને

ત્યાંથી પાછો ફર્યો ત્યારે જીવનમાં જરી યે વરતાઈ ન હતી તેવી અત્યંત નબળાઈ વરતાવા લાગી. આજે મેજર શંકરે એક ઇંજેક્શન આપ્યુ છે, પણ આખો કોર્સ લેવા માટે તો ૧૨ ઇંજેક્શન લેવાં પડશે. પણ થોડાંક સિવાય વધારે ઇન્જેક્શન મળે તેમ છે જ ક્યાં ? એક ઇંજેક્શન આવતી કાલે લઈશ.'

આ રીતે માંદા માંદા યે યુદ્ધહરોળો પર રખડતા દીલોં ઇંજેક્શન લઈ લઈને તાકાત મેળવ્યે જતા હતા અને સૌથી વધારે મુશ્કેલ મોરચા પર દોડ્યે જતા હતા.

ધીમે ધીમે અહીં એમની માંદગી એટલી વધી પડી કે શીખ ધર્મના કડક નિયમ અનુસાર એ પંચકેશ રખાવ્યા કરતા ઉતારી નાખવાની ડૉક્ટરોએ ખાસ ભલામણ કરી. જો એમ કરતાં યે લડી શકાતુ હોય તો પંચકેશ ઉતરાવવા યે દીલોં તૈયાર હતા. એમણે ત્યાં જ પંચકેશ ઉતરાવી નખાવ્યા. પોતાના ધર્મયુદ્ધ ખાતર ધાર્મિક બંધનોને વળગી રહેવા એ તૈયાર ન હતા. એમના આ કાર્ય બદલ દેશમાં આવ્યા બદલ શીખોએ ભારે ઉહાપોહ મચાવેલો, પણ દીલોંએ હર વખત જવાબ દીધેલો ' મારે મન દેશ પહેલો છે. ધર્મ દેશ પછી આવે છે.'

થોડા દિવસ બાદ એમને એવુ મુશ્કેલ કામ જાપાનીઓ તરફથી સોંપવામાં આવેલું કે ખુદ સહગલે, પોતાની ડાયરીમાં એ વિષે નોંધ કરેલી કે–' દીલોંને જે કામ આપવામાં આવ્યું છે તે મને ગમતું નથી. અમારાં બન્ને મથકોથી એ એટલા બધા કપાઈ જશે કે અમે એમને કદી યે પાણી પહોંચાડવાની યે સ્થિતિમાં નહી રહી શકીએ. એમને એ વિસ્તારમાંથી પાછા ખેંચી લેવાની મેં શાહનવાઝખાંને સૂચના કરી છે.'

શાહ નવાઝખાં તેમ જ સહગલ હમેશાં દીલોં માટે ચિંતા તુર રહેતા. માંદા માંદા દીલોંને અવારનવાર મુશ્કેલ હરોળો પર કરતાં

વીસ વીસ કે ત્રીસ ત્રીસ કલાક સુધી પાણી ન મળતું કે બબ્બે ત્રણ ત્રણ દિવસ સુધી ખાવા ન મળતુ, તો યે એ આનંદથી કર્યા કરતા અને જાણે પોતાનું સ્વરચિત ગીત અનુસાર ખરેખર જીવન જીવ્યે જતાઃ—

કભી ભૂખે, કભી પ્યાસે, કભી બીમાર બે–બિસ્તર,
ફિકર ફીર ભી નહિ દિલ પર, નઝર આયે બહારોંમેં.

આ રીતે ભૂખ્યા, તરસ્યા અને માંદા માંદા રખડતા છતાં ઢીલોં તો મુખ્ય હરોળો પર જ હતાને ? એમને તો બધી બાબતનો ઝીણવટથી ખ્યાલ રાખવો પડે. એ ખ્યાલ અનુસાર પોપાના વિસ્તારમાં આવતાં જ રાત વરત સિપાહીઓ એક સ્થળેથી બીજે સ્થળે જાય ત્યારે એક બીજાને મળતાં તેઓ શત્રુપક્ષના છે જાણીને કે અંદરો અંદર ન અટકાવે કે અન્ય ગોટાળા ન થાય એ માટે સંકેત–શબ્દ તરીકે ‘ રંગૂન–માંડલે ’ શબ્દ નક્કી કર્યો અને તદ્દન ખાનગી રીતે એકએક દળને એ શબ્દથી વાકેફ કરી દીધાં.

આ દિવસોમાં બર્માની નાગરિક વસતીથી પણ સારી પેઠે ચેતતા રહેવાનું હતું. ઢીલોંના લખવા પ્રમાણે ‘ મોટા ભાગના નાગરિકો અમેરિકન તરફી છે; કેમકે એમને ભાત, દૂધ, સિગારેટ, જોડા અને કપડાં વગેરે શત્રુઓ તરફથી આપવામાં આવે છે.’

આવી લાલચો નાગરિકોને મળતી એટલે તેમની પાસેથી શત્રુના સમાચાર મેળવવામાં યે મુશ્કેલી પડતી અને ક્યારેક તો તેઓ આઝાદ હિંદ ફોજના માણસોને પકડાવી દેવા પ્રયત્ન કરતા.

બર્મી પ્રજાનું નૈતિક ધોરણ એ દિવસોમાં ભારે નીચું ગયું હતું એટલે તેમના પર આવી લાલચો અસર કરી જાય એ સ્વાભાવિક હતું, પણ એક ઠેકાણે ઢીલોં પોતાની ડાયરીમાં લખે છે :

‘ એમ પણ જાણવા મળ્યું છે કે શત્રુલશ્કરો ટૂંગીન ટેકરીઓની

પશ્ચિમ આસપાસનાં ગામડાંમાંથી સ્ત્રીઓને બળજબરીથી ઉપાડી જાય છે. તેમને એકાદ દિવસ કે વધારે રાખે છે અને પછી પાછી મોકલી દે છે. અત્યાચારના પ્રસંગો એટલા બધા સામાન્ય બનતા જાય છે કે ગામડિયા બ્રિટિશ–વિરોધી થતા જાય છે. આ એક એવો બીજો મુદ્દો છે કે એ બાબતમાં શત્રુઓ આપણને હરાવી નહિ શકે–કેમકે શત્રુ ખોરાક વગેરેની લાલચો પૂરી પાડી શકશે, પણ માનહાનિનું વળતર કોઈ ચીજથી વાળી શકતા નહિ. અને બર્મી પ્રજા તો સ્વમાનનો પ્રશ્ન લાગેવળગે છે તેવા મુદ્દામાં ભારે આખી છે.'

આઝાદ હિંદ ફોજની પોતાની પાસે યે ખાવાનાં સાધન ન હતાં ત્યાં તેઓ બ્રિટિશ લશ્કરોની જેમ બર્મી ગામડિયાને એવી લાલચો ક્યાંથી પૂરી પાડી શકે ! પણ સ્ત્રીઓના ગૌરવ–સંરક્ષણની બાબતમાં બ્રિટિશરોની બાજી મારી ગયા. ગમે એમ તો યે આઝાદ હિંદ ફોજ એક સ્વયંસેવક સેના હતી. એ કાંઈ જાત જાતની લાલચો તેમ જ સ્વચ્છંદાચારની છૂટ પર રચાયેલી બ્રિટિશ ફોજ ન હતી. એ પોતે લશ્કરી શિસ્ત ઉપરાંત માણસાઈના નિયમોથી બદ્ધ હતી.

પરિણામે બર્મી ગામડિયા આઝાદ હિંદ ફોજ તરફ માનની લાગણીથી જોવા લાગ્યા અને ફોજને મદદગાર થવા લાગ્યા. જ્યારે જ્યારે બ્રિટિશ દળો આઝાદ હિંદ ફોજનાં દળોની તપાસ કરવા ગામડાંમાં આવી પહોંચતાં ત્યારે તેઓ આસપાસનાં એકાદ–બે ગામડાંમાં હોય તો યે કેટલાં યે ગામડાંમાં તેઓ પડયા છે એવા સમાચાર આપીને બર્મી ગામડિયા બ્રિટિશ દળોને ભડકાવી મૂકતા.

એને લીધે, ઢીલોં લખે છે તે મુજબ પરિણામ એ આવ્યું છે કે શત્રુ ખૂબ ડરતા રહે છે; કેમકે શત્રુની તરકીબો મુખ્યતઃ ટેન્કો, આર્મર્ડ કાર્સ અને જબરા જબરા ખટારા પર જ મદાર રાખે છે. સામાન્યપણે તેઓ એક સો કરતાં ઓછી ટુકડીને બહાર મોકલતા જ

નથી. આ ટુકડીને લઈ જતાં વાહનોને આગળના ભાગમાં તેમ જ પાછળના ભાગમાં હથિયારસજ્જ ટેન્કોથી રક્ષણ આપવામાં આવે છે, અને જ્યાં તેમને અટકવાની જરૂર હોય એવે સ્થળે આવે છે ત્યારે એમનાં લશ્કરને બસમાંથી હેઠાં ઉતારતાં પહેલાં તેઓ મશીનગનો તથા મોર્ટરો ગોઠવી લે છે.'

આટઆટલાં સાધન અને સંખ્યાથી શત્રુ-દળ આવતાં હતાં. પણ ગમે તેમ તો યે તેઓ ભાડૂતી સૈન્ય હતાં. તેઓ લડવા કરતાં સાધનોને એકામપણે ઉડાડીને મૂર્ખાઈનું પ્રદર્શન કરી ચાલ્યા જતા. આવા એક દિવસનો અહેવાલ લખતાં ઢીલોં નોંધે છે :

'નં. ૪૫૩મા યુનિટનાં આપણાં સ્થળોની ખબર કોઈ અર્મો જાસૂસે શત્રુને આપી દીધી હતી અને એ સ્થળો પર શત્રુએ બપોર પછી પૂરા ચાર કલાક બૉમ્બશેલ તેમ જ બૉંબનો મારો કર્યો, મોર્ટર અને મશીનગનોથી ગોળીબાર ચલાવ્યો. પરિણામ એ આવ્યું કે સુદર્શન નામનો એક નાયક એટલો સામાન્ય ઇજા પામ્યો કે એને પણ ખસેડી લેવાની જરૂરી ન હતી.'

હાથોહાથની જ્યાં જ્યાં લડાઈ આવે ત્યાં ત્યાં આઝાદ હિંદ ફોજના સિપાહી બાજી મારી જતા અને બ્રિટિશ દળોને પાછાં હઠી જવું પડતું. પણ એવા આક્રમણ મોરચા સિવાય શત્રુના ચડિયાતાં સાધન સામે અન્ય તકેદારી ઢીલોં કેવી ઝીણવટથી રાખતા એ ૧૯૪૫-ના માર્ચ માસની ૬ઠ્ઠી તારીખે ઢીલોંએ બહાર પાડેલી સૂચનાથી જાણવા મળે છે :

'એવું જોવામાં આવ્યું છે કે છાવણીઓમાં ઘણી કેડીઓ પાડવામાં આવી છે. પણ શત્રુ હવાઈ બળમાં ચડિયાતો હોઈને, આ કેડીઓ આપણાં સ્થળોની ચોક્કસ પરિસ્થિતિ જણાવી દે છે. યુનિટ કમાન્ડરોએ તેમ જ અધિકારીઓએ આ જોખમ સામે તેમના સિપાહીઓને હમેશાં ચેતવણી આપતા રહેવી જોઈએ.

'હજી યે, રાતને વખતે મંત્રીઓ ઘણા જોરથી આલમેલ પોકારતા હોય છે કે આગંતુકો પાસેથી ઘણા મોટા અવાજે પૂછગાછ કરતા હોય છે. આસપાસમાં ફરતો શત્રુ–જાસૂસ આથી ઘણી માહિતી મેળવી શકે: એથી આપણને ઘણી જાતનું નુકસાન થાય. એ સિવાય એ વસ્તુ શત્રુને આપણી યુદ્ધચાલની જાણનો લાભ આપી દે. એટલે યુનિટના કમાન્ડર આ સામાન્ય ભૂલ અટકાવવા તેમ જ સુધારી લેવા કૃપા કરીને તરત જ પગલાં લે'

આ બધી તકેદારી, આ બધી સૂચનાઓ, આ બધી યુદ્ધચાલના હુકમો ઢીલોં કેટલી યે વાર પથારીમાં પડ્યા પડ્યા જ આપ્યા કરતા. પહેલી માર્ચથી તો રોજ–બ–રોજ એમના હુકમ અનુસાર એમની નીચેનાં દળો શત્રુને ઠેરઠેર પાછા ધકેલવા લાગ્યાં તથા હરાવવા લાગ્યાં.

૪થી માર્ચના રોજ ઢીલોંની નીચેના સૂબેદાર અબ્દુલ્લાખાનને બર્મી નાગરિકે ખબર આપતાં, એક અમેરિકન ટુકડી ત્રણ મોટર મૂકીને ભાગી ગઈ હતી તે લઈ આવ્યા. પાછળથી જાણવા મળ્યુ કે આ અમેરિકન ટુકડીને સહગલની નીચેના દળોએ હરાવી હતી અને તેમના અનેક બ્રિટિશ સિપાહીને ખતમ કર્યા હતા. અમેરિકન ટુકડી મૂકીને ભાગી ગયેલ એ ત્રણ મોટર, ૧ બ્રેન ગન, ૧ સ્ટેનગન, ૨ રાઈફલ, ૧ વાયરલેસ સેટ વગેરે મુખ્ય વસ્તુઓ સહિત કેટલી યે સામગ્રી મૂકી ગયા હતા તે ઢીલોંના માણસો લઈ આવ્યા. મરી ગયેલ બ્રિટિશ સિપાહીની ડાયરી પરથી જાણવા મળ્યુ કે એ સેકન્ડ લેંકશાયર રેજિ-મેન્ટનો લાન્સર હતો અને તેનું બટાલિયન કોહિમા, પલેલ થઈને આ વિભાગમાં આવી પહોંચ્યુ હતુ.

રોજેરોજ ૧૦–૧૫ ટેન્કો, ૧૫–૨૦ આર્મર્ડ કાર તેમ જ ૫૦૦થી ૧૦૦૦ની સંખ્યામાં અમેરિકન, બ્રિટિશ–હિંદી, આફ્રિકન વગેરે સિપા-હીઓથી આવતાં દુશ્મનદળોને ઢીલોંનાં લશ્કર વારંવાર હુમલા કરીને પાછા હઠાવવા લાગ્યાં. આવે વખતે યે બ્રિટિશ લશ્કરો એમના

નથી. આ ટુકડીને લઈ જતાં વાહનોને આગળના ભાગમાં તેમ જ પાછળના ભાગમાં હથિયારસજ્જ ટેન્કોથી રક્ષણ આપવામાં આવે છે, અને જ્યાં તેમને અટકવાની જરૂર હોય એવે સ્થળે આવે છે ત્યારે એમનાં લશ્કરને બસમાંથી હેઠાં ઉતારતાં પહેલાં તેઓ મશીનગનો તથા મોર્ટર ગોઠવી લે છે.'

આટઆટલાં સાધન અને સંખ્યાથી શત્રુ-દળ આવતાં હતાં. પણ ગમે તેમ તો યે તેઓ ભાડુતી સૈન્ય હતાં. તેઓ લડવા કરતાં સાધનોને બેફામપણે ઉડાડીને મૂર્ખાઈનું પ્રદર્શન કરી ચાલ્યા જતા. આવા એક દિવસનો અહેવાલ લખતાં ટીલોં નોંધે છે :

'નં. ૪૫૩મા યુનિટનાં આપણાં સ્થળોની ખબર કોઈ બર્મી જાસૂસે શત્રુને આપી દીધી હતી અને એ સ્થળો પર શત્રુએ અઘોર પછી પૂરા ચાર કલાક બૉમ્બરીંગ તેમ જ બૉંબનો મારો કર્યો, મોર્ટર અને મશીનગનોથી ગોળીબાર ચલાવ્યો. પરિણામ એ આવ્યું કે મુદર્શન નામનો એક નાયક એટલો સામાન્ય ઇજા પામ્યો કે એને પણ ખસેડી લેવાની જરૂરી ન હતી.'

હાથોહાથની જ્યાં જ્યાં લડાઈ આવે ત્યાં ત્યાં આઝાદ હિંદ ફોજના સિપાહી બાજી મારી જતા અને બ્રિટિશ દળોને પાછાં હટી જવું પડતું. પણ એવા આક્રમણ મોરચા સિવાય શત્રુના ચડિયાતાં સાધન સામે અન્ય તકેદારી ટીલોં કેવી ઝીણવટથી રાખતા એ ૧૯૪૫-ના માર્ચ માસની ૬ઠ્ઠી તારીખે ટીલોંએ બહાર પાડેલી સૂચનાથી જાણવા મળે છે :

'એવું જોવામાં આવ્યું છે કે છાવણીઓમાં ઘણી કેડીઓ પાડવામાં આવી છે. પણ શત્રુ હવાઈ બળમાં ચડિયાતો હોઈને. આ કેડીઓ આપણાં સ્થળોની ચોક્કસ પરિસ્થિતિ જણાવી દે છે. યુનિટ કમાન્ડરોએ તેમ જ અધિકારીઓએ આ જોખમ સામે તેમના સિપાહીઓને હંમેશાં ચેતવણી આપતા રહેવી જોઈએ.

'હજી યે, ગતને વખતે, મંત્રીઓ ઘણા જોરથી આલમેલ ચોકારના હોય છે કે આગંતુકો પાસેથી ઘણા મોટા અવાજે પૂછપાછ કરતા હોય છે. આસપાસમાં ફરતો શત્રુ–જાસૂસ આથી ઘણી માહિતી મેળવી શકે; એથી આપણને ઘણી જાનનું નુકસાન થાય. એ સિવાય એ વસ્તુ શત્રુને આપણી યુદ્ધચાલની જાણનો લાભ આપી દે. એટલે યુનિટના કમાન્ડર આ સામાન્ય ભૂલ અટકાવવા તેમ જ સુધારી લેવા કૃપા કરીને તરત જ પગલાં લે.'

આ બધી તકેદારી, આ બધી સૂચનાઓ, આ બધી યુદ્ધચાલના હુકમો ઢીલોં કેટલી યે વાર પથારીમાં પડ્યા પડ્યા જ આપ્યા કરતા. પહેલી માર્ચથી તો રોજ–બ–રોજ એમના હુકમ અનુસાર એમની નીચેનાં દળો શત્રુને ઠેરઠેર પાછાં ધકેલવા લાગ્યાં તથા હરાવવા લાગ્યાં.

૪થી માર્ચના રોજ ઢીલોંની નીચેના સુબેદાર અબ્દુલ્લાખાનને બર્મી નાગરિક ખબર આપતાં, એક અમેરિકન ટુકડી ત્રણ મોટર મૂકીને ભાગી ગઈ હતી તે લઈ આવ્યા. પાછળથી જાણવા મળ્યું કે આ અમેરિકન ટુકડીને સહગલની નીચેનાં દળોએ હરાવી હતી અને તેમના ત્રણેક બ્રિટિશ સિપાહીને ખતમ કર્યા હતા. અમેરિકન ટુકડી મૂકીને ભાગી ગયેલ એ ત્રણ મોટર, ૧ બ્રેન ગન, ૧ સ્ટેનગન, ૨ રાઇફલ, ૧ વાયરલેસ સેટ વગેરે મુખ્ય વસ્તુઓ સહિત કેટલી યે સામગ્રી મૂકી ગયા હતા તે ઢીલોંના માણસો લઈ આવ્યા. મરી ગયેલ બ્રિટિશ સિપાહીની ડાયરી પરથી જાણવા મળ્યું કે એ સેકન્ડ લેંકશાયર રેજિમેન્ટનો લાન્સર હતો અને તેનું બટાલિયન કોહિમા, પલેલ થઈને આ વિભાગમાં આવી પહોંચ્યું હતું.

રોજેરોજ ૧૦–૧૫ ટેન્કો, ૧૫–૨૦ આર્મર્ડ કાર તેમ જ ૫૦૦થી ૧૦૦૦ની સંખ્યામાં અમેરિકન, બ્રિટિશ–હિંદી, આફ્રિકન વગેરે સિપાહીઓથી આવતાં દુશ્મનદળોને ઢીલોંનાં લશ્કર વારંવાર હુમલા કરીને પાછાં હઠાવવા લાગ્યાં. આવે વખતે યે બ્રિટિશ લશ્કરો એમના

વંશપરંપરાગત લોહીના ગુણ અનુસાર દગો-ફટકો રમવાનું ન ચૂક્યાં. ૪થી માર્ચની જ તારીખે ૨૦૦ જેટલા હિંદી અને થોડાક અમેરિકન સિપાહીઓએ આઝાદ હિંદ ફોજની નિરીક્ષક-ટુકડીઓને દૂરથી જોતાં સંકેત વાવટો બતાવીને પાસે બોલાવ્યા. આઝાદ હિંદ ફોજના સૈનિકો પાસે જવા ગયા ત્યાં તેમણે બાયલાની માફક ગોળીબાર કર્યો. તરત જ આઝાદ હિંદ ફોજના સિપાહીઓ ચેતી ગયા અને તદ્દન મામૂલી સંખ્યામાં હોઈને પાછા હટી ગયા, પણ એમનાં વિશેષ માણસો ભેગાં થતા હલ્લો કરતા એ જમાદ દળને ક્યાં યે દૂર ધકેલી આવ્યા.

## ૫

## અભિનંદનના અધિકારી

આ દિવસોમાં રોજેરોજ આવી પરિસ્થિતિમાંથી શત્રુપક્ષની પરિસ્થિતિ, પોતાનાં દળોની પરિસ્થિતિ જાણીને તેમના પર હલ્લા કરવાની યોજના ઢીલો નક્કી કરતા. ટેન્કોની સામે સંરક્ષણ રચવાની તરકીબો સૂચવના અને એ રીતે લડવા જતાં દળો માટે ચણા અને દાળ બમણાં મળતાં રહે તેની વ્યવસ્થા કરતા રહેતા. પાછું જે બનાવો બને એની મુખ્ય મથકે સમાચારો મળતા રહે તેની વ્યવસ્થા કરતા. શત્રુઓ પાસે મોટર, ટેન્કોનો આરોવારો ન હતો, ત્યારે આઝાદ હિંદ ફોજમાં કેવી સ્થિતિ હતી ?

૧૬ી માર્ચના રોજ હવે પછી હલ્લા ખૂનખાર બનવાના હોઈને પરહમા યુનિટને રોજ રાતના અહેવાલ મેળવીને તાત્કાલિક મુખ્ય મથકે પહોંચાડવાનો એમણે હુકમ આપ્યો. એ સમાચાર કઈ રીતે મોકલવાના હતા ? એક મોટર-સાઇકલ મારફત. એ મોટર સાઇકલ પણ કેવી હતી ? તદ્દન ભાંગીતૂટી-એ ભાંગીતૂટી મોટર-સાઇકલને તબેલામાં વપરેથી તરે રિપેર કરીને સંદેશા પહોંચાડના ગ્હેવાના હતા.

આ મિચનિમા કામ કરી રહેલા ઢીલોંએ પોતાના સેનાપતિ શાહ નવાઝખાં, સાથીદાર સહગલ તેમ જ સિપાહીઓની અત્યંત પ્રશંસા પ્રાપ્ત કરી. મારા ઢીલોં આવી વિકટ પરિસ્થિતિમાં પણ આવી બહાદુરીથી ઝઝૂમી રહ્યા છે એવા સમાચાર મળતાં ખુદ નેતાજી સુભાષચંદ્ર બોઝે ૧૨મી માર્ચ ૧૯૪૫ના રોજ ઢીલોંને અભિનંદન-પત્ર લખ્યા. એ પત્રમાં નેતાજીને ઢીલો પ્રત્યે કેવું માન હતું એ તેમના પોતાના જ શબ્દોમા વ્યક્ત થાય છે

રંગૂન,
૧૨ માર્ચ, ૧૯૪૫

મેજર જી. એસ. ઢીલો,
જય હિંદ,

હું તમારી રેજિમેન્ટ તથા તમારું પોતાનું કાર્ય અત્યંત રસથી નીરખતો રહ્યો છુ અને પરિસ્થિતિ અત્યંત વિકટ છે એની સામે જે બહાદુરીથી તમે ટકી રહ્યા છો એ માટે તમને અભિનંદન આપવાનુ મને મન થાય છે. અત્યારની આ કટોકટીને વખતે તમારામાં અને તમારી પડખે જે બધા ટકીને ઊભા છે તેમનામાં હું મારો સંપૂર્ણ વિશ્વાસ વ્યક્ત કરવા માગું છું.

આ ઐતિહાસિક યુદ્ધમાં આપણા પર અંગત રીતે ગમે તે થાય, પણ હિંદને વધારે સમય પરાધીન રાખી શકે તેવી આ ધરતી પર કોઈ સત્તા છે નહિ. આપણે જીવતા રહીએ અને કામ કરી શકીએ અથવા લડતાં લડતાં મરી જઈએ તો યે, સમગ્ર સયોગો વચ્ચે આપણને સંપૂર્ણ વિશ્વાસ હોવો જોઈએ કે જે ધ્યેય ખાતર આપણે ઝઝૂમી રહ્યા છીએ એ ધ્યેય વિજયી નીવડવાનુ છે.

પ્રભુની જ અંગુલિ હિંદના સ્વાતંત્ર્યનો રાહ ચીંધી રહી છે.

આપણે તો માત્ર આપણી ફરજ અદા કરવાની છે અને હિંદના સ્વાતંત્ર્યની કિંમત ચૂકવવાની છે.

આપણી રાષ્ટ્રીય મુક્તિના રાહ આંખે જતા યુદ્ધમા અત્યારે જે કોઈ તમારી પડખે ઊભા છે એમની સાથે તેમ જ તમારી સાથે જ અમારાં હૃદય છે એમ જાણજો. તમારી નીચેના બધા અફસરો તેમ જ સિપાહીઓને કૃપા કરીને મારા ઊંડા અભિનંદન પાઠવશો અને તમે પોતે પણ મારા ઊંડા અભિનંદનનો સ્વીકાર કરશો. પ્રભુ તમને આશીર્વાદ આપો અને તમારા પ્રયાસોને વિજય-કલગીથી શોભાવો.

'જય હિંદ'
સુભાષચંદ્ર બોઝ

ખુદ નેતાજીના આવા પ્રશંસાદર્શક શબ્દો મેળવવા એ ઢીલોંને માટે અત્યંત આનંદની વાત હતી. પણ એનો આનંદ અને આભાર નેતાજીને તરત ક્યાં દર્શાવી શકે એમ હતા? રોજ-બ-રોજનું યુદ્ધકામ ચાલુ હતું અને રંગૂન સાથેનો વ્યવહાર તૂટતો જતો હતો. છેવટ એમણે ૨૦મી માર્ચે નેતાજીને પોતાની લાગણી વ્યક્ત કરતો જવાબ લખ્યો. યુદ્ધકાવ્યો લખતા એ સિપાહી શાયર ઢીલોંનું કવિહૃદય એ કાગળમાં બરાબર રજૂ થાય છે.

બર્મા,
૨૦ માર્ચ, ૧૯૪૫

વહાલા નેતાજી,
જય હિંદ,

મને આપનો ૧૨મી માર્ચ ૧૯૪૫નો કાગળ મળી ગયો છે. શબ્દો નહિ, માત્ર અશ્રુ જ મારા હૃદયભાવ વ્યક્ત કરી શકશે.

મારામાં અને જેઓ મારી સાથે છે એમનામાં સંપૂર્ણ વિશ્વાસ આપે વ્યક્ત કર્યો છે એ બદલ મારા સમગ્ર દિલથી અહેશાન માનું

છું. અમારા નેતાજી! હું આપને રેજિમેન્ટ વતી ખાતરી આપું છુ કે અમારા રાહમા ગમે તે સકટ આવે તેની અમને પરવા નથી. જ્યાં સુધી આ રેજિમેન્ટનો એકાદ સિપાહી પણ જીવંત હશે ત્યાં સુધી એ આપના ધ્યેય અને આગ્રહ અનુસાર માતૃભૂમિની આઝાદી પ્રાપ્ત કરવા યુદ્ધ ચાલુ રાખશે.

મારી પોતાની વાત કહું તો—રગૂનમાં મેં આપને છેલ્લું વચન આપેલું કે—'મૈં આપકી આંખે કીસીકે સામને નીચી ન હોને દૂગા' એ શબ્દો આપની વિદાય લઈને નીકળ્યો ત્યારથી અને ખાસ કરીને તો ત્યાંથી પાછો ફર્યો છું ત્યારથી મારા કાનમાં સતત ગુંજી રહ્યા છે. મને બરાબર ખબર છે, કે કારણો આપી શકાયાં છતાં યે મે જે સ્વેચ્છાથી આપને વચન આપ્યું છે તેનું પાલન કરવામાં હુ માત્ર નિષ્ફળ જ નથી ગયો, પણ આપને અને આઝાદ હિંદ ફોજને નીચું જોવરાવવા માટે જ જાણે રેજિમેન્ટનો કમાન્ડર થયો છું. હવે ફરીથી આપને વચન આપવાની મારી હિંમત ચાલતી નથી માત્ર મારું કાર્ય જ એ કરી બતાવશે.

આપના પત્રે અમારામાં નવો ઉત્સાહ પ્રેર્યો છે. અહીંના બધા અફસર અને હું નમ્રતાપૂર્વક આપનાં અભિનંદન પુલકિત હૃદયે સ્વીકારીએ છીએ. અમને વિશ્વાસ છે કે પ્રભુકૃપાથી અને આપના આશીર્વાદથી, વિજય પ્રાપ્ત કરવો મુશ્કેલ નહિ બને.

આ પવિત્ર યુદ્ધમાં અમને નેતૃત્વ આપવા માટે આપને લાંબું જીવન તથા આરોગ્ય મળે એવી સૌ પ્રાર્થના કરીએ છીએ.

'જય હિંદ'

આપ નામદારનો તાબેદાર
જી. એસ. ઢીલોં.

આ પત્રમાં લખ્યા પ્રમાણે ઢીલોંના લશ્કરે બે દિવસ પહેલાં જ

એક બહાદુર આ પત્રમાં લખ્યા પ્રમાણે સાચું શૌર્ય બતાવવાનો ટીલોંના લશ્કર માટે બે દિવસ પહેલાં જ પ્રસંગ મળી ગયો હતો.

એ દિવસે લેફ. કરતારસિંગની આગેવાની નીચે એક ટુકડી સંરક્ષણ–મોરચે બેઠી હતી અને બીજી ટુકડી લેફ. ગ્યાનસિંગની સરદારી નીચે બેઠી હતી. વહેલી સવારે એક વાગે શત્રુના તોપખાનાએ વાયવ્ય દિશામાંથી તોપમારો શરૂ કર્યો. લેફ. કરતારસિંગની સાથે એક નિરીક્ષક ટુકડી એકાદ માઈલ દૂર નિરીક્ષણ કરી રહી હતી ત્યાં એમના પર અચાનક ગોળીમાર કર્યો, આ ટુકડીએ તરત જ સામે મોરચો લીધો અને સામો ગોળીબાર કરી શત્રુના સાત સિપાહી મારી નાખ્યા.

આ પછી એમણે પોતાના મુખ્ય મથકે શત્રુના ધસારાના સમાચાર પહોંચાડતાં સેકંડ લેફ્ટેનન્ટ દિત્તરામની સરદારી નીચે ૧૦ માણસોની એક ટુકડી એમની મદદે શત્રુના ધસારાને રોકી રાખવા માટે મોકલવામાં આવી. દિત્તરામે આવીને બરાબર સામનો કર્યો અને શત્રુને ત્યાં અટકવું પડયું. બપોરના સાડાબારે ૧૫ ટેન્ક, ૧૧ બખ્તરિયા ગાડી અને દસ ટ્રક સાથે મુખ્ય રસ્તે એક મોટું શત્રુદળ લેફ. કર્નલ મેક કોનિચીની સરદારી નીચે આવ્યું, જેમાં ૪થી ગુરખા રાઈફલ્સ ટુકડીના સિપાહીઓ હતા તેમણે બોમમારો શરૂ કર્યો. પણ આઝાદ હિંદ ફોજના સિપાહીઓએ રાઈફલ અને બ્રેનગનથી સામો જવાબ દીધો એટલે શત્રુદલોએ દિશા બદલી અને જે બાજુ ગ્યાનસિંગ મોરચો લઈને બેઠા હતા તે બાજુ વળ્યા.

પણ આ બાજુ વળવું એમને માટે ખતરનાક નીવડયું. એ બાજુ ગ્યાનસિંગની ટુકડીએ સામનો કરીને ભવ્ય યુદ્ધ લડી બતાવ્યું અને આખી રેજિમેન્ટની નામના ઊંચી કરી બતાવી. એ ભવ્ય પ્રસંગની ખુદ ટીલોંએ પોતાની ડાયરીમાં વિગતથી નોંધ કરી છે અને

એ પ્રસંગને જુદી પણ બિરદાવલી આપી છે. એ બિરદાવલી ખુદ દીલોંના જ શબ્દોમાં વાંચી જઈએ એટલે એનું સાચું દર્શન મળી રહેશે.

## અમર માનવીઓના હુલ્લો

એ એક સપાટ મેદાનનો પ્રદેશ હતો, જેને ગુપ્ત રાખવા માટે કે ગોળીબારનો બચાવ કરવા માટે કશો આધાર ન હતો. માત્ર એની પડખે એક છીછરું સૂકું તળાવડું હતું, જ્યાં યુદ્ધચાલ માટે ખૂબ અગત્યના ત્રણ રસ્તા ભેગા થતા હતા. આ સ્થાનની વાયવ્યે ચાર માઈલ દૂર ૧૪૨૩ ફીટ ઊંચી એક ટેકરી હતી, જેની પછવાડે શત્રુદળની તોપખાના–છાવણી એવી રીતે પડી હતી કે એ આ માર્ગ–સંગમ તેમ જ તેની દક્ષિણના વિસ્તારને આવરી લેતી હતી;. એટલે એ સ્થળનો કબજો યુદ્ધયોજનાની આખી યોજનાને જબ્બર અસર પહોંચાડે એમ હતો.

આવા ગુરુચાવીના સ્થળે આઝાદ હિંદ ફોજની અફસર તાલીમશાળામાં તાલીમ લીધેલ સેકંડ લેફ્ટેનન્ટ જ્ઞાનસિંગ બિશ્નીની સરદારી નીચે આઝાદ હિંદ ફોજની એક ટુકડી મૂકવામાં આવી હતી. ટુકડી માત્ર ૯૮ સિપાહીઓની બનેલી હતી. તેમની પાસે મશીનગન કે હળવી મશીનગન સુદ્ધાં ન હતી. ટેન્કવિરોધી સુરંગ સિવાય એમની પાસે સંરક્ષણ કે હુમલા માટે જૂની રાઈફલનું જ માત્ર હથિયાર હતું. ગમે તે ભોગે શત્રુને આગળ વધતો ખાળી રાખવાનો એમને હુકમ હતો.

'તેઓ આ સ્થળે બે દિવસ સુધી રહ્યા, પણ શત્રુ આગળ વધવાની હિંમત કરી શક્યો નહિ. ને પછી ૧૬મી માર્ચ ૧૯૪૫ના રોજ વહેલી સવારથી શરૂ કરીને લગભગ ૧૧ વાગ્યા સુધી શત્રુનાં હવાઈ યુદ્ધજહાજોએ એ સ્થળ પર બોંબ વરસાવ્યા અને મશીન-

ગનોનો મારો ચલાવ્યો. તેમની પાસે જે કાંઈ ભાર હતો એ ઠાલવી નાખીને હવાઈ જહાજ ચાલ્યાં ગયાં.

એ પછી ટેકરી પાછળની શત્રુતોપોએ ગોળા છોડવા શરૂ કર્યાં અને આ તોપ-ગોલંદાજીની આ કિલ્લેબંધીની પછવાડે પછવાડે ૧૩ ટેન્ક, ૧૧ બખ્તરિયા મોટર અને ૭૦ ટ્રકનું બનેલું એક મોટર-સૈન્યદળ આગળ વધવા લાગ્યું. આ સૈન્યદળનું અર્ધું લશ્કર પેલા તળાવ પાસેના સંરક્ષણસ્થાને બેઠેલ બે આગોતરી ટુકડીઓ તરફ સીધું આવવા લાગ્યું. બખ્તરિયા યુદ્ધ-મોટરોમાંથી તેઓ ગોળીઓ અને સ્ફોટક દ્રવ્યો ફેંકયે આવતા હતા, પણ એથી આપણા સિપાહીઓ જરા યે ન ડર્યા; તેઓ આ લશ્કર પોતાનાં વાહનોમાંથી નીચે ઊતરે એની રાહ જોતા ખાઈઓમાં બેસી રહ્યા. ગોળીબાર વરસાવતી ટેંકો અને બખ્તરિયા ગાડીઓ જાણે પોલાદી દૈત્યની માફક નર્કાગાર ખડું કરતી એટલી બધી નજીક આવી ગઈ અને તેઓ આપણી ખાઈઓમાં ગોળીબાર એવી રીતે ફેંકવા લાગી કે જાણે તેઓ પોતાના જંગી વજન નીચે જ આપણા સિપાહીઓને કચરી દેવા અથવા કાપી નાખવા ન માગતી હોય! એમની સામે ટેન્કવિરોધી બે સુરંગો ફેંકવામાં આવી, પણ ભાગ્યજોગે એ ફૂટી નહિ; પણ એથી દૈત્યોને અટકવું પડ્યું—પણ અટકીને, મોરચો લઈને તેઓ ખૂની હથિયારોનાં અત્યંત નરાધમ સ્વરૂપોનો પોતાની સંરક્ષક—પેટીઓમાંથી વરસાદ ફેંકવા લાગ્યા.

આ સંરક્ષણસ્થાન અને બટાલિયનના મુખ્ય મથક સાથે કોઈ વ્યવહાર-સંબંધ રહ્યો ન હતો. આવી પરિસ્થિતિમાં સેકંડ લેફ્ટેનન્ટ આનસિંગને લાગ્યું કે શત્રુની મોટરો, મશીનગનો, હળવાં હથિયારો અને હાથબૉંબ સામે એમની એકલી રાઇફલો કશો યે કાર કરી શકે તેમ નથી અને ખાઈઓમાં ભરાઈ રહેવાથી તો શત્રુને જરા યે નુકસાન થયા વગર ચોક્કસ મોત અથવા શરણાગતિનો અર્થ થતો હતો. આથી

એણે હુકમ આપ્યો. 'હુમલા કરો !' હુમલાની આગેવાની લઈને એણે સૂત્રો પોકાર્યાં. 'નેતાજીકી જય !' 'ઇન્કિલાબ ઝિંદાબાદ !' 'આઝાદ હિંદુસ્તાન ઝિંદાબાદ !' અને 'ચલો દિલ્લી !'

'એ સિપાહીઓએ આ સૂત્રો ઝીલી લીધાં અને એ અવાજે શત્રુના ગોળીબારના અવાજને ઘડીભર દાબી દીધો. શત્રુના ચઢિયાતાં શસ્ત્રો સામે આ બહાદુર સિપાહીઓનો આ જ એક માત્ર આધાર હતો. હિંદ અને હિંદની આઝાદીનો પોકાર કરતા તેઓ શત્રુનાં વાહનો સામે બંદૂકો પર સંગીનો ચડાવીને હુમલો લઈ ગયા. શત્રુઓને વાહન થોભાવવાં પડ્યાં અને તરત-જ શત્રુ વાહનોમાંથી નીચે ઊતર્યા. એ પછી હાથોહાથની લડાઈ જામી પડી, જે પૂરા બે કલાક સુધી ચાલ્યા કરી, પણ આપણા બહાદુરિયા ચસ્યા નહિ કે મચક ન આપી.

'જ્ઞાનસિંગ પોતે સિપાહીઓની સાથે જ હુમલો કરી રહ્યા હતા; તેમ જ સિપાહીઓને ઉત્સાહ આપી રહ્યા હતા. તેમની પાંચમી પ્લેટૂનના કમાન્ડર સેકંડ લેફ્ટેનન્ટ મંગલરામ આ ઝપાઝપીમાં મરાયા અને બન્ને પ્લેટૂનના માત્ર દસમા ભાગના જ માણસો બાકી રહ્યા ત્યારે જ્ઞાનસિંગે ચોથી પ્લેટૂનના કમાન્ડર સેકંડ લેફ્ટેનન્ટ રામસિંગને હાકલ મારી અને પોતાના સ્થાનેથી પાછા ફરવા હુકમ આપી રહ્યા હતા ત્યારે તેમના માથામાં ગોળી લાગી અને એ નીચે જઈ પડ્યા. એમના મૃત્યુથી રજ માત્ર સંક્ષોભ ઊભો ન થયો, પણ સેકંડ લેફ. રામસિંગે પરિસ્થિતિ પર કાબૂ લઈ લીધો અને બાકી રહેલાં દળોને પાછલી હરોળ પર લઈને ફરી મોરચો સંભાળી લીધો. આ પરિસ્થિતિનો લાભ લઈને એ વખતે શત્રુઓ પોતાનાં હથિયાર, મરેલ માણસો તેમ જ જખમી માણસોને લઈને વાહનોમાં બેસી ગયા અને પાછા ભાગી છૂટ્યા.

'આપણી ફોજના ચાલીસ સિપાહીઓએ તેમની પોતાની

સંખ્યા કરતાં વિશેષ શત્રુ સિપાહીઓને મારીને પોતાના જીવનનું ત્યાં બલિદાન દીધુ. એમના અજેય પ્રાણ-ઉત્સાહે શત્રુઓને એટલા મૂંઝવી દીધા કે એમને પીછેહઠ કરવી પડી.

'ગ્યાનસિંગ મિશ્રી પોતાના સિપાહીઓને વારંવાર કહેતા, કે 'હું તમારી સાથે જ મોત પામવાનો છુ' તેમણે આ વખતે પોતાના વચનનું પાલન કર્યું અને જીવન તેમ જ મૃત્યુમાં એ તેમના સાથી રહ્યા. આ કાર્ય એવું ગૌરવાન્વિત છે કે ત્યાં સુધી ધરતી હશે ત્યાં સુધી ઇતિહાસ એની સાક્ષી પૂરશે.

'ગ્યાનસિંગ અને એમના માણસોએ આપણા મહાન નેતાજીના ધ્યેય અનુસાર કરી બતાવ્યુ અને આપણે અનુસરી શકીએ એવો રાહ બાંધી જવા માટે એમનાં સ્થાનો પર લડતાં લડતાં જીવન ધરી દીધાં. આઝાદ હિંદમા, જેઓ પીછેહઠ જાણતા ન હતા એવા આ શરવીરોના આત્મા પેઢીઓ સુધી પૂજાયા કરશે અને આવા ઉચ્ચ આદર્શ અનુસાર જીવવા માટે હિંદના બેટાઓમાં પ્રાણ પૂર્યા કરશે.'

જી. એસ. ઢીલોં

આ પ્રસંગની પોતાની ડાયરીમાં નોંધ કરતાં ગ્યાનસિંગ તથા મંગુરામ વિષે ઢીલોં લખે છે: 'આ બન્ને અફસરો સંબંધે, એમને મૃત્યોત્તર માનઅકરામ અને ચંદ્રક મળે એવી હુ ખાસ ભારપૂર્વક ભલામણ કરું છું. યુદ્ધના ઇતિહાસમાં એમનું શૌર્ય અજોડ છે. શરણે થવા કરતાં અગર પીઠ બતાવવા કરતાં લડતાં લડતાં મરી જવાનું એમણે પસદ ન કર્યું હોત તો ટેન્કો અને બખ્તરિયા ગાડીઓ સામે હુમલો કરવો તદ્દન અશક્ય હતો.'

ઢીલોંની નીચે જ કામ કરતા આ સિપાહીઓએ જાણે ઢીલોંના જ પેલા કાવ્યને જીવંત કરી બતાવ્યું:

ન ઉનકો ખૌફ તોપોંસે, ન ડર બમમાર જહાજોંકા
લિયે સંગીનકા હમલા, ડટેં લાખોં હઝારોંમેં.

ધ્યાનસિંગ અને એમના સાથીઓએ આ યુદ્ધ લડી બતાવ્યું ત્યારે કરતારસિંગની બાજુએ પણ નાનું યુદ્ધ લડાઈ ચૂક્યું હતું. કરતારસિંગની ટુકડી એક ગામનો મોરચો સાચવીને બેઠી હતી. શત્રુની બખ્તરિયા ગાડીઓ ગામમાં પ્રવેશી અને ગોળીબાર શરૂ કર્યો. કરતારસિંગની ટુકડીએ સામો ગોળીબાર કર્યો અને શત્રુસૈન્યને અટકવું પડ્યું. એ પછી શત્રુસૈનિકો બેયોનેટો લઈને નીચે ઊતર્યા અને ટોમીગનથી ગોળીબાર શરૂ કર્યો. આઝાદ હિંદ ફોજના સૈનિકોએ એમની જબરી સંખ્યાને સખત સામનો આપ્યો. એ સામનામાં ત્રણ શત્રુ–સૈનિકો માર્યા ગયા અને ત્રણ આઝાદ હિંદ ફોજના સિપાહીઓ માર્યા ગયા. દરમિયાન જાપાનીઓએ ગામડામાં થઈને ટેન્કો આગળ ન વધી શકે એ માટે ગામડુ બાળી નાખ્યું અને આઝાદ ફોજના સૈનિકોએ જોરમાં આવી જઈને જબરો હુમલો કર્યો. પરિણામે પોતાના મરી ગએલા સૈનિકોને મૂકી દઈને શત્રુઓ બખ્તરિયા ગાડીમાં ચડી ગયા અને ભાગી છૂટ્યા.

સાંજ પડ્યે એ ગામ તથા આસપાસનો બધો વિસ્તાર આઝાદ હિંદ ફોજના કબજામાં હતો. ટેન્કો, બખ્તરિયા ગાડીઓ, ટ્રક અને હવાઈ જહાજના સાથ સમી શસ્ત્રસહાયથી જબરી સંખ્યામાં ધસી આવતાં શત્રુસૈન્યોને માત્ર ટાંચી સખ્યામાં રાઈફલ કે સંગીનો સમાં હાથ–હથિયારોથી જ ખાળી રાખતા અને પાછા ધકેલી મૂકતા આઝાદ હિંદ ફોજના સિપાહીઓનો જુસ્સો કેવો અપ્રતિમ હશે એ તો સામાન્ય માનવી માટે એક કલ્પનાની જ વસ્તુ છે.

સાંજ પડ્યે આટલી આટલી લડાઈ લડીને પાછા પુનર્વ્યવસ્થિત થવા આવેલાં આઝાદ હિંદ ફોજનાં દળો શત્રુસૈનિકોની સ્ટેનગનો, હાથ બૉંબ, તેમ જ અન્ય સાધનસામગ્રી તો વધારામાં લેતા જ આવ્યા હતા.

## ૬

# વીરતાના ચમકારા

**આ** માર ખાધા પછી થોડા દિવસ શત્રુસૈન્યો શાંત રહ્યાં. અલબત્ત, ઘોળે દિવસે જે જગ્યા શત્રુસૈન્યના હાથમાં હોય તે રાતના જોખમી વખતે આઝાદ હિંદ ફોજના સૈનિકો લઈ લે અને દિવસે વધારે સંખ્યામાં આવીને તેઓ એ સ્થાન લઈ લે. આ તો જાણે ચોક્કસ સમજણ થઈ ગઈ હોય એમ થયા કરતું. વખતો-વખત નિરીક્ષક-ટુકડીઓ એકબીજા સાથે ભટકાઈ પડતી અને સામસામા ગોળીબાર કર્યા કરતી.

'આમ કરતાં કરતાં ૨૦મી માર્ચના રોજ એક આનંદજનક બનાવ બની ગયો. એ બનાવ પણ ઢીલોંના જ શબ્દોમાં જોઈએ :

'૨૦મી માર્ચના રોજ સાંજે ચાર વાગ્યે ૫૦ જેટલી સંખ્યામાં શત્રુની એક નિરીક્ષક-ટુકડી આપણી ટુકડીના સ્થાન પાસે આવી પહોંચી. આગોતર સૈનિકોએ વખતસર અગમચેતી આપી દીધી અને આપણા કંપની કમાન્ડર લેફ્. રામનાથે શત્રુને ઘેરી લેવા માટે બે પ્લેટૂનને આગળ મોકલ્યા. તેઓ એમને ઘેરી લે એ પહેલાં શત્રુઓએ પાછા નાસી જવાનું શરૂ કર્યું. આપણા સિપાહીઓ એમની પાછળ બે માઈલ સુધી, જાણે શાંતિકાળમાં રમત-હરીફાઈ કરતા હોય તેમ પાછળ પાછળ દોડયે ગયા. કંપની કમાન્ડર અને પ્લેટૂન

કમાન્ડરોએ બન્ને પ્લેટૂનના સિપાહીઓને ભેગા કરી લેવા માટે પોતાનાથી શકય બધા પ્રયત્ન ર્યા, પણ સિપાહીઓ એમને સાભળે જ શાના ?

'આમાના મોટા ભાગના સિપાહીઓ મલાયામાંના નાગરિક રગરૂટો હતા શત્રુસૈનિકો આપણા સિપાહીઓ આગે પાછા વળી વળીને ગોળીબાર કર્યે જતા હતા, પણ આપણા સિપાહીઓ જમીન પર ઢળી ગયા વગર ડર વિના પાછળ દોડયે જાય અને બૂમો માર્યે જાય 'ઓ એ...બાત તો સુન ગયો ' લગભગ બે કલાક બાદ આપણા કમાન્ડરો બધા સિપાહીઓને એકઠા કરી શક્યા, ત્યારે એમને કહેવામા આવ્યુ કે તમારે આમ કરવુ જોઈતુ ન હતુ અને ભોય પર ઢળી પડવુ જોઈતુ હતુ. પણ આપણા સિપાહીઓ કહે: 'સાહિબ, હમ ક્યા કરે, દુશ્મન તો રુકતા હી નહીં હૈ, ભાગે ચલા જાતા હૈ ' આ વાત મહાન જુસ્સો બતાવે છે, પણ કગાલ તાલીમ દેખાડે છે

'આ દોડાદોડીમા આપણને ૩ મોટર, બાબ, એક રાઇફલ મેગેઝીન મળી આવ્યા, જે શત્રુ–સૈનિકો પોતાનો ભાર હળવો કરવા કે ડરના માર્યા પાછળ મૂકી ગયા હતા '

ઢીલો આવા અણુવત ઉત્સાહને જરૂર અભિનંદન આપે, પણ એક સેનાપતિ તરીકે આવી શિસ્તની ખામીને કેમ નિભાવી શકે ? એમણે તરત જ આવા નાગરિક સિપાહીઓને આવે વખતે પાળવી જોઈતી શિસ્તની તાલીમ આપવા માટે 'યુદ્ધ દરમિયાન તાલીમસૂચનાઓ ' લખી કાઢી, એકેએક મથકે પહોચાડી દીધી અને એ અનુસાર તાત્કાલિક તાલીમ આપવાની સૂચનાઓ મોકલી દીધી

આ બનાવ બાદ એક ટેકરી પાસે શત્રુસૈનિકો થાણુ નાખીને પડ્યા હતા એની સામે હુમલો કરવા ઢીલો ગયા એ હુમલામા શત્રુસૈનિકોને જબરી હાનિ પહોચી, પણ હુમલો રાતને વખતે થયા હોઈ કેટલી હાનિ પહોચી છે એ ખબર ન પડી શકી. અલબત્ત, શત્રુ-સૈનિકોને એ જગ્યા છોડી દેવી પડી બીજે દિવસે એ ટેકરી પાસેનાં

આમનાં બર્મી લોકોએ આઝાદ હિંદ ફોજના સિપાહીઓને માહિતી આપી કે વળતે દિવસે શત્રુઓ પણ લૉરી ભરીને મરી ગયેલ તેમ જ જખમી સિપાહીઓને ઉપાડી ગયેલા.

આ રીતે ઢીલોં પરિમિત સાધનો તેમ જ ઓછી સંખ્યાથી શત્રુને પ્રથમ મોરચા પર બરાબર સામનો આપી રહ્યા હતા, પણ ધીમે ધીમે શત્રુને પક્ષે ટેન્કો, બખ્તરિયા ગાડીઓ તેમ જ હવાઈ જહાજોનો સાથ અકલ્પ્ય પ્રમાણમાં વધવા લાગ્યો. જાપાનીઓ પાસે સાધનો ઘટવા લાગ્યાં અને આઝાદ હિંદ ફોજમાંથી મહિનાઓથી લડી રહેલા અફસરો તેમ જ સિપાહીઓ થાકીથાકીને કોઈ ઉપાય ન જોતાં શરણે થવા લાગ્યા. ઢીલોંએ પોતાના સૈન્યને શિસ્તથી ભારે મજબૂત બનાવી દીધું હતું. એમની નીચેથી માત્ર એક કે. મહમદ હુસેન તેમની સાથે થોડાક સિપાઈઓ લઈને શત્રુને શરણે થયા. આ બાબત વિષે તરત જ શાહ નવાઝખાંએ ઢીલોંને એક પત્ર લખ્યો, પણ આવી સ્થિતિમાં પે ઢીલોંની તેમ જ એમના સાથીઓની કેવી તૈયારી હતી એ ઢીલોંના નીચેના પત્રમાંથી જાણવા મળે છે.

પ્રતિ, તા. ૨ જી એપ્રિલ, ૧૯૪૫

કર્નલ શાહ નવાઝખાં

રવાના—

લેફ. કર્નલ જી. એસ. ઢીલો.

કેપ્ટન મહંમદ હુસેનની ગેરહાજરીએ ફોજના ઉત્સાહ કે નૈતિક તાકાતમાં કશી પે અસર કરી નથી અમે મોરચાની હરોળ પર યુદ્ધ ચાલુ રાખવા તૈયાર છીએ. જ્યાં સુધી ધ્યેય પાર ન પડે ત્યાં સુધી આરામની રજ માત્ર જરૂર નથી. આઝાદ હિંદ ફોજનું ગૌરવ સાચવી રાખવા અમે અમારાં જીવન સમર્પણ કરશું. પાણી કે ન પાણી, ભથ્થાં કે ન ભથ્થાં, કોઈ વસ્તુ અમારી લશ્કરી તાકાતને અસર નહિ કરે. કેપ્ટન ચંદ્રભાણ, લેફ. ખાન મહંમદ અને લેફ

દરતારસિંગ મારા સ્ટાફ સહિત તમને ખાતરી આપવામાં સાથ પુરાવે છે કે અંત સુધી અમારું યુદ્ધ ચાલુ રહેશે. (સહી) જી. એસ. ઢીલોં

અંત સુધી આવો પ્રાણવંત ઉત્સાહ ટકાવી રાખવા છતાં સમગ્ર મોરચા પર શત્રુસૈન્યની સર્વોપરિતા વધતી જતી હતી, આઝાદ હિંદ ફોજના સિપાહીઓ માટે આટઆટલા માસથી જરા યે આરામ વગરની એકધારી લડાઈ બાદ ટકી રહેવું અશક્ય હતું; એટલે સમગ્ર પરિસ્થિતિની તુલના કરીને ડિવિઝન કમાન્ડર તરીકે મે. જ. શાહ નવાઝખાંએ પોપા વિસ્તારમાંથી માગ્વે–મિંથુ તરફ પાછા હઠી જવાનો નિર્ણય કર્યો. એ નિર્ણય ઢીલોંને જણાવ્યો. માંદા માંદાએ લડી રહેલા ઢીલોંને માટે એ નિર્ણય ભારે દુઃખરૂપ હતો, પણ સંયોગોવશાત એ સ્વીકાર્યા વગર છૂટકો ન હતો.

છેવટ ૧૯૪૫ના એપ્રિલ માસની ૧૨મી તારીખે ઢીલોં શાહ નવાઝખાંની સાથે પોપા વિસ્તારમાંથી માગ્વે–મિંથુ તરફ પાછા હઠવા લાગ્યા. આ પીછેહઠનું વર્ણન શાહ નવાઝખાંના જીવનમાં કરેલું છે અને ઢીલોં છેવટ સુધી એમની સાથે હતા એટલે એ વિગતથી નહિ આપીએ. એટલું જ કહીએ કે આજાર અને જખમી ઢીલોં શાહ નવાઝખાં સાથે ૧૨મી એપ્રિલથી માંડીને યેનાંગયુઆંગ, માગ્વે, મીંથુ, આલેનમ્યો, પ્રોમ, ઓકયા, ટેકચી થઈને ઠેઠ પેગુ-વિસ્તારમાં મે માસની ૧૩–૧૪ તારીખ આસપાસ એક માસ ઉપર કૂચ કરતા આવી પહોંચ્યા.

અહીં આવતાં સુધીમાં તેઓ ઉત્તર–પશ્ચિમ અને દક્ષિણ તરફ શારાવાડી–રંગૂન તરફથી અને પૂર્વે પેગુ તરફથી ચારે દિશાએ ઘેરાઈ ચૂક્યા હતા અને બચવાનો કોઈ ઉપાય ન હતો. મહિનાઓથી લડતાં તથા એકધારી પીછેહઠ કરતાં લશ્કરો તદ્દન લોથ થઈગયાં હતાં એટલે એમાંના કેટલાક ભાગે યુદ્ધ–કેદી તરીકે પકડાઈ જવાનો નિર્ણય કર્યો. એમને મે. જ. શાહ નવાઝખાંએ મેજર જાગીરતી સરદારી નીચે શત્રુ–સ્થાને મોકલ્યાં, પણ હજી યે શાહ નવાઝખાં પકડાવા કરતાં

બર્માના જંગલમાં ભટકીને, મેકો મળે તો સિયામ તરફ છટકી જવા હામ ધરાવતા હતા. એમની આ હામમાં માત્ર ૮૦ સિપાહીઓ રહ્યા હતા એમાં કર્નલ ઢીલોં મોખરે હતા.

પણ ૧૯૪૫ ના મે માસની ૧૮મી તારીખે ચારે બાજુથી શત્રુદળોની વચ્ચે ઘેરાઈ જઈને શત્રુ-સિપાહીઓ સામે લડતા લડતા ઢીલોં શાહ નવાઝખાંની સાથે પેગુની પશ્ચિમે ૧૬ માઈલ દૂર સીટપીઝીક્સ નામે ગામ પાસે ઢીલોં પકડાઈ ગયા. આ રીતે સેનાપતિ મોહનસિંગને પ્રથમ આઝાદ હિંદ ફોજ ઊભી કરવામાં પહેલો સાથ આપનાર, આઝાદ હિંદ ફોજમાં સેકંડ લેફ્ટેનન્ટથી માંડીને લેફ્ટેનન્ટ, કેપ્ટન, મેજર, લેફ. કર્નલ અને કર્નલ સુધીના હોદ્દે પહોંચનાર, માંડલે વિસ્તારથી માંડીને ૧૯૪૪ના નવેમ્બર માસથી ખસતા ખસતા મીંગ્યાન અને પોપા વિસ્તારના સૌથી આગલા યુદ્ધ–મોરચાઓમાં સતત પાંચ પાંચ માસ સુધી તાવ, માંદગી સામે ઇન્જેકશન લઈને ઝઝૂમનારા યુદ્ધ દરમિયાન સતત વીસ–વીસ ત્રીસ–ત્રીસ કલાક પાણી વગર કે બબ્બે ત્રણ ત્રણ દિવસ ખાધા વગર મોરચાઓ પર ઘૂમ્યા કરનાર, ખાઈઓ, જંગલો કે ટેકરીઓમાં રાતદિન વિતાવનાર અને ભાંગી ગયેલ શરીરે પણ સવા સવા માસ સુધી શાહ નવાઝખાં સાથે પીછેહઠ કર્યે જનાર આઝાદ હિંદ ફોજના આ સિપાહી શાયર કર્નલ ગુરબક્ષસિંહ ઢીલોં ૧૯૪૫ના મે માસની ૧૮મી તારીખે પકડાયા ખરા, પણ એમણે પોતાનાં વાક્યોથી નહિ, આચરણથી એમના પ્યારા નેતાજીને આપેલ વચન પાળી બતાવ્યું કે—

" મૈં આપકી આંખે કીસીકે સામને નીચી ન હોને દૂંગા. "

તેમ જ પોતાની જ કાવ્યપંક્તિને સાચેસાચ આચરી બતાવી કે—

કભી ભૂખે કભી પ્યાસે, કભી બીમાર બે-બિસ્તર,
ફિકર ફીરભી નહિ દિલ પર, નજર આયે બહારોંમેં

×

૭.

## ફોજનાં સંભારણાં

કર્નલ ગુરુબક્ષસિંધ ઢીલોંને બ્રિટિશ લશ્કરોએ પરહેજ કર્યા બાદ દિલ્હી લાવવામાં આવ્યા અને અહીં અગાઉથી આવેલ આઝાદ હિંદ ફોજના અન્ય અફસરો સાથે લાલ કિલ્લા બાદ કાંટાળા તાર-રક્ષિત સલીમગઢમાં રાખવામાં આવ્યા. અહીં એમને ૫મી જુલાઈ, ૧૯૪૫ના રોજ હિંદી લશ્કરના ફોજી મુકદ્દમો ચલાવી શકાય તેવા પ્રશ્નની તપાસ કરનારા નીચે મૂકવામાં આવ્યા અને શાહ નવાઝખાં અને સહગલની સાથે એમના પર પણ સંયુક્ત તહોમતનામું ઘડવામાં આવ્યું. અને ૧૯૪૫ના નવેંબર માસની ૫મી તારીખથી સૌની સાથે એમની સામે યે લાલ કિલ્લામાં મુકદ્દમો શરૂ થયો.

આ સંયુક્ત તહોમતનામામાં ઢીલો સામે પ્રથમ આરોપ શાહી સરકાર સામે યુદ્ધ ચલાવવાનો હતો અને બીજા, ચોથા, છઠ્ઠા તથા આઠમા આરોપ તરીકે હરિસિંગ, દુલીચંદ, દરિયાવસિંગ તથા ધરમસિંગ નામના ચાર સિપાહીઓનાં ખૂન કરવાનું તહોમત મૂકવામાં આવ્યુ હતું.

પોતે આઝાદ હિંદ ફોજમાં કેમ જોડાયા એ વિશે અદાલત સમક્ષ પોતાનું સવિસ્તર નિવેદન રજૂ કરતાં ગુરુબક્ષસિંઘ ઢીલોંએ આ બધા આરોપોનો જવાબ આપતાં કહેલું:

'ફોજમાંથી નાસી છૂટવાના અને દુશ્મન સાથે ભળી જવાના આરોપ સર મેં ચાર સિપાહીઓને મુકદ્દમા માટે રજૂ કર્યા હતા એ વાત સાચી છે, પણ એ માણસોને મારા કહેવાથી કે મારા ફરમાન અનુસાર ગોળીએ દેવામાં આવ્યા હતા એ તદ્દન જૂઠું છે. જે દિવસે અને જે સમયે અમને ગોળીએ દેવાનું કહેવામાં આવે છે તે સમયે હું પથારીવશ હતો અને હાલીચાલી શકતો ન હતો. સાચી વાત એ છે કે આ માણસોને ફરમાવાયેલી પોતાની સજા પાછળથી ડિવિઝનના કમાન્ડરે રદ કરી હતી અને એનો કદી અમલ થયો ન હતો.

'મેં જે કાંઈ કર્યું છે તે આઝાદ હિંદની કામચલાઉ સરકાર નીચે રહીને લડતા, રીતસરના ને સુવ્યવસ્થિત લશ્કરના એક સભ્ય તરીકે કર્યું છે; અને તેથી એવા લશ્કરના સભ્ય તરીકે મારી ફરજ બજાવતાં જે કાંઈ કર્યું હોય એ ગુના અનુસાર મારી ઉપર હિંદી લશ્કરી કાનૂન પ્રમાણે અને હિંદના ફોજદારી કાયદા પ્રમાણે આરોપ મૂકી શકાય નહિ, તેમ કામ પણ ચલાવી શકાય નહિ. વધુમાં મને એવી સલાહ આપવામાં આવી છે કે કાયદાની દૃષ્ટિએ જોતાં આ લશ્કરી અદાલતમાં ચાલતો મારો મુકદ્દમો ગેરકાયદેસર છે.

'ઊંચામાં ઊંચા અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હેતુઓથી હું આઝાદ હિંદ ફોજમાં જોડાયો હતો. આઝાદ હિંદ ફોજના સભ્ય તરીકે હું અસંખ્ય યુદ્ધ-કેદીઓને પૈસા અને ચીજવસ્તુઓની મદદ કરી શક્યો છું. દૂર પૂર્વમાં વસતા હિંદીઓના જાનમાલ અને ઇજ્જતનું રક્ષણ આઝાદ હિંદ ફોજ કરી શકી છે. જુદા જુદા આરોપો અનુસાર જેમના પર મોતની સજા ફરમાવવામાં આવી હોય એવા કેટલા યે નાગરિકો અને યુદ્ધ-કેદીઓનાં જીવન ફોજ બચાવી શકી છે.

'હિંદનાં શહેરોમાંના નાગરિકો અને તેમની માલમિલકતો પર બોંબમારો ન કરવાનું હું જાપાનીઓને સફળતાપૂર્વક સમજાવી શક્યો હતો. આઝાદ હિંદ ફોજે બજાવેલી એમની સેવાની કદર તરીકે દૂર પૂર્વમાંના હિંદીઓએ આઝાદ હિંદની કામચલાઉ સરકારના ફાળામાં કરોડો રૂપિયા આપ્યા હતા.

'હું સવિનય એવી માન્યતા ધરાવું છું કે આઝાદ હિંદની કામચલાઉ સરકાર પ્રત્યે વફાદારી ધરાવતા પચીસ લાખ હિંદીઓની માનભરી સેવા આઝાદ હિંદ ફોજે કરી છે અને અત્યંત દેશપ્રેમી ઇરાદાથી એ પ્રેરાયેલી હતી.'

આવા બહાદુર સિપાહી ઢીલોનો મુકદ્દમો ચાલી રહ્યો હતો અને એના પર પોતાની સજા ઝઝૂમી રહી હતી, ત્યારે એની પ્રતિવ્રતા પત્ની બસંતકુંવરે પોતાના પતિનું ગૌરવ વધારે એવું દિલ્હીની સ્ત્રીઓની સભામાં ભાષણ કરતાં કહેલું :

'આઝાદ હિંદ ફોજમાં મારા પતિએ જે ભાગ ભજવ્યો છે તેનું મને અભિમાન છે કે દેશ ખાતર મારા પતિનું યે બલિદાન દેતાં મને આંચકો નહિ લાગે; કેમકે હું માનું છું કે દેશની આઝાદી માટે તમામ સ્ત્રીઓએ પોતાનાં સંતાનો અને પતિઓનાં પણ બલિદાન દેવા માટે તૈયાર રહેવું જોઈએ. બલિદાનથી જ આપણા વતનની આઝાદી હાંસલ થવાની છે.'

અંગ્રેજી, હિંદી અને ગુરુમુખી જાણતી પંજાબના ગામડાની આ યુવતી એ દિવસોમાં દિલ્હીની જનતાની આદર્શસ્વરૂપ બની રહી. એ બહાદુર નારી રોજ સાઇકલ પર બેસીને પોતાના પતિનો મુકદ્દમો સાંભળવા લાલ કિલ્લામાં હાજર થતી, દૂરથી પોતાના પતિ તરફ પ્રણામ કરતી અને એક બાજુને સ્થાને સ્વસ્થતાથી બેસી જતી.

મુકદ્દમાનો સમય પૂરો થતાં એ પોતાના પતિને દૂરથી જ નમન કરીને પાછી ચાલી જતી. પોતાનાં સૌભાગ્યકંકણ જ્યારે કટોકટીમાં મુકાયાં હતાં ત્યારે એ મુખ પર સ્વસ્થતા જાળવી રહેલ પત્ની બસંતકુંવર અને પોતાને માથે મોત ઝઝૂમી રહેલ હતું એવે વખતે યે અડગ હિંમતથી હસતા રહેતા પતિ ઢીલોંના દિલમાં શા શા ભાવ રમી ગયા હશે?

છેવટ, ૧૯૪૬ના જાન્યુઆરી માસની ત્રીજી તારીખે શાહ નવાઝખાં, સહગલ તથા ઢીલોં પર ફરમાવાયેલા ચુકાદા પર સર સેનાપતિની મહોર લાગી ગઈ, એ અનુસાર ઢીલોં પર શાહી સરકાર સામે યુદ્ધ ચલાવવાનો આરોપ પુરવાર થયો ગણાયો, પણ ચાર સિપાહીઓનાં ખૂન કરવાના ચારે આરોપ ઊડી ગયા અને ઢીલોંને શાહ નવાઝખાં તથા સહગલ સાથે છોડી મૂકવામાં આવ્યા.

રોજ બસંતકુંવર પોતાના પતિના મુકદ્દમાનો ચુકાદો સાંભળવા લાલ કિલ્લામાં હાજર થતાં, પણ આજે અચાનક ચુકાદો સંભળાવવામાં આવ્યો ત્યારે એ હાજર ન હતાં; એટલે છૂટીને શાહ નવાઝખાં તથા સહગલ શ્રી. રઘુનંદન શરણને ઘેર ગયા અને ઢીલોં પોતાની પત્નીને શુભ સમાચાર આપવા પોતાની પત્ની પાસે ઊપડ્યા. અને...જ્યારે અચાનક પોતાના પતિ ઢીલોં સુખરૂપ ઘેર આવીને ઊભા રહ્યા હશે, ત્યારે પ્રતિ પળે પોતાનાં સૌભાગ્યકંકણ સામે નજર રાખી પ્રભુની પ્રાર્થના કરી રહેલ એ પત્નીના દિલમાં પ્રભુ પ્રતિ શા અહોભાવ જાગ્રત થયા હશે?

* * *

બીજે દિવસે આ વીરત્રિપુટીનો અપૂર્વ સત્કારસમારંભ દિલ્હીના ગાંધી મેદાનમાં યોજવામાં આવ્યો ત્યારે પ્રથમ મેજર જનરલ શાહનવાઝખાં, ત્યાર બાદ કર્નલ સહગલ અને સૌથી છેલ્લે કર્નલ ઢીલોંએ ભાષણ કરતાં કહ્યું :

'તમે અમને જે માન આપી રહ્યા છો એના અમે અધિકારી નથી. એ માન તમે અમને નહિ પણ અમારા નેતાજીને આપી રહ્યા છો. એ માનના હક્કદાર તેઓ છે. મલાયા અને આસામનાં જંગલોમાં હિન્દની આઝાદી અર્થે લડતા લડતાં જીવન સમર્પણ કર્યાં છે એ સિપાહીઓને અભિનંદન આપવાં જોઈએ. જેમનાં હાડકાં અને દેહ બ્રહ્મદેશ તેમ જ મલાયાની ધરતી પર રોળાઈ ગયા છે, તેમના પર અમે કફન પણ ઓઢાડી નથી શક્યા. મને આજે ખુશી એને લીધે થાય છે કે તમે એમનું અને નેતાજીનું સન્માન કર્યું છે. હિંદ હજી પરાધીન છે અને આપણે જે કાર્ય ઉપાડ્યું છે તે હજી અધૂરું છે. જો આપણે સ્વતંત્ર થવું હોય તો આપણે દેશની આઝાદી માટે એક થઈ ને ચાલો લડીએ. આવી એકતાનો દાખલો આઝાદ હિંદ ફોજે આપી દીધો છે.'

આ સભામાં ઢીલોંની સાથે એમનાં પત્ની બસંતકુંવરે પણ હાજરી આપી હતી. અને આ પછી જ્યાં જ્યાં ઢીલોં ગયા છે ત્યાં ત્યાં બસંતકુંવર એમની સાથે જ ફરતાં રહ્યાં છે અને સ્ત્રીઓની સભાઓમાં ભાષણ આપતાં રહ્યાં છે, કે 'દેશની આઝાદી ખાતર પતિ કે પુત્રનો ભોગ આપતાં કદી અચકાશો નહિ. બલિદાન વગર દેશની આઝાદી આવવાની નથી.'

આ પછી ઢીલોં શાહ નવાઝખાં તથા સહગલ સાથે લાહોર ગયા અને તે પછી આઝાદ હિંદ ફોજ રાહતસમિતિના કામમાં લાગી ગયા છે; તેમ જ કોંગ્રેસની દોરવણી અનુસાર જ્યાં જ્યાં આમંત્રણ મળે ત્યાં દોડી રહ્યા છે.

* * *

જાન્યુઆરી માસની ૨૩મી તારીખે નેતાજીજયંતી વખતે શાહ નવાઝખાં કલકત્તા ગયા, સહગલ દિલ્હી રહ્યા અને ઢીલોંને મુંબઈ-

અમદાવાદના કાર્યક્રમમાં ભાગ લેવા આમંત્રણ આપવામાં આવ્યું હતું. બન્ને શહેરોએ આઝાદ હિંદ ફોજના આ વીરને અપૂર્વ માન આપ્યું. મુંબઈ–અમદાવાદ બન્ને સ્થળે ભાષણ કરતાં ઢીલોંએ પોતાને હમેશાં જે વસ્તુની વિશેષ અગત્ય લાગે છે તે શિસ્ત વિષે ભાર દઈ દઈને કહ્યું

'તમારા દિલમાં કામ–સેવા કરવાની જે ખ્વાહેશ, જોશ અને તમન્ના છે તે જોઈ હું ખુશ થયો છું, પણ હું તમને એક વાત કહેવા માગું છું અને તે એ કે તાલીમમાં અધિકારીઓ તરફથી થતી ટોકણી એ બહુ જરૂરી વસ્તુ છે. એ ટોકણી સિપાહીની માફક બરદાસ્ત કરવી જોઈએ. સિપાહીઓ કામ કરે ત્યારે બહુ ભૂલો તો થવાની જ. અને જો કમાન્ડર સિપાહીને એની ભૂલો માટે ટોકે નહિ, તો ભૂલો એમની એમ જ રહી જવાની. જે ઉપરી–અધિકારી છે તે હાથ નીચેના અધિકારીને ટોકી શકે છે, સલાહ પણ આપી શકે છે. અને નીચલા અધિકારીનું કામ એ ટોકણી સાંભળી ભૂલો સુધારવાનું છે. તો જ તે ઉત્તમ વોલંટીઅર, ઉત્તમ સેવક કે સિપાહી બની શકે છે. સેવક માટે અદબ એ જ એક ઉત્તમ આદર્શ છે.'

* * *

શિસ્ત જેટલો જ ભાર ઢીલોં ફરજ પર મૂકે છે. તેઓ કહે છે. 'માનવ માત્રે ફરજ અને માયા–મમતા વચ્ચેની પસંદગીમાં ફરજને પ્રથમ મૂકવી જોઈએ.' એ માટે ખુદ નેતાજી સુભાષચંદ્ર બોઝે જ પોતાનો પ્રસંગ કહેલો તે ટાંકી બતાવે છે.

કલકત્તાના શ્રી. સુભાષ બાબુના નિવાસ–સ્થાનમાં સુભાષ બાબુનો અને તેમનાં માતુશ્રીનો–બન્નેના સૂવાના ઓરડા પાસે પાસે જ હતા. સુભાષ બાબુ મોડી રાત સુધી વાંચતા–લખતા હોય તો ઊંઘમાંથી ઊઠીને મા એમની પાસે આવતાં ને કહેતાં: 'હજી કેમ નથી સૂતો બેટા સુભાષ!'. અને સુભાષ માને સંતોષ આપવા સૂઈ જતા.

સુભાષ આવડા મોટા થયા છતાં એમના માટે આવી મમતા રાખનાર માતા પ્રત્યે સુભાષ બાબુનુ સાવઝ–દિલ બહુજ કોમળ હતું. ત્યારે ને ત્યારે આઝાદ હિંદ ફોજના પોતાના સાથીઓ પાસે તે માની વાત કરતા અને એના નામોચ્ચારની સાથે એ રડી પડતા.

હિંદ છોડી જતા પહેલા સુભાષ બાબુના દિલમાં માયા અને ફરજ એ વચ્ચે જમ્બર મથન ચાલતુ હતુ. માયાળુ, હેત–પ્રીતવાળી માને છોડીને ચાલ્યા જવુ કે ફરજને જતી કરવી ? આ વાત એમને દિવસોથી સતાવ્યા કરતી હતી. માને છોડીને ચાલ્યા જવા માટે એ ત્રણ ત્રણ વખત તૈયાર થયા હતા, પરંતુ રાત્રે સૂતી માનું દર્શન કરવા જતા ત્યારે એમનુ દિલ પીગળી જતું અને ચાલ્યા જવાનો વિચાર છોડી દેતા. આ રીતે હિંદ છોડી જવાનું ત્રણ વખત માંડી વાળ્યુ હતુ.

પરતુ માભોમ પ્રત્યેની એમની ફરજ એમને સાદ દેતી હતી. હિંદની આઝાદી એમને પોકારતી હતી અને એમણે ફરજને માયા–મમતા કરતાં પ્રથમ સ્થાન આપ્યુ.

છેલ્લી વખત નીકળ્યા ત્યારે માયા–મમતાને દિલમાં દાબી દઈને, પ્યારી માતાની એક છબી સાથે રાખીને ઘેરથી ચાલી નીકળ્યા. માની એ છબી નિહાળતા–નિહાળતા નેતાજી ઘણી વાર રડી પડતા.

* * *

આઝાદ હિંદ ફોજ તેમ જ એમના ભાવિ વિષે બોલતાં ઢીલોંએ કહેલું—'

'આઝાદ હિંદ ફોજે કોઈ પણ જાતની યુદ્ધવખતની અંધાધૂંધીમા હિંદની મા–બહેનોની લાજ સાચવવાનો નિર્ણય કર્યો હતો. અમારા ધ્યેયને હાંસલ કરતાં ગોરા સાહેબને બદલે પીળા સાહેબ (જાપાનીઓ) ન ઘૂસી જાય તે અમારે જોવાનું હતુ.

'અમે જ્યારે લાલ કિલ્લામાં પુરાયેલા હતા ત્યારે શ્રીનગરમાંથી પંડિત જવાહરલાલ નહેરુએ એક અવાજ ઉઠાવ્યો, જે અમને લાલ કિલ્લામાં સંભળાયો હતો. હિંદની ૪૦ કરોડની જનતા અમારા છુટકારા માટે પોકાર ઉઠાવતી હતી, તે અખબારો દ્વારા અમે ભીની આંખે વાંચતા હતા. એ ૪૦ કરોડની જનતાએ અમને છોડાવ્યા છે, એથી અમારી જિંદગી પર અમારો હક્ક નથી, પણ ૪૦ કરોડ જનતાનો અધિકાર છે. ૪૦ કરોડની મકસદ આઝાદી છે, એટલે મુલક આઝાદ નહિ થાય ત્યાં સુધી અમે લડતા રહેશું.

'અમે ઈમ્ફાલ અને બ્રહ્મદેશનાં જંગલોમાં લડત ચલાવી હતી, તે ચાલુ રાખવાનો અમારો ભાવિ કાર્યક્રમ છે. તફાવત ફક્ત એટલો જ છે કે અગાઉનો કાર્યક્રમ હિંસાત્મક હતો, આજનો કાર્યક્રમ અહિંસાત્મક છે...આઝાદ હિંદ ફોજના અમે ત્રણે અફસરો છૂટયા છીએ તે કોંગ્રેસને લીધે જ. હવે અમે કોંગ્રેસને સંપૂર્ણપણે અનુસરવાના છીએ. આજ સુધી અમે શસ્ત્રોથી લડ્યા છીએ, પરંતુ હવે અમે કોંગ્રેસ કહે છે તે અહિંસાના માર્ગે જ દેશની સેવાનું કામ કરવાના છીએ.

'નેતાજીનું નામ લઈને લોકો હિંદમાં પોકાર કરે છે કે તેમની માફક હિંસાનો આશ્રય લઈએ. જે લોકો આવી વાતો કરે છે તે નેતાજીને બરાબર સમજ્યા નથી. નેતાજીએ હિંદમાં રહીને ક્યારે હિંસાનો માર્ગ લીધો છે?...આજે તેઓ જીવતા હોય અને હિંદમાં આવે તો તેઓ પણ અહિંસાની નીતિને જ સ્વીકારે.'

* * *

ઢીલોં ભાષણ કરતાં આઝાદ હિંદ ફોજનાં સ્મરણો–પ્રસંગો ટાંકીને કહી સંભળાવે છે. કેવાં જ્વલંત એ સ્મરણો છે!—

'પ્રથમ આઝાદ હિંદ ફોજ જનરલ મોહનસિંગે રચી. તેમને ઘણી મુશ્કેલીઓ નડી. થોડા સમય બાદ અમને જાપાનીઓની સચ્ચાઈ

વિષે શંકા આવી અને આ ફોજની ઇમારતને રચનાર જનરલ મોહનસિંગે પોતાનું શું થશે એનો વિચાર કર્યા વગર એ ઇમારતને તોડી નાખી. ક. મોહનસિંગ અને બીજા ચારથી પાંચ હજાર માણસોને જાપાનીઓએ ન્યુગીનીમાં મોકલી દીધા.

'ક. મોહનસિંગની આ પ્રાથમિક કુરબાનીમાંથી અમને નેતાજી ભેટરૂપે મળ્યા. Britania rules over waves—મહાસાગર પર બ્રિટન સામ્રાજ્ય ભોગવે છે એમ કહેવાય છે. પણ એની અંદર થઈને નેતાજી બર્લીનથી આખો એટલાંટિક મહાસાગર અને હિંદી મહાસાગર વીંધીને સીંગાપુર આવી પહોંચ્યા. એમણે આવતાંવેંત આઝાદ હિંદ સરકાર રચી અને પહેલું કામ બ્રિટન-અમેરિકા સામે યુદ્ધ-જાહેરાતનું કર્યું.

'હિંદની આઝાદીની કિંમત નેતાજી પોતાના જાનથી ચૂકવવા પણ તૈયાર હતા. એવી આંતરિક તમન્નાની બુનિયાદ ધરીને નેતાજીએ આઝાદ હિંદ ફોજ રચી હતી. એ બુનિયાદનું જોર લઈને આઝાદ હિંદ ફોજ વિના સાધને લડવા નીકળી હતી.

'સૌથી પ્રથમ શાહ નવાઝખાં સુભાષ બ્રિગેડ લઈને કોહીમાં પહોંચ્યા હતા. એમની પાછળ ગાંધી અને નહેરુ બ્રિગેડ પહોંચી હતી. ઇમ્ફાલના ઐતિહાસિક ઘેરા પછી કમભાગ્યે અમારી આ ફકીરી ફોજને પાછા ફરવું પડ્યું.

...પણ પાછા ફર્યા હતા પાંચ પાંચ માસના ઘેરા પછી આઝાદીની તમન્ના અનુભવનાર માત્ર ૨૫૦૦૦ની નાનકડી સંખ્યાના આઝાદ હિંદ ફોજના સિપાહીઓએ બ્રિટિશરોના ૬૭,૦૦૦ની પ્રચંડ લશ્કરને પાછું હઠાવ્યું હતું અને પાંચ પાંચ માસ સુધી ચકરાવે ચડાવ્યું હતું.

'આ ઘેરો અમે કેવી રીતે ટકાવ્યો હતો એ જાણો છો?—

બાર બાર દિવસ સુધી અમારી પાસે ખાવા માટે ચોખાનો દાણો યે ન હતો. અમારી પાસે કાંઈ ભથ્થાં રહ્યાં ન હતાં, પહેરવાને લૂગડાં ન હતાં અને કેટલા-યે સિપાહીઓ બીમારીમાં સપડાયા હતા; છતાં પણ અમે સામનો જારી રાખ્યો હતો.

'એવે વખતે અમારા દુશ્મનો અંગ્રેજો હવાઈ જહાજો દ્વારા અમારા પર ચોપાનિયાં ફેંકી અનેકવિધ લાલચો આપી રહ્યા હતા, બ્રૉડકાસ્ટ કરી કરીને અમને કહી રહ્યા હતા કે—ભૂખે શા માટે મરો છો? આવો, તમને દૂધ અને દવા આપશું, તમારાં માબાપ અને બાળબચ્ચાં પાસે લઈ જશું.

'પણ તેમને અમારો એક જ જવાબ હતો—અમારાં માબાપ અને બાળબચ્ચાં ગુલામ હિંદમાં ન હોઈ શકે. અમારાં માબાપ અને બાળબચ્ચાંને મળવું હશે તો આઝાદ હિંદમાં આવી પહોંચશું.

'આવા જવાબ આપતા આઝાદ હિંદ ફોજના આઝાર અને જખમી સિપાહીઓ નેતાજી તરફ ચાલી નીકળતા. ચાલતાં ચાલતાં થાકીને તેઓ બેસી જતા, પણ તેઓ એ આખરી શ્વાસ લેવાને જ બેસતા હતા. જેઓ જખમી થતા અને આગળ ચાલી ન શકતા તેઓ જાતે જ ગોળી ખાઈ લેતા અને અંતિમ શ્વાસ ખેંચતાં તેઓ કહેતા, કે નેતાજીને મારા 'જય હિંદ' કહેજો.

'શાહ નવાઝખાંએ એક વખતે એક માણસને બન્ને પગે જખમવાળી હાલતમાં જખમમાંથી ઢસડાતો કાઢતો જોયો. શાહ નવાઝખાંએ એને કહ્યું: 'લાવ ભાઈ, તારી બંદૂક મારી પાસે. હળવો થઈને પાછળ ચાલ્યો આવ.' પણ પેલા સિપાહીએ એમને જવાબ દીધેલો: 'છો રહી એ બંદૂક મારી પાસે. દિલ્હી તો ન પહોંચી શક્યો, દિલ્હી ભણી મુખ રાખીને મારા હાથે મરવામાં એ બંદૂક કામ આવશે.'

'આ પછી ૧૯૪૫માં ફરી અમને બ્રિટિશરો સામે લડવાની તક મળી હતી. જાપાનીઓ પીછેહઠ કરતા હતા, પણ અમારે તો અમારા દુશ્મન સામે લડવું જ હતું. એ સમયે લડતા લડતાં એક વખત અમારા ૭૦૦ માણસોએ દુશ્મનના ૨૦ હજાર સિપાહીઓને રોકી રાખ્યા હતા. એટલું જ નહિ, તેના ચોથા ભાગના સિપાહીઓને હણીને જખમમાંથી નાખ્યા હતા. હું કેદ પકડાયો ત્યારે મને અંગ્રેજ અધિકારીએ પૂછ્યું હતું 'તમે આવાં જૂનાં અને નાનાં હથિયારો વડે અમને આટલી બધી ખુવારી કેવી રીતે પહોંચાડી શકતા હતા?' મેં એમને જવાબ દીધેલો: 'અમારાં હથિયાર નાનાં અને જૂનાં હતાં પણ અમારાં દિલમાં રહેલી વતનની તેમ જ નેતાજીની ભાવના જ્વલંત અને વિરાટ હતી. એની સામે તમારાં કોઈ આધુનિક હથિયાર ટકી શકે એમ નથી.'

'નેતાજીએ અમને જલદી પાછા આવીને રંગૂનમાં મળવાનું ફરમાન કર્યું હતું; પરંતુ અમે તેમને ન મળી શક્યા. શાહ નવાઝખાં અને હું સૌથી છેલ્લે પકડાયા ત્યારે અમારી સાથે માત્ર ૪૦ માણસ બાકી રહ્યા હતા. આમ આખરે પકડાયા એ પહેલાં યે અમારે દુશ્મન સાથે ઝપાઝપી થયેલી, ત્યારે અમારા ૨ સિપાહી મરાયા હતા અને દુશ્મનના ૭ સિપાહીઓને ઉડાડી દીધા હતા.

'અમે અંગ્રેજોના હાથમાં કોઈ પણ રીતે પકડાવા માગતા ન હતા. સૌથી પ્રથમ શાહ નવાઝખાં તેમ જ અમે બર્માના જંગલોમાં ભટકતા ફરવાનું નક્કી કર્યું હતું. પણ એમાં યે અમે સપડાઈ ગયા ત્યારે શાહ નવાઝખાં અંગ્રેજોના હાથમાં પકડાવા કરતાં પોતાના જ હાથે ગોળી ખાઈને મરી જવામાં માનતા હતા. પણ અમે સમજાવતાં એ અટક્યા હતા.

'એક મોરચા પર અમારી ટુકડી પડી હ... મદ્રાસના

મુસ્લિમ, શીખ, જાટ વગેરે હતા. એમાંથી ૩૫ સૈનિકો ખૂબ ઘવાયા અને બ્રિટિશોના હાથમાં જઈ પડ્યા.

'સામેના એ બ્રિટિશ થાણાના નજીકના તળાવમાંથી જ હું પાણી લાવતો અને અમારાં બન્નેનાં લશ્કરો નજીક નજીક જ હતાં, પરંતુ એ પકડાયેલા સૈનિકોમાંથી કોઈએ પણ ગમે તેટલા માર કે પરેશાની છતાં અમારી ટુકડી ત્યાં પડી હતી તેના સમાચાર બ્રિટિશરોને કહ્યા ન હતા. ન છૂટકે પકડાયા પછી યે સિપાહીઓની આવી વફાદારી રહી હતી.'

મુંબઈ તેમ જ અમદાવાદમાં ઢીલોંને એમની પોતાની જ્ઞાતિ શીખ ગુરુદ્વારા તરફથી માનપત્ર આપવાના સમારંભ થયા હતા અને આઝાદ હિંદ ફોજની રાહતસમિતિમાં હજારો રૂપિયાનું ફંડ કરીને એમને આપવામાં આવ્યું હતુ. તેમની સમક્ષ બોલતાં ઢીલોંએ ધર્મ વિષેના પોતાના વિચારો જણાવ્યા હતા :

'રાજકીય બાબતોમાં હું પ્રભુ કે ધર્મને વચ્ચે લાવતો નથી. મેં કેશ કપાવી નાખ્યા તે સંબંધમા મારા પર તરેહ તરેહના આક્ષેપો કરવામાં આવે છે, પણ મેં તેની પરવા નથી કરી; છતાં નેતાજીની જન્મજયંતીથી કેશ વધારવાનો મેં નિર્ણય કર્યો છે. મને અગાઉ બે વખત ન્યુમોનિયા અને ગળાનાં દર્દ થયાં હતાં ત્યારે ડૉક્ટરોએ કેશ કાઢી નાખવાની મને સલાહ આપી હતી અને તેથી મને ફાયદો પણ થયો હતો; છતાં હું કહું છુ કે હું શીખ જ હતો અને શીખ જ રહીશ. હું શીખ ભાઈઓ, જેઓ ગુરુ નાનકના બંદા છે એમને એક જ અપીલ કરું છું કે તેઓ આઝાદી માટે ઝઝની કૉંગ્રેસમાં જોડાઈ જાય.'

મુંબઈની એક સભામાં ઢીલોંને થોડા જુવાનોએ પોતાની આંગ-

ળીઓમાંથી લોહી કાઢી, તે એક પેનમાં ભરીને, તે પેન ભેટ આપી. આ દિવસોમાં લોહીનાં તિલક, ચાંદલા વગેરે ખૂબ ચાલી રહ્યું હતું, તેમાં આ રીતે લોહી ભરેલી પેન મળતાં ઢીલોં ખિજાઈ ઊઠયા. એ બોલ્યાઃ 'આ રીતે નિરર્થક લોહી વહાવી દેવાનો કશો અર્થ નથી. આમ તો ટાઢે કોઠે સૌ કોઈ લોહી આપી શકે, પણ ખરો વખત આવે ત્યારે જે પોતાનાં લોહી વહાવવા તૈયાર રહે તેનો જ અર્થ છે. આ રીતે નિરર્થક લોહી વહાવવાં બંધ કરજો.'

* * * *

હમણાં હમણાં લાહોરના સ્ટેશન પર ઢીલોં સાથે એક કમનસીબ ગોરો લશ્કરી અધિકારી ભટકાઈ પડયો હતો.

ઢીલોં પોતાના કામકાજ માટે લાહોરના સ્ટેશન પર ગયા હતા, એ વખતે ત્યાંથી હિંદી લશ્કરની કોઈ ટુકડી ટ્રેઈનમાં બેસીને ક્યાંક જઈ રહી હતી. એ ટુકડીમાં ઢીલોંના જૂના દોસ્તો હતા. જૂના દોસ્તો ઢીલોંને ઘેરી વળ્યા અને વાતોએ ચડ્યા. ત્યાં કોઈ લશ્કરી ગોરો અફસર આવી ચડયો. કોઈ નાગરિક સાથે હિંદી લશ્કરના સિપાહીઓ આ રીતે મમતાથી વાત કરી રહ્યા એ તેનાથી ન દેખી શકાયું. એણે તરત જ ઢીલોંને હુકમ કર્યો: 'અહીંથી ચાલ્યા જાઓ.'

બિચારા અફસરને ક્યાંથી ખબર કે એની સમગ્ર સલ્તનત સામે લડીને આ માણસ આઝાદ બની ગયો છે! ઢીલોંએ એમને જવાબ પરખાવ્યોઃ 'હું મારા જૂના દોસ્તોને મળી રહ્યો છું. મારાથી ચાલ્યું નહિ જવાય.'

ગોરો અને તેમાં ય લશ્કરી અફસર એ આવું સાંભળવા ક્યાંથી ટેવાયેલ હોય? એણે કહ્યું: 'તો તમને મારે પરહેજ કરવા પડશે.'

ગોરા અફસરને ખબર ક્યાંથી હોય કે સામે ઊભેલો માણસ

માત્ર પરહેજ થઈને જ નહિ, પણ મોતને હાથ અડાડીને ફોજી અદાલતની પાસેથી પાછો ફરીને આવ્યો છે? ઢીલોંએ એને જવાબ દીધોઃ 'જરૂર પરહેજ કરી શકો છો.'

પણ પરહેજ અફસર પોતાના હાથે થોડો જ કરવાનો હતો? સમસ્ત બ્રિટિશ સામ્રાજ્ય હિંદીને હાથે જ ચાલે છે એમ એ અફસરે જેમની સાથે ઢીલોં વાત કરતા હતા એ જ હિંદી લશ્કરી સિપાહીઓને ઢીલોંને પરહેજ કરવા હુકમ દીધો. પણ એ હિંદી સિપાહીઓએ સવિનય જવાબ દીધો 'અમે એમને પરહેજ નહિ કરી શકીએ, સાહેબ.'

એ સિપાહીઓ છુટી પર જતા હતા અને પોતાના કબજામાં ન હતા એટલે ધૂંધવાતો અફસર ત્યાંથી દૂર ગયો અને પોતાના તાબાની એક હિંદી લશ્કરી ટુકડીને ઝપાટાબંધ લઈ આવ્યો અને ઢીલોં સામે આંગળી ચીંધી હુકમ દીધો. 'પરહેજ કરો આને.'

આગંતુક હિંદી સિપાહીઓના અફસરના કાનમાં પેલો રજા ગાળવા જનાર હિંદી સિપાહીઓમાંથી કોઈકે ઓળખાણ આપી: 'જેમને પરહેજ કરવાને તમને હુકમ મળે છે એ તો છે આઝાદ હિંદ ફોજના જાણીતા અફસર કર્નલ ગુરુબક્ષસિંગ ઢીલોં.'

આગંતુક હિંદી અફસરે ઢીલોંને પરહેજ કરવાને બદલે 'હોશિયાર' થઈને ઢીલોંને 'જય હિંદ'ની સલામી આપી, પોતાના ઉપરી–અધિકારીને આ રીતે સલામી આપતા દેખીને એની નીચેના સિપાહીઓએ પણ 'હોશિયાર' થઈને ઢીલોંને 'જય હિંદ'ની સલામી આપી. જેને પોતે પકડવાનો હુકમ દીધો છે તેની સાથે આ હિંદી અફસર શું કરી રહ્યો છે એમ વિચારતો ગોરો અફસર માથું ખજવાળી રહ્યો હતો, ત્યાં હિંદી અફસરે એને સ્પષ્ટતા કરીઃ 'એ તો આઝાદ હિંદ ફોજના અફસર ક. ઢીલોં છે, અમારી નહિ, અત્યારે સમગ્ર હિંદી

જનતા અને હિંદી લશ્કરની એ માનનીય વ્યક્તિ છે. એને અમે પરહેજ નહિ કરી શકીએ!

અધિકારની રૂઈએ ગોરો અફસર એમના પર ગમે તે કરી શકે તેમ હતુ, પણ અત્યારે અહીં શુ થાય? ઢીલોને પરહેજ કરાવવા માટે એ સ્ટેશન પર આમતેમ આંટા મારવા લાગ્યો, પણ કોઈને હુકમ ફરમાવી શકે એવુ ન દેખાયુ

છેવટ દશ મિનિટ સુધી રાહ જોઈને, હિંદી સિપાહીઓ સાથે ખૂબખૂબ વાતો કરીને ઢીલોએ એમને જણાવ્યુ. 'સાહેબ, આટલો વખત મેં રાહ જોઈ, પણ મારે ઘણુ કામ છે. હવે વધારે વખત રાહ ન જોઈ શકું. મને પરહેજ કરવો હોય, તો મારી ઑફિસે આવી પહોચજો. ઑફિસ જાણીતી છે. કોંગ્રેસનુ મથક ઘંડલો હૉલ ગમે ત્યારે આવી પહોંચજો.'

આમ કહીને ઢીલો હિંદી સિપાહીઓને 'જય હિંદ' કરી ચાલતા થઈ ગયા. એને ઘણા દિન અને માસ ચાલ્યા ગયા છે. હજી સુધી પેલો ગોરો અફસર એમને પરહેજ કરવા પાછળ આવ્યાના કશા વાવડ નથી!

×